૨૫૯૬

# વ્યવહાર મયૂખ.

નીલકંઠ ભટનું બનાવેલ.

તેનું ભાષાન્તર કરનાર,

રા. છોટાલાલ નરભેરામ ભટ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

કસ્તુર વીરચંદ.


અમદાવાદમાં.

મામાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ
એજન્સી કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સને ૧૮૮૬. સંવત ૧૯૪૨.




આ પુસ્તક વલંદાની હવેલી સામે તા. ફીકાભટની
પોળમાં કસ્તુર વીરચંદને ત્યાંથી મળશે.

૨૫૮૬

# પ્રસ્તાવના.



આ ગ્રંથના કર્તાએ 'ભાસ્કર' નામે ધર્મશાસ્ત્રનો મોટો ગ્રંથ રચેલો છે. ભાસ્કર નામ સૂર્યનું છે. સૂર્યને જેમ મયૂખ એટલે કિરણ હોય છે તેમ આ ભાસ્કરના પણ ગ્રંથકર્તા નીલકંઠે બાર મયૂખ કરેલા છે. પ્રત્યેક મયૂખ તે ગ્રંથનો એક ભાગ છે. તે બારમાનો વ્યવહારને ઉપયોગી આ વ્યવહાર-મયૂખ છે. ગ્રંથ જોવાથી જણાશે કે પૂર્વે થઇ ગયેલા જૂદા જૂદા સ્મૃતિકારોનાં ભિન્ન ભિન્ન મત એક અર્થ ઉપર ગ્રહણ કરીને પછી તે ઉપર શાસ્ત્રીય રીતે પૂર્વપક્ષ ઉઠાવી ઠામ ઠામ નીર્ણય કરેલા છે; અને તેથી અમુક વાદસ્થળમાં જૂદા જૂદા ધર્મશાસ્ત્રના ગ્રંથો જોવાની અગત્ય રહેતી નથી. કદાચિત આવો ગ્રંથ ન હોત તો યાજ્ઞવલ્ક્યાદિક સ્મૃતિઓથી ચાલત કે કેમ? એમ કોઇને શંકા થાય તો તેનું સમાધાન એજ છે કે યાજ્ઞવલ્કયના વચનથી વિરૂદ્ધ કોઇ બીજી સ્મૃતિનું વચન જોવા માં આવત ત્યાં ભાંજગડ પડત. તે ભાંજગડ આ ગ્રંથથી દૂર થઇ જાય છે. પ્રાચીન કાળમાં જ્યારે ધર્મશાસ્ત્ર પ્રમાણેજ રાજાઓ પ્રત્યેક વ્યવહાર કરતા હતા ત્યારે પરસ્પરની વિરૂદ્ધતાનો પરિહાર કરીને નિર્ણય જાણવાના સાધન રૂપ આ ગ્રંથની વિશેષ અગત્ય હતી. પણ હમણા માત્ર વારસા સંબંધી અને એવીજ બીજી જે અમુક લોક સમુદાયની ભિન્ન ભિન્ન રૂઢીઓ હોય છે તેને લગતા વાદ વિવાદના નિર્ણય માટે સરકારે તે તે સમુદાયના ધર્મશાસ્ત્રની જરૂર રાખી છે, માટે આ ગ્રંથનો તેજ ભાગ બહુધા ઉપયોગી છે. એમ છતાં પણ આ પુસ્તકનું પૂર્વાપર અવલોકન કરનારને પ્રાચીન હિંદુઓની ઇનસાફ કરવાની રીતિ, લોક વ્યવસ્થા માટે તેમણે ઠરાવેલા નિયમો, અને ગુનેહગારને માટે તેમણે ઠરાવેલી શિક્ષા, એ સર્વ ઉપરથી તેમની બુદ્ધિની તીક્ષ્ણતા અને તેમનું દીર્ઘ દર્શિત્વ જણાઇ આવ્યા વિના રહેશે નહિં. ફોજદારી કાયદામાં ઠરાવેલી શિક્ષાઓ અને આમાં ઠરાવેલી શિક્ષાઓમાં ઘણો તફાવત છે એ ખરૂં, પણ આપણે જોઇએ છીએ કે તે બેના પરિણામમાં પણ ઘણો તફાવત છે. અસ્તુ. આ ગ્રંથનું ભાષાંતર મેં એટલી ત્વરાથી કર્યું છે કે તે જ્યારે ભાષાંતર વાંચનાર ગૃહસ્થો જાણશે ત્યારે તેમાં કોઇ કોઇ સ્થળે જે વ્યંગ જણાશે તેથી વિસ્મય પામશે નહિ; તોપણ તે તે વિદ્વાનોને મારી પ્રાર્થના છે કે તેમણે ગુણ માત્ર ગ્રહણ કરીને દોષાદોષ સુધારી લેવા. આ ગ્રંથ શી રીતે લખાયો, તે લખવામાં શી શી હરકતો નડી, તેનાં પ્રુફ કોણે વાંચ્યાં, મારાથી પુરતું અવધાન કેમ ન અપાયું, વગેરે લાખ્યાન સાથે વાંચનારને કાંઇ સંબંધ નથી માટે તે સંબંધી કાંઇ ન બોલતાં માત્ર એટલુંજ કહુંછું કે આ ભાષાંતરમાં કાંઇ ન્યૂનતા હોય તે ગ્રંથ પ્રસિદ્ધ કર્તાને સૂચવવા મેહેરબાની કરશો કે જેથી તે પુનરાવૃત્તિ વખતે સુધારી શકે.

છોટાલાલ નરભેરામ; ભટ્ટ.
ભાષાંતર કર્તા.



# વ્યવહારમયૂખની અનુક્રમણિકા.

૨૫૯૬

# વ્યવહાર મયૂખ.

## मंगळाचरण.

उक्त्वानृपनयरीतिंनत्वाभास्वत्पदांबुजंसम्यक् ॥
विरचयतिनीलकंठोव्यवहारविनिर्णयेकिंचित्॥

રાજનીતિની રીતિ કહીને અને સૂર્યના ચરણારવિંદને સારી રીતે પ્રણામ કરીને, નીલકંઠભટ્ટ વ્યવહાર (કાયદા) ના નિર્ણય વિષે થોડું ઘણું રચેછે.

ગુરૂ તથા ઈષ્ટને નમસ્કાર.

*द्विजराजैकमूर्द्धन्यंवृषाध्यक्षांशिवान्वितम् ॥
काश्यांसर्वोपदेष्टारंभावयेशंकरंगुरुम् ॥

---

* આ ગ્રંથના પ્રમાણની બાબતમાં, સ્ટીલ હિંદુકસ્ટમની બીજી આવૃત્તિનું પા૦૭મું સ્ટોકસ હિંદુલોમાં મયૂખના તરજુમામાં બારોડેલે લખેલી પ્રસ્તાવનાનું પા૦ ૬ અને મુંબાઈની હાઇકોર્ટના રીપોર્ટસના ૧ લા વાલ્યુમના પા૦ ૬૬-૯૮ મે, રામીયા વી૦ ભાગીના કજીઆમાં સરજોસેફ આરનલ્ડનું જજમેન્ટ, તેજ વાલ્યુમના પા૦ ૧૧૭-૧૨૨ મે, વીનાયક વી૦ લક્ષ્મીબાઇના કેસમાં ચીફ જસ્ટીસ સાસ અને જસ્ટીસ આરનલ્ડનું જજમેન્ટ, અને મુંબાઈના હાઇકોર્ટના રીપોર્ટસના ૮ મા વાલ્યુમના અપેલેટ કોર્ટના રીપોર્ટસના પા૦ ૬૭ થી ૭૨ મે, નાથાજી વી. હરીના કેસમાં, મેलवील અને કેમ્બલ જસ્ટીસસનું જજમેન્ટ અને તેજ પુસ્તકના ૨૪૪-૨૭૩ મે પાને, વીજીઅમ રન્ગમ વી૦ લક્ષમનના કજીઆમાં, ચીફ જસ્ટીસ વેસ્ટ્રાપનું જજમેન્ટ, તેમજ બાબાજી કાશીનાથ વી૦ આનંદરાવ ભાસ્કરના કજીઆમાં જસ્ટીસ સારજંટના જજમેન્ટ ઉપરથી, અને વેસ્ટ અને બુલરના હિંદુલોના ઉપોદ્ઘાતના ૨ જા પાને પંડિતોના આપેલા વિચાર ઉપરથી તથા મુંબાઇની હાઇકોર્ટના ૧૨ મા વાલ્યુમમાં પા૦ ૬૫ મે, કૃષ્ણાજી વ્યન્કટેશ વી. પાંડુરંગના કેસમાં વેસ્ટ અને પીનહી, જસ્ટીસીસના જજમેન્ટ ઉપરથી સર્વેનું તાત્પર્ય એ નીકળેછે કે,—તળ મુંબાઈ ટાપુમાં અને ગુજરાત પ્રાંતમાં વ્યવહાર મયૂખ મુખ્ય પ્રમાણ ગણવું. અને મિતાક્ષરા કરતાં વ્યવહાર મયૂખનું પ્રમાણ બલવત્તર ગણવું. પણ મરાઠા દેશમાં અને ઉત્તર કેનેરામાં મિતાક્ષરાનું પ્રાધાન્ય ગણી વ્યવહાર મયૂખનું પ્રમાણ એથી ઉતરતું ગણાયછે. તેમાં પણ વીરમિત્રોદયથી મયૂખ ચડે. અને મયૂખ મિતાક્ષરાને મળતો આવે, ત્યાં તે મિતાક્ષરાની પુરવણીમાં અને અર્થ દર્શિત ગણાય છે.

ચંદ્રમા જેના મસ્તક ઉપરછે, વૃષભના પતિ, પાર્વતી સહિત, અને કાશીમાં સર્વને ઉપદેશ કરનાર એવા ગુરૂ સદાશિવનું ધ્યાન કરૂંછું. તેમજ બીજો અર્થ કે,—બ્રાહ્મણોમાં ઉત્તમ, ધર્મના અધિપતિ, કલ્યાણ સહિત અને કાશીમાં સર્વને ઉપદેશ કરનાર એવા ગુરૂ (પિતા) શંકરભટ્ટનું હું ધ્યાન કરૂંછું.

विरोधिमार्गद्वयदर्शनार्थंद्वेधाबभूवात्रपरःपुमानयः ॥
श्रीशंकरोभट्टइहैकरूपोमीमांसकाद्वैतमुरीचकार ॥

પરસ્પર વિરોધી (કર્મકાંડ અને જ્ઞાનકાંડ) એવા બે માર્ગને દેખાડવા સારૂ જે પરમ પુરૂષ ભટ્ટ તથા શંકરાચાર્ય એ રૂપે કરીને અવતર્યા હતા તેમણે અહીં શંકરભટ્ટ એવા નામથી એકરૂપ થઇને મીમાંસક અદ્વૈત અંગીકાર કર્યું.

ખોટી બાબત બાદ કરેલીછે.

प्रतारकैराद्दतमत्रकिंचिन्मयातुनिर्मुलतयातदुझ्झितम् ॥
ऊनोक्तितानात्रहितेनकाचित्खपुष्पहीनापचितिर्नहीयते ॥

આ વ્યવહાર બાબતમાં ઠગોએ જે કાંઈ માનેલુંછે, તે તેના નિર્મૂળપણાને લીધે મેં છોડી દીધુંછે; તેથી એ વિષે અહીં કાંઈ ઓછું કહેવાયું સમજવું નહિ. કારણ કે આકાશના ફુલ વગરની પૂજા કાંઇ ઓછી કહેવાય નહિ.

વ્યવહાર (ન્યાય)નું લક્ષણ.

विप्रतिपद्यनरान्तरगताज्ञाताधर्मज्ञापनानुकूलोव्यापारोव्यवहारः॥ वादिप्रतिवादिकर्त्तृकःसंभवद्भोगसाक्षिप्रमाणकोविरोधिकोटिव्यवस्थापनानुकूलोवाव्यापारःसः॥संप्रतिप्रत्युत्तरेतुव्यवहारपदप्रयोगोभाक्तइतिमदनरत्ने ॥ वादवितंडादिव्यावृत्यर्थमुत्तरदलम् ॥

તકરારવાળાં માણસોમાં રહેલો અજાણ્યો અધર્મ કોનામાંછે એ જણાવી દેવામાં અનુકુળ વ્યાપારને વ્યવહાર (ન્યાય) કહેછે. અથવા, વાદી પ્રતિવાદી જેના કર્તાછે એટલે વાદી પ્રતિવાદીએ કરેલો, જેમાં ભોગ (ઉપભોગ) તથા સાક્ષી એ પ્રમાણ સંભવેછે, એવો પરસ્પર તકરારી બાબતને સ્થાપન કરવામાં અનુકુળ જે વ્યાપાર તે વ્યવહાર (ન્યાય) સમજવો. કબુલતના જવાબને વ્યવહાર કહેવો એ ગૌણછે એવું મદનરત્ન ગ્રંથમાં લખ્યુંછે. વાદ અને વિતંડા (એટલે જેમાં પોતાના પક્ષનું સ્થાપન ન થાય એવી તકરાર) ની જુદાઈ જણાવવા સારૂ બીજું દળ (પરસ્પર) તકરારી બાબતને સ્થાપન કરવામાં અનુકુળ એ વિશેષણ) આપ્યું છે.

વ્યવહારનું સ્થાનક.

अथतत्पदम् ।।याज्ञवल्क्यं[१]ःस्मृत्याचारव्यपेतेनमार्गेणाधर्षितःपरैः।

---

૧ મિતાક્ષરા. વ્ય. પ. ૨ પૃ. ૧.

आवेदयतिचेद्राज्ञेव्यवहारपदंहितत् ॥ आधर्षितस्तिरस्कृतः॥

હવે વ્યવહારનું [2]સ્થાનક લખ્યુંછું. યાજ્ઞવલ્ક્ય કહેછે કે, સ્મૃતિ અને આચારથી વિરૂદ્ધ એવા માર્ગે આચરણ કરીને સામાઓએ દુઃખ દીધેલો માણસ રાજા પાસે જો ફરીઆદ કરે તો તે વ્યવહારનું સ્થાનછે. મૂળ શ્લોકમાં આધર્ષિત શબ્દ લખ્યોછે તેનો અર્થ તીરસ્કાર પણ થાયછે. (એટલે "સામાઓએ દુઃખ દીધેલો માણસ" લખ્યું તેને બદલે "સામાઓએ તીરસ્કાર કરેલો માણસ" એમ પણ થાય.)

વ્યવહારના અઢાર ભેદ.

तस्याष्टादशभेदानाह ॥ मनुः[3]तेषामाद्यमृणादानन्निक्षेपोऽस्वामि विक्रयः॥ संभूयचसमुत्थानंदत्तस्यानपकर्मच ॥ वेतनस्यैवचादानं संविदश्चव्यतिक्रमः ॥

क्रयविक्रयानुशयोविवादःस्वामिपालयोः ॥ सीमाविवादधर्मश्चपारु ष्येदंडवाचिके ॥ स्तेयंचसाहसंचैवस्त्रीसंग्रहणमेवच ॥ स्त्री पुन्धर्मोविभागश्चद्यूतमाह्वयएवच ॥ पदान्यष्टादशैतानिव्यवहार

---

૨ આ ઉપરથી એમ જણાયછે કે, પૂર્વે જેને બીજા થકી દુઃખ પ્રાપ્ત થયું હોય, અથવા તિરસ્કાર કરવામાં આવ્યો હોય, તે જ્યાં સુધી ફરીયાદ ન કરે, ત્યાં સુધી ન્યાયના અમલદારોને વચમાં પડવાનું પ્રયોજન નહીં. પણ હાલના કાયદા પ્રમાણે તો ફક્ત દીવાની ફરીઆદીઓ અને હલકી ફોજદારી ફરીઆદીઓનેજ આ વચન લાગુ કરી શકાય. શાથી કે ભારે ગુનાહ કે જેથી રૈયતના જાનમાલને નુકશાનો થાય, અને તેમની સમાધાની ન જળવાય તેવા ગુનાહની બાબતમાં સરકારી અમલદારોએ વગર ફરીઆદીએ તપાસ કરી, ગુન્હેગારોને શિક્ષાએ પોહોંચાડી શકેછે. આ બાબત ક્રિમિનલ પ્રોસીજરકોડ (સને ૧૮૭૨ ના ૧૦ આક્ટની કલમ ૯૨ થી ૯૮ તથા ૧૪૦ માં જુઓ.) દીવાની ફરીયાદોની બાબતમાં પણ દુઃખ દેવામાં આવેલો માણસ મરી ગયો હોય, તો તેના મરણથી તેનાં કુટુંબીઓમાંથી તેનાં માબાપ, સ્ત્રી અથવા છોકરાંને થયેલા નુકશાનની તેઓ સને ૧૮૫૫ ના ૧૩ મા આક્ટ મુજબ, અને મરનારની માલમતાને પહોંચેલા નુકશાનને માટે તેનો વહીવટ કરનાર એડમીનીસ્ટ્રેટર તથા એક્ષીક્યુટર સને ૧૮૫૫ ના ૧૨ મા આક્ટ મુજબ ફરીયાદી કરી શકે છે. ફરીયાદ કોણ કરી શકે અને કોના ઉપર થઇ શકે તે બાબત દીવાનીમાં સીવીલ પ્રોસીજર કોડ (સને ૧૮૭૭ નો આક્ટ ૧૦ મો) જુઓ, અને ફોજદારીમાં ક્રિમિનલ પ્રોસીજર કોડ (સને ૧૮૭૨ નો ૧૦ મો આક્ટ) જુવો.

३ अ ८ श्लोक ४,५,६,७.

**स्थिताविहेति ॥ अनपकर्माप्रदानम् ॥ अनुशयःपश्चातापः ॥**

**द्यूतमप्राणिकरणिकाक्रीडा॥ प्राणिकरणिकासमाऽह्वयः॥**

અર્થ—મનુ એના અઢાર ભેદ કહેછે. (§૧) ઋણાદાન, (૨) નિક્ષેપ, (૩) અસ્વામિવિક્રય, (૪) સંભુય સમુત્થાન (૫) દત્તાનપકર્મ (૬) વેતનાદાન (૭) સંવિદ્વ્યતિક્રમ (૮) ક્રય વિક્રયાનુશય (૯) સ્વામિપાલવિવાદ (૧૦) સીમા વિવાદધર્મ (૧૧) દંડપારૂષ્ય (૧૨) વાકપારૂષ્ય (૧૩) સ્તેય (૧૪) સાહસ (૧૫) સ્ત્રી સંગ્રહણ (૧૬) સ્ત્રી પુંધર્મ (૧૭) વિભાગ (૧૮) દ્યુતસમાહ્વય, એ અઢાર. અહીં વ્યવહારની રિતીમાં સ્થાનકછે. અનપ કર્મ એટલે ન દેવું. અનુશય એટલે પસ્તાવો. દ્યૂત એટલે નિર્જીવ પદાર્થોવડે જુગાર. સમાહ્વય એટલે પ્રાણીઓથી જુગાર.

---

§ (૧) Debt on loans for consumption એટલે કરજે કાઢનારના પોતાના ઉપયોગમાં લેવાને રૂપિયા ધીરવા તે. (૨) Deposits and loan for use એટલે અનામત થાપણ મૂકવી અથવા વાપરવાને માટે ઉછીનું.આપવું તે. (૩) Sale without ownership એટલે વગર ધણી આપે, માલ વેચવો તે. (૪) concerns among partners એટલે ભાગીઆઓને અથવા પંત્સાળાને લગતા વાંધા. (૫) Substraction of what has been given એટલે આપેલું પાછું ન દેવું. (૬) Nonpayment of wages or hire એટલે પગાર અથવા ભાડું ન આપવા બાબતના વાંધા. (૭) Nonperformance of agreement એટલે કરાર તોડવા બાબત. (આ વિષે હિંદુસ્થાનના કરાર શાસ્ત્રના સને ૧૮૭૨ ના નવમા નંબરના આક્ટમાં કયા કરાર તોડવાની ફરીઆદી હવે ચાલી શકે ને કયાની નહિ ચાલી શકે તે જણાવેલુંછે. (૮) Rescession of sale and perchace એટલે વેચાણ અને ખરીદ રદ કરવા બાબત. (જંગમ મિલકત બાબતનાં વેચાણ અને ખરીદ રદ કરવા બાબત પણ સને ૧૮૭૨ ના નવમા આક્ટમાં જોવું.)(૯) Disputs between master and servant. એટલે સેવ્ય સેવકના વાંધા બાબત. (૧૦) contests on boundaries એટલે હદ બાબતની તકરારો. (૧૧)Asault મારામારી. Slander (૧૨) ગાળાગાળી. (૧૩) Larceny ચોરી. (૧૪) Robbery and other Voliences એટલે લુટ અને બીજી જબરદસ્તી (૧૫)Adultary એટલે વ્યભિચાર. (આ બાબતની ફરીયાદી ફકત વ્યભિચાર કરનાર પુરૂષ ઉપરજ ચાલી શકેછે. સ્ત્રી ઉપર નહિ.) (પીનલકોડ સને ૧૮૬૦ ના ૪૫ મા આક્ટની કલમ ૪૯૭ મી જુઓ) અને તે ફરીઆદ તે સ્ત્રીના ધણીથીજ માંડી શકાયછે. (૧૬) Altercation between man and wife and their serveral duties, એટલે સ્ત્રી પુરૂષ વચ્ચેની ફરીઆદ અને તેમના ધર્મ સંબંધી. (૧૭) The law of inheritance એટલે વારસા બાબત. (૧૮) Gaming with dice and living creatures એટલે પાસાથી અને પ્રાણીથી જુગાર રમવા બાબત. (આ બાબત હવે દીવાની ફરીઆદ તો ચાલતીજ નથી. પણ તે રમનારને ફોજદારી કોર્ટથી સજા થાય છે.)

अत्र—

સાહસના ચાર પ્રકાર.

मनुष्यमारणंस्तेयम्परदाराभिमर्शनम् ॥ पारुष्यमुभयञ्चेतिसाहसस्याच्चतुर्विधमितिबृहस्पत्युक्तेः॥स्त्रीसङ्ग्रहणवाक्दण्डपारुष्याणांसाहसभेदत्वेपिपृथङ्निर्देशोगोबलीवर्द्दन्यायेन॥ एतेषाञ्चाष्टादशपदानांस्वरूपमग्रेव्यक्तीकरिष्यते ॥

અર્થ—અહીં માણસ મારવું, ચોરી, પરસ્ત્રી સ્પર્શ અને ગાળાગાળી તથા મારામારી એ સાહસના ચાર પ્રકારછે. એવા બૃહસ્પતિના વચનથી સ્ત્રી સંગ્રહણ, વાકપારૂષ્ય અને દંડપારૂષ્ય એ ત્રણ સાહસનાજ ભેદછે પણ તે *ગોબલીબર્દ ન્યાયે કરીને જુદા કહ્યાછે. આ અઢાર પ્રકારના વ્યવહારનાં સ્થાનકોનું સ્વરૂપ આગળ જતાં સ્પષ્ટ બતાવીશું.

ધર્માધિકરણ અથવા દીવાની કોર્ટ.

अथव्यवहारमातृकाः॥ बृहस्पतिः ॥ दुर्गमध्येगृहकुर्याज्जलवृक्षाश्रितम्पृथक् ॥ प्राग्दिशिप्राङ्मुखीन्तस्यलक्षण्याकल्पयेत्सभाम् ॥ सैवचधर्माधिकारणम ॥

અર્થ—હવે વ્યવહારના નીયમો લખીએ છીએ.

બૃહસ્પતિ—ગઢની અંદર જલ અને ઝાડના આશ્રયમાં જુદું ઘર કરવું, તેની પૂર્વ દિશામાં પૂર્વ તરફના મોઢાવાળી અને સારા લક્ષણવાળી સભા કરવી. તેજ ધર્માધિકરણ કહેવાય.

ધર્માધિકરણનું લક્ષણ.

धर्मशास्त्रविचारेणसारासारविवेचनम् ॥ यत्राधिक्रियतेस्थानेधर्माधिकरणंहितत् ॥ इतिकात्यायनोक्तेः ॥

અર્થ—કાત્યાયન—ધર્મશાસ્ત્રના વિચાર પ્રમાણે જે જગોમાં સાર અને અસારનો તપાસ કરાય, તે જગોનું ધર્માધિકરણ એવું નામ છે.

ન્યાય કરનાર તથા ન્યાય સભા વિનય યુક્ત જોઈએ.

मनुः(अ.८श्लो.१.२) व्यवहारान्दिदृक्षुस्तुब्राह्मणैःसहपार्थिवः॥ मंत्रज्ञैर्मन्त्रिभिश्चैवविनीतःप्रविशेत्सभाम ॥ विनीतवेषाभरणः

* गो શબ્દ ગાય અને બળદ એ બંનેને બતાવેછે તો પણ બળદને બતાવવો હોય ત્યાં गोबलीबर्द્દ એમ गो શબ્દથી જુદો बलीबर्द्द શબ્દ પણ વપરાયછે.

पश्येत्कार्याणिकार्यिणाम् ॥

અર્થ—મનુ—વ્યવહાર (ન્યાય) ને તપાસવાની ઇચ્છા રાખનાર, રાજાએ બ્રાહ્મણો અને વિચારને જાણનાર મંત્રીઓને સાથે લેઇ નમ્રપણાથી સભામાં જવું. નમ્રપણાને બતાવનારો પોશાક અને આભરણ રાખી કામવાળાઓનાં કામ તપાસવાં.

સભાસદ અને કાયદાની મદદથી ન્યાય કરવો.

याज्ञवल्क्यः।व्यवहारान्नृपःपश्येद्विद्वद्भिर्ब्राह्मणैःसह॥धर्मशास्त्रानुसारेणक्रोधलोभविवर्जितः॥नृपःप्रजापालनाधिकृतोयःकश्चिन्नक्षत्रियएव॥

યાજ્ઞવલ્ક્ય—રાજાએ ક્રોધ અને લોભ રહિત થઇને વિદ્વાન બ્રાહ્મણો સહિત ધર્મશાસ્ત્રના અનુસારથી વ્યવહાર (ન્યાય) તપાસવો. રાજા એટલે પ્રજાનું પાલન કરવામાં અધિકાર પામેલો હરકોઈ (મનુષ્ય) સમજવો. અને તે ક્ષત્રિય જાતનોજ હોવો જોઇએ એમ નહીં.

ન્યાય કરનારનાં પાંચ અંગ.

कात्यायनः ॥ सप्राड्विवाकःसामात्यःसब्राह्मणपुरोहितः॥ससभ्यःप्रेक्षकोराजास्वर्गेतिष्ठातिधर्मतः॥ अत्रब्राह्मणोऽनियुक्तः ॥ सभ्यास्तुनियुक्ताः।तथाचोक्तं।नियुक्तोवाऽनियुक्तोवाधर्मज्ञोवक्तुमर्हतीति।

કાત્યાયન—ન્યાયાધીશ, કારભારી, બ્રાહ્મણ, પુરોહિત, અને *સભાસદ, સહિત વ્યવહાર (ન્યાય) તપાસનારો રાજા ધર્મે કરી સ્વર્ગમાં રહેછે. આ જગાએ બ્રાહ્મણ વગર નીમેલો, અને સભાસદો તો નીમેલાજ જોઇએ. કહ્યુંછે કે નીમેલો અથવા વગર નીમેલો હોય તો પણ ધર્મને જાણનાર બોલવાને લાયક છે.

ન્યાયાધીશનું લક્ષણ.

प्राड्विवाकस्वरूपमाह ॥ बृहस्पतिः ॥विवादेपृच्छतिप्रश्नम्प्रतिप्रश्नन्तथैवच ॥ प्रियपूर्वम्प्राग्वदतिप्राड्विवाकस्ततःस्मृतः॥

અર્થ—ન્યાયાધીશના સ્વરૂપ વિષે બૃહસ્પતિ કહેછે—તકરારમાં જે સવાલ પૂછેછે, તેમજ ઉલટપાલટ તપાસ કરેછે, તથા જોઇતી તમામ હકીકત મેળવી જે પ્રથમ બોલેછે તેને પ્રાડ્વિવાક એટલે ન્યાયાધીશ કહેલો છે.

કારભારીનું લક્ષણ.

अमात्यस्वरूपमाह ॥ व्यासः ॥ सर्वशास्त्रार्थवेत्तारमलुब्धंन्यायभाषिणम् ॥ विप्रम्प्राज्ञङ्कमायातममात्यंस्थापयेद्विजमिति ॥ अत्र पुनर्द्विजग्रहणंविप्राभावेक्षत्रियवैश्ययोरुपादानार्थम् ॥

* પંચ જેને અંગ્રેજી કોરટોમાં જ્યુરી અથવા આસેસર કહેછે.

અર્થ—કારભારીના સ્વરૂપ વિષે વ્યાસ કહેછે; સર્વશાસ્ત્રના અર્થને જાણનાર, લોભ રહિત, વાજબી બોલનાર, ચતુર અને (એ ગુણોની) પરંપરાથી પ્રખ્યાતી મેળવેલા બ્રાહ્મણને દ્વિજને કારભારી સ્થાપવો. અહીં ફરીથી દ્વિજ શબ્દ લખ્યોછે, તે બ્રાહ્મણના અભાવે ક્ષત્રિય અને વૈશ્યના ગ્રહણને વાસ્તેછે, (અર્થાત તેવા ગુણવાળો બ્રાહ્મણ ન મળે તો તેવી યોગ્યતાનો ક્ષત્રિય કે વૈશ્ય તેને કારભારી નીમવો જેમકે,

કારભારી શૂદ્ર ન જોઇએ.

तथाचकात्यायनः॥ यत्रविद्वान्नविप्रःस्यात्क्षत्रियन्तत्रयोजयेत् ॥
वैश्यंवाधर्मशास्त्रज्ञंशूद्रंयत्नेनवर्जयेदिति ॥

કાત્યાયન—કહેછે કે જ્યાં વિદ્વાન બ્રાહ્મણ ન હોય ત્યાં ધર્મશાસ્ત્રને જાણનાર ક્ષત્રિયને અથવા વૈશ્યને કારભારી સ્થાપવો પણ શુદ્રને યત્નથી (અવશ્ય કરીને) ત્યાગ કરવો.

સભાસદોનાં લક્ષણ.

सभ्यांश्चाह॥याज्ञवल्क्यः॥श्रुताध्ययनसम्पन्नाधर्मज्ञाःसत्यवादिनः॥
राज्ञासभासदःकार्यारिपौमित्रेचयेसमाइति ॥

યાજ્ઞવલ્ક્ય—સભાસદો ‡વિષે કહેછે—જેણે શાસ્ત્ર સાંભળ્યાંછે, એવા, ભણેલા, ધર્મને જાણનાર, સત્ય બોલનાર અને શત્રુ તથા મિત્રને વિષે સરખા (સમદૃષ્ટિએ જોનારા) એવા એવા સભાસદો રાજાએ કરવા.

સભાસદની સંખ્યા.

एतेषांसंख्यामाह बृहस्पतिः॥ लोकवेदज्ञधर्मज्ञाःसप्तपंचत्रयोपिवा ॥
यत्रोपविष्टाविप्राःस्युःसायज्ञसदृशीसभेति ॥

બૃહસ્પતિ—એઓની (સભાસદોની સંખ્યા વિષે કહેછે. લોક, વેદ અને ધર્મને જાણનાર એવા સાત, પાંચ અથવા ત્રણ પણ બ્રાહ્મણો જ્યાં બેઠા હોય એ સભાયજ્ઞ બરાબરછે.

હિસાબી કારકુન તથા ચીટનીસનું લક્ષણ.

सएव ॥ शब्दाभिधानतत्वज्ञौगणनाकुशलौशुची ॥ नानालिपिज्ञौकर्त्तव्यौराज्ञागणकलेखकौ ॥शब्दः शब्दशास्त्रम् अभिधानंकोशः॥

એજ બૃહસ્પતિ—શબ્દ એટલે વ્યાકરણ શાસ્ત્ર અને અભિધાન એટલે કોશના તત્વને જાણનારા, ગણવામાં હુશિયાર, પવિત્ર, અને અનેક લિપિઓને જાણનાર એવા ગણનાર અને લખનાર આ બંને જણને રાજાએ રાખવા.

‡ આ (સભાસદો) બાબત જુરી અને આસેસરોની યોગ્યતા વિષે ક્રિમીનલ પ્રોસીજર કોડ સને ૧૮૭૨ ના આક્ટ ૧૦ માની કલમ ૪૦૪ થી ૪૦૬ માં અને હાઇકોરટ ક્રિમીનલ પ્રોસીજર સને ૧૮૭૫ ના આક્ટ ૧૦ ની કલમ ૫૪ માં લખ્યુંછે. તથા તેઓની સંખ્યા વિષે પણ એજ આક્ટોમાં લખ્યું છે.

ન્યાય સાંભળનાર વાણીયા જોઇએ.

कात्यायनः॥ श्रोतारोवणिजस्तत्रकर्त्तव्यान्यायदर्शिनः॥तत्रसभायाम्॥

કાત્યાયન—ત્યાં (સભામાં) ન્યાય જોનાર વાણીઆઓને સાંભળનાર રાખવા.
સાક્ષીઓને બોલાવવા વગેરે કામગારે શુદ્ર રાખવો.

बृहस्पतिः॥ आकारणेरक्षणेचसाक्ष्यर्थिप्रतिवादिनाम् ॥

सभ्याधीनःसत्यवादीकर्त्तव्यस्तुस्वपूरुषः॥ अयथंचशूद्रएव॥

બૃહસ્પતિ—(રાજાએ) સાક્ષી તથા વાદી અને પ્રતિવાદીઓને બોલાવવા અને તેમની ચોકી રાખવા સારૂ પોતાનો એક સત્યવાદી માણસ સભાસદોના સ્વાધીન રાખવો. આ માણસ શુદ્રજ હોવો જોઇએ.

સાધ્યપાળનું લક્ષણ.

तथाचव्यासः॥ साध्यपालस्तुकर्त्तव्योराज्ञासाध्यस्यसाधकः ॥

क्रमायातोदृढःशूद्रःसभ्यानांचमतेस्थितइति ॥

જેમકે વ્યાસ કહેછે કે, પરંપરાથી આવેલા ( પેહેડી દર પેહેડીના નોકર ) મજબુત શુદ્રને, બોલાવવા તથા ચોકી કરવા વગેરે સાધ્યને વાસ્તે રાખવો, અને તે સભાસદોના મતમાં રહેવો જોઇએ. (ઉપર બૃહસ્પતિએ કહ્યો તેજ આ સાધ્યપાળ સમજવો.)

ન્યાય કરનાર રાજાનો પ્રતિનિધિ બ્રાહ્મણ.

याज्ञवल्क्यः॥ अपश्यताकार्यवशाद्व्यवहारान्नृपेणतु ॥

सभ्यैःसहनियोक्तव्योब्राह्मणःसर्वधर्मवित् ॥

યાજ્ઞવલ્ક્ય—કામકાજને લીધે રાજાથી વ્યવહાર (ન્યાય) ન તપાસાયતો તેણે સભાસદોની સાથે સર્વ ધર્મ જાણનારા બ્રાહ્મણને નીમવો.

રાજા વગેરેના કામ.

नृपाध्यक्षादीनाकार्यमाह ॥ बृहस्पतिः ॥ वक्ताध्यक्षोनृपःशास्तासभ्याःकार्य परीक्षकाः॥ गणकोगणयेदर्थंलिखेन्यायञ्चलेखकः॥

ન્યાય સભામાં બેસવાનો નિયમ.

सएव ॥ पूर्वामुखस्तूपविशेद्राजासभ्याउदङ्मुखाः॥ गणकःपश्चिमास्यस्तुलेखकोदक्षिणामुखः ॥

આક્ટ ૧૦ માની કલમ ૪૦૪થી ૪૦૬માં અને હાઇકોર્ટ ક્રિમિનલ પ્રોસીજર સને ૧૮૭૫ ના આક્ટની કલમ ૫૪ માં લખ્યું છે. તથા તેઓની સંખ્યા વિષે પણ એજ આક્ટોમાં લખ્યું છે.

**બૃહસ્પતિ**—રાજા અને ન્યાયાધીશ વગેરેના કામકાજો વિષે કહેછે કે, ન્યાયાધીશે કહેવું, રાજાએ હુકમ કરવો, સભાસદોએ કામની પરીક્ષા કરવી; ગણનારે નાણાનો હિસાબ રાખવો અને લખનારે થયેલો ન્યાય લખવો.

એજ (બૃહસ્પતિ) કહેછે કે,—રાજાએ પૂર્વાભિમુખે, સભાસદોએ ઉત્તરાભિમુખે, ગણનારે પશ્ચિમાભિમુખે તથા લખનારે દક્ષિણાભિમુખે (સભામાં) બેસવું.

કોણે આપેલા ન્યાયનું વધારે મહત્વ છે.

राजसभातोनिर्णायकान्तरमाहयाज्ञवल्क्यः ॥ नृपेणाधिकृताःपूगाः श्रेणयोथकुलानिच ॥ पूर्वंपूर्वंगुरुज्ञेयंव्यवहार विधौनृणाम् ॥नृपेणा धिकृताःप्राड्विवाकादयः ॥ पूगाःनानाकर्मोपजीविनामेकग्रामस्थ विजातीयानांसमूहाः॥ पूगविपरीताश्चश्रेणयः ॥ कुलानिज्ञातिस- म्बन्धिबन्धूनांसमूहाः

**યાજ્ઞવલ્ક્ય**—"રાજસભાથી બીજા નિર્ણય કરનારાઓ વિષે કહે છે કે,—રાજાના અધિકારીએ, પૂગ, શ્રેણી અને કુલ એઓમાંથી પેહેલા પેહેલા (એક બીજાથી અનુક્રમે) મનુષ્યોના વ્યવહારમાં વજનદારછે."

રાજાના અધિકારીઓ એટલે મુખ્ય ન્યાયાધીશ વગેરે પૂગ એટલે જુદાં જુદાં કામોથી જીવનારા (નિર્વાહ કરનારા) અને એક ગામમાં રહેનારા એવા જુદી જુદી જાતિવાળાઓના સમૂહો. પૂગનાં લક્ષણથી ઉલટા શ્રેણી (એક પ્રકારના કામથી જીવનારા, અને જુદા જુદા ગામોમાં રહેનારા એવા એક જાતિવાળાઓના સમૂહો) કહેવાય, કુલ એટલે જ્ઞાતિ સંબધી અને બંધુઓના સમૂહો.

ન્યાય સભાનાં સ્થાન.

बृहस्पतिरपि ॥ येचारण्यचरास्तेषामरण्येकरणम्भवेत् ॥ सेनायांसैनिकानान्तुसार्थेषुवणिजान्तथा ॥करणंसभा ॥

**બૃહસ્પતિ**—પણ કહેછે કે, વગડામાં ફરનારાઓનું, વગડામાં, સેનાવાળાઓનું સેનામાં અને વેપારીઓનું વેપારીઓમાં કરણ—(સભા અથવા મંડળ) થવું જોઇએ.

ન્યાય કરવાનો સમય.

व्यवहारदर्शनेकालमाहकात्यायनः ॥ सभास्थानेतुपूर्वाण्हेकार्याणा न्निर्णयंन्नृपः ॥ कुर्याच्छास्त्रप्रणीतेनमार्गेणामित्रकर्शनः ॥ दिवस स्याष्टमम्भागम्मुक्त्वाभागत्रयन्तुयत् ॥ सकालोव्यवहाराणांशास्त्र दृष्टःपरैःस्मृतइति ॥ आद्ययामार्धमष्टमोभागएतदुत्तरमावर्तनात्प्रा चीनम्भागत्रयम् ॥

**કાત્યાયન**—વ્યવહાર તપાસવાના સમય વિષે કહેછે કે, શત્રુઓને મારનાર રાજાએ શાસ્ત્રમાં કહેલા માર્ગ પ્રમાણે સભાની જગોમાં કામનો નિર્ણય પૂર્વાણ્હકાળમાં કરવો.

દિવસના આઠમા ભાગને મૂકીને બાકીના જે ત્રણ ભાગ તે શાસ્ત્રમાં કહેલો વ્યવહાર (ન્યાય) તપાસવાનો ઉત્તમ કાળ છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે.

પેહેલા પોહોરનું જે અર્ધ તે દિવસનો આઠમો ભાગ તે પછી સૂર્ય નમતાં પેહેલાના ત્રણ ભાગ અર્થાત્ મધ્યાન પેહેલાંનો દોઢ પોહોર.

ન્યાય ન કરવાના દિવશ.

वर्ज्यास्तिथीश्चाहसंवर्त्तः॥ चतुर्द्दशीह्यमावास्यापौर्णमासीतथाष्टमी॥ तिथिष्वासुनपश्येतव्यवहारान्विचक्षण इति ॥

બૃહસ્પતિ—વર્જવા યોગ્ય તિથિઓ વિશે કહેછે કે, ચઉદશ, અમાવાસ્યા, પુનમ, અને આઠમ આ તિથિઓમાં સમજુએ વ્યવહાર તપાસવા નહીં.

વર્જ્યતીથિઓને દહાડે શું કરવું ?

बृहस्पतिः॥ पूर्वाण्हेतामधिष्ठायवृद्धामात्यानुजीविभिः॥ पश्येत्पुराण धर्मार्थशास्त्राणिशृणुयात्तथा॥तांसभाम्॥अर्थशास्त्रंनीतिशास्त्रम्॥

બૃહસ્પતિ—પૂર્વાન્હ કાળમાં ત્યાં (બેશીને) વૃદ્ધ કારભારી અને અનુજીવિઓની સાથે વ્યવહાર તપાસવા અને પુરાણ, ધર્મશાસ્ત્ર તથા અર્થશાસ્ત્ર સાંભળવાં. અર્થ શાસ્ત્ર એટલે નીતિશાસ્ત્ર.

ધર્મશાસ્ત્ર અર્થશાસ્ત્ર કરતાં બળવતર છે.

धर्मशास्त्रार्थशास्त्रयोर्विप्रतिपत्तावाहनारदः ॥ यत्रविप्रतिपत्तिः स्याद्धर्मशास्त्रार्थशास्त्रयोः ॥ अर्थशास्त्रोक्तमुत्सृज्यधर्मशास्त्रोक्तमाचरेदिति ॥

નારદ—ધર્મશાસ્ત્ર અને અર્થ શાસ્ત્રના વિરોધ વિશે કહે છે કે, જ્યાં ધર્મશાસ્ત્ર અને અર્થ શાસ્ત્રને પરસ્પર વિરોધ આવે ત્યાં અર્થ શાસ્ત્રમાં કહેલાનો ત્યાગ કરી ધર્મશાસ્ત્રમાં કહેલું કરવું.

ધર્મ શાસ્ત્રોના વિરોધમાં શું બળવાન છે?

धर्मशास्त्रयोर्विरोधेत्वाहयाज्ञवल्क्यः ॥ स्मृत्योर्विरोधे न्यायस्तुबलवान्व्यवहारतः ॥

યાજ્ઞવલ્ક્ય—કહેછે કે, સ્મૃતિઓને પરસ્પર વિરોધ આવે ત્યાં વ્યવહારથી ન્યાય બળવાન છે. અર્થાત્ પ્રાચીન કાળથી ચાલતો આવેલો ન્યાય બળવાન છે.

ન્યાયમાં યુક્તિનો ઉપયોગ કરવો.

न्यायमनालोचयतोदोषमाहबृहस्पतिः ॥ केवलंशास्त्रमाश्रित्य नकर्त्तव्योहिनिर्णयः ॥युक्तिहीनेविचारेतुधर्महानिःप्रजायतइति॥

બૃહસ્પતિ—ન્યાયને નહીં જોનારના દોષ વિશે કહે છે કે, ફકત શાસ્ત્રનોજ આશ્રય કરીને નિર્ણય ન કરવો. કારણ કે, યુક્તિ વિનાના વિચારમાં ધર્મની હાનિ થાયછે.

દેશાચાર ધ્યાનમાં રાખવા અને ઉદાહરણો.

देशाचाराद्यप्यालोचयेदित्याहबृहस्पतिः ॥ देशजातिकुलानाञ्च येधर्माःप्राक्प्रवर्त्तिताः॥ तथैवतेपालनीयाःप्रजाप्रक्षुभ्यतेऽन्यथा ॥ जनापरक्तिर्भवतिबलंकोशश्चनश्यति ॥ उदूह्यतेदाक्षिणात्यैर्मातुलस्यसुताद्विजैः॥ मध्यदेशेकर्मकराःशिल्पिनश्चगवाशिनः॥ मत्स्यादाश्चनराःपूर्वेव्यभिचाररताःस्त्रियः ॥ उत्तरेमद्यपानार्यःस्पृश्यानृणांरजस्वलाः॥ अनेनकर्मणानैतेप्रायश्चित्तदर्माहका ॥इति॥

બૃહસ્પતિ—દેશાચાર* વગેરે પણ તપાસવા વિશે કહે છે કે, દેશ, જાતિ અને કુલના જે ધર્મો પહેલાં ચલાવેલા હોય તે તેમજ પળાવા જોઇએ, નહીંતર પ્રજામાં ગડબડ ઉઠે છે. માણસોમાં બેદીલી થાય છે, ફોજ અને ભંડાર નાશ પામે છે,

દક્ષિણના બ્રાહ્મણો મામાની દીકરીને પરણેછે. મધ્યદેશમાં મજુરી કરનાર, અને શિલ્પીઓ, ગોમાંસ ભક્ષ કરનારા છે. પૂર્વમાં માણસો મત્સ્ય ખાય છે, અને સ્ત્રીઓ વ્યભિચારમાં પ્રીતિવાળી હોય છે. ઉત્તરમાં સ્ત્રીઓ મદ્યપાન કરેછે, અને માણસો રજસ્વલાનો સ્પર્શ કરે છે. આવાં કામ કરવાથી એ લોકો પ્રાયશ્ચિત કે દમને યોગ્ય નથી.

દેશાચારની બાબતો વિશેષ ખુલાસો તથા મત ભેદ.

पूर्वेप्राच्याः॥ क्वचित्सर्वेइतिपाठः ॥सर्वेब्राह्मणाद्याः ॥दमोदण्डः॥ यत्त्वत्रप्रायश्चित्तादिस्मरणन्तदेतद्वाक्यानुपात्तदेशपरमितिकेचित्

* હીંદુલોમાં કુટુંબનો રવાઇઓ અથવા (કસ્ટમ) ચાલ સ્પષ્ટ રીતે પુરવાર કરી હોયતો લખેલા શાસ્ત્રના આધારથી પણ તેનું પ્રમાણ પ્રધાન્ય ગણવું. પરંતુ એવા રવાઇઓ અથવા (કસ્ટમ) ચાલ પુરવાર થઈ એમ ઠરાવા મજકુર રવાઇઓ અથવા ચાલ માન્ય રાખતાં ઘણીજ સાવચેતી રાખવી જોઇએ. વારસાની બાબતમાં અમુક હીંદુ કુટુંબમાં કોઇપણ ખાસ કાનુન હોય કે જે ઘણીજ જુની, એક સરખી રીતે ચાલતી આવેલી, અને વાજબી તથા હિંદુશાસ્ત્રનાં મુખ્ય તત્વોથી વિરૂદ્ધના હોય તો તેની અવગણના ન કરવી જોઇએ, એમ મુંબાઇની હાઇકોર્ટે, ભાઉ નાનાજી વી. સુંદરાબાઇના કજીઆમાં ઠરાવ્યું છે. મુંહા૦ રી૦ પુ૦ ૧૧ પૃ૦ ૨૪૯.

अन्येतु प्रायश्चित्तरूपोयोदमइति व्याचक्षाणादण्डाभावमात्रम् अन्यदेशेदण्डःप्रायश्चित्तञ्चेत्याहुः ॥

પૂર્વ એટલે પ્રાચી દિશાના. કોઈ પુસ્તકમાં પૂર્વને બદલે સર્વ એવો પાઠ છે. સર્વ એટલે બ્રાહ્મણ વગેરે. દમ એટલે દંડ જે આ બાબતોમાં પ્રાયશ્ચિત વગેરે કહેલાં છે તે ઉપરના વાક્યોમાં જે દેશોનું ગ્રહણ નથી કર્યું તે દેશોને લાગુ પડે છે, એમ કેટલાએક કહે છે. બીજાતો પ્રાયશ્ચિત રૂપ જે દંડ એવું વ્યાખ્યાન કરીને તે દેશોમાં ફક્ત દંડજ ન કરવો પણ પ્રાયશ્ચિત્ત કરાવવું. અને બાજા દેશોમાં તો દંડ અને પ્રાયશ્ચિત્ત એ બંને (જોઇએ) એમ કહે છે.

વેપારી વગેરેનો ન્યાય જાણીતા મારફત કરાવવો.

व्यासः ॥ वणिक्शिल्पिप्रभृतिषुकृषिरंगोपजीविषु ॥ अशक्योनिर्णयो ह्यन्यैस्तज्ज्ञैरेवतुकारयेत् ॥

**વ્યાસ**—વેપારી; કારીગરો વગેરે, ખેડુતો અને રંગારાઓ વિશે બીજાઓએ નિર્ણય કરવો અશક્ય છે, માટે તે જાણનારાઓ (તેમના વ્યવહારથી વાકેફગાર) પાસેજ કરાવવો.

આશ્રમની તકરારમાં રાજાએ નીર્ણય ન કરવો.

मनुः§॥ आश्रमेषुद्विजातीनांकार्येविवदतांमिथः ॥ नविब्रूयान्नृपोधर्मंचिकीर्षन्हितमात्मन ॥ इति ॥

**મનુ**--પોતાનું હિત ઇચ્છનાર રાજાએ બ્રાહ્મણોની આશ્રમ વિશેના કાર્ય બાબતની પરસ્પર તકરારમાં હાથ ઘાલવો નહીં. (આશ્રમ બ્રહ્મચર્ય આદિક.)

ફરીઆદીને કરવાના પ્રશ્નની રીતિ.

कात्यायनः ॥ कालेकार्यार्थिनम्पृच्छेत्प्रणतम्पुरतःस्थितम् ॥ किंकार्यंकाचतेपीडामाभैषीर्ब्रूहिमानव ॥ केनकस्मिन्कदाकस्मात्पृच्छेदेवंसभागतम् ॥ एवम्पृष्टःसयद्ब्रूयात्सभ्यैर्ब्राह्मणैःसह ॥ विचार्यकार्यंन्याय्यंचेदाह्वानार्थमतःपरम् ॥ मुद्रांवानिक्षिपेत्तस्मिन्पुरुषंवासमादिशेत् ॥

**કાત્યાયન**—વ્યવહાર તપાસવાને વખતે નમ્રતાથી આગળ ઉભેલા, કામવાળાને પૂછવું કે, હે મનુષ્ય! શું કામ છે? તારે શી પીડા છે? બીહીશ નહીં બોલ, કોણે, કઈ જગોએ, કયારે અને શાથી તને પીડા કરી છે? એમ સભામાં આવેલાને પૂછવું. એમ પૂછેલો તે

§ અ૦ ૮ શ્લોક ૩૯૦.

મનુષ્ય જે બોલે તે કામ સભાસદો અને બ્રાહ્મણોની સાથે વિચારતાં વ્યાજબી લાગે તો પ્રતિવાદીને બોલાવવા વાસ્તે તેનેજ (ફરીયાદીને) મોહોર આપવી અથવા માણસ મોકલવો.

દુવાહીના ચાર પ્રકાર.

नारदः ॥ वक्तव्येऽर्थेह्यतिष्ठन्तमुत्क्रामंतंचतद्वचः॥ आसेधयेद्विवादार्थीयावदाव्हानदर्शनम् ॥ आसेधस्यचातुर्विध्यमाहसएव ॥ स्थानासेधःकालकृतःप्रवासात्कर्मणस्तथा ॥ चतुर्विधःस्यादासेधस्तमासिद्धोनलङ्घयेत् ॥आसिद्धस्यासेधातिक्रमेदण्डमाहसएव ॥ आसेधयोग्यआसिद्धउत्क्रामन्दण्डमर्हति ॥ क्वचिदासेद्धुरेवदण्डमाहसएव ॥ यस्त्विन्द्रियनिरोधेनव्याहारोच्छ्वसनादिभिः ॥ आसेधयेदनासेध्यैःसदण्ड्योनत्वतिक्रमादिति ॥ क्वचिदासेधातिक्रमे दण्डाभावमाह नारदः ॥ नदीसन्तारकान्तारदुर्देशोपप्लवादिषु। आसिद्धस्तंपरासेधमुत्क्रामन्नापराध्नुयादिति ॥

નારદ—પ્રતિવાદી કહેવાની બાબતમાં ન રહેતો હોય અને તેના (વાદીના) વચનને ઉલ્લંઘન કરતો હોય તો સભા તરફથી તેડું આવતાં સુધી તકરારી માણસે તેને દુવાહી દેવી (અર્થાત્ એજ કે પ્રતિવાદીથી વાદીને અડચણ થતી હોય તે કામ અટકાવવા વાદી, પ્રતિવાદીને કહેતાં તે ન માને તો કોરટથી તેડું આવતાં સુધી તેને વાદીએ દુવાઈ દેવી.)

દુવાઈના ચાર પ્રકાર વિષે નારદ—સ્થાનકની, વખતની, પ્રવાસની અને કામની એમ દુવાઈના ચાર પ્રકાર છે, તેને (દુવાઈને) ઉલ્લંઘન ન કરવી જોઇએ.

જેને દુવાઈ આપી છે તે સખસ દુવાઈનું ઉલ્લંઘન કરે તો તેના દંડ વિષે નારદ કહેછે કે, દુવાહીને યોગ્ય છતાં દુવાહી આપેલો સખસ તે ન માને તો દંડને યોગ્યછે.

કોઈ જગોએ દુવાહી આપનારનાજ દંડ વિષે નારદ—ઇંદ્રિયને રોકવાની અથવા બોલવાને કે શ્વાસોચ્છ્વાસ વગેરેને રોકવાની અયોગ્ય દુવાહી આપેતો (તે) દુવાહી આપનારનો દંડ કરવો પણ ઉલ્લંઘન કરનારનો નહીં.

કોઈ જગોએ દુવાહી ન માનનારનો દંડ ન કરવા વિષે નારદ—નદી ઉતરવી અથવા વગડો કે કોઈ ખરાબ જગોની હરકતો વગેરેમાં દુવાહી ન માનનારનો અપરાધ ગણવોનહીં.

દુવાઈ ન દેવા યોગ્ય ને દુવાઈ ન આપવી.

દુવાઈ ન દેવા યોગ્ય કોણછે ?

કોરટમાં કોને ન બોલાવવા ?

अनासेध्यानासेद्धुर्दण्डमाहकात्यायनः ॥ आसेधयंस्त्वनासेध्यंरा

ज्ञाशास्यइतिस्थितिरीतिः॥ अनासेध्यानाहःसएव॥ वृक्षम्पर्वतमारूढाहस्त्यश्वरथनौस्थिताः ॥ विषमस्थाश्चतेसर्वेनासेध्याःकार्यम्धकैः ॥ व्याध्यार्त्तव्यसनस्थाश्चयजमानस्तथैवच ॥ अकल्पबालस्थविरविषमस्थक्रियाकुलान् ॥ कार्यातिपातिव्यसनिनृपकार्योत्सवाकुलान् ॥ मत्तोन्मत्तप्रमत्तार्तभृत्यान्नाह्वानयेन्नृपः ॥ नहीनपक्षांयुवतिंकुलेजाताम्प्रसूतिकाम् ॥ सर्ववर्णोत्तमांकन्यान्ताज्ञातिप्रभुकाःस्मृताः

**કાત્યાયન**—દુવાહી ન દેવા યોગ્યને દુવાહી આપનારના દંડ વિષે કહેછે કે—દુવાહી ન દેવા યોગ્યને દુવાહી આપનારનો રાજાએ દંડ કરવો જોઇએ એવી મર્યાદાછે.

દુવાહી ન દેવા યોગ્ય સખસો વિષે તેજ—ઝાડ કે, પર્વતપર ચઢેલા, હાથી, ઘોડા કે વહાણપર બેઠેલા, અડબડાટમાં પડેલા, વ્યાધિથી પીડિત, વ્યસનમાં રહેલા અને યજ્ઞ કરતો યજમાન. એ સર્વ સખસો કામવાળાઓએ દુવાહી આપવા યોગ્ય નથી. બોલાવવામાં અવસ્થા કહે છે **નારદ**—અશક્ત, બાલક, વૃદ્ધ, અડબડાટમાં પડેલો, કામકાજથી વ્યાકુળ, જેના ઉપર કોઇએ પેહેલી ફરિયાદ કરેલીછે તેવો, વ્યસંની, રાજાના કામનો કે ઉત્સવનો ઉદ્યોગ કરવામાં લાગેલો, માદક પદાર્થથી મત્ત થયેલો, ઘેલો, ગાફલ, દુઃખી અને નોકર સખસોને રાજાએ બોલાવવા નહીં.

(તથા) અનાથ, જુવાન, ઉત્તમ કુળમાંની, પ્રસૂત થયેલી બ્રાહ્મણી, અને કન્યા, એવી સ્ત્રીઓને બોલાવવી નહીં. કારણ કે તે કુલને સ્વાધીન છે.

કેવી સ્ત્રીઓને કોરટમાં બોલાવવી?

तदधीनकुटुम्बिन्यःस्वैरिण्योगणिकाश्चयाः ॥ निष्कुलायाश्चपतितास्तासामाह्वानमिष्यते ॥ ज्ञात्वाभियोगंयेपिस्युर्वनेप्रव्रजितादयः॥ तानप्याह्वानयेद्राजागुरुकार्येष्वकोपयन् ॥ काळन्देशञ्चविज्ञाय कार्याणाञ्चबलाबलम् ॥ अकल्पादीनपिशनैःशनैराह्वानयेन्नृपः॥

અસક્ત અને વાન પ્રસ્થ વગેરે ક્યારે અને કેમ બોલાવવા?

સ્વતંત્ર થઇને કુળનું ભરણપોષણ કરનારી, સ્વૈરિણી, વેશ્યા, નીચકુળની અને વટલેલી એવી સ્ત્રીઓને બોલાવવી.

રાજાએ દેશકાળ અને ફરીઆદનાં બળાબળ વિચારીને ઉપર કહેલા અશક્ત વગેરે લોકોને પણ ધીરે ધીરે બોલાવવા. તેમજ ભારે કામોમાં વાનપ્રસ્થ અને સન્યાસી વગેરે લોકોને પણ તેમનો કોપ ન થાય એવી રીતે બોલાવવા.

यानैरितिक्वाचित्पाठः॥ आहूतोनागच्छनदण्डयः॥

વાહનથી બોલાવવા એમ કોઈ જગોમાં પાઠછે. બોલાવ્યાછતાં ન આવનારનો દંડ કરવો.

બોલાવ્યા છતાં ન આવનાર દંડને યોગ્ય છે.

तथाचबृहस्पतिः ॥

आहूतोयत्रनागच्छेदर्पाद्बन्धुकुलान्वितः॥

अभियोगानुरूपेणतस्यदण्डम्प्रकल्पयेत् ॥

બૃહસ્પતિ—બોલાવેલો માણસ જો બંધુ અને કુળ વગેરેના ગર્વથી ન આવે તો ફરીઆદના પ્રમાણમાં તેનો દંડ કરવો.

દંડની મર્યાદા.

अभियोगभेदेनदण्डभेदमाह ॥ कात्यायनः॥ हीनेकर्मणिपञ्चाश न्मध्यमेतुशतावरः॥गुरुकार्येषुदण्डःस्यान्नित्यंपञ्चशतावरः॥इति॥

કાત્યાયન—ફરીઆદોની જુદાઈથી દંડની જુદાઈ વિષે કહેછે કે, હલકા કામમાં પચાસ સુધી, મધ્યમ પ્રકારના કામમાં સોસુધી, અને મોટા કામમાં પાંચસોસુધી દંડકરવો.

પ્રતિવાદીને બોલાવ્યા પછી શું કરવું.

आहूतस्यागमनेयत्कार्यन्तदाहपितामहः ।

सभायाःपुरतःस्थाप्योभियुक्तोवादिनातथेति॥तृतीयासहार्थे॥

પિતામહ—બોલાવેલો સખસ આવ્યા પછી જે કરવાનું તે વિષે કહેછે કે, વાદીની સાથે પ્રતિવાદીને સભાની આગળ ઉભો રાખવો.(આ શ્લોકમાં તૃતીઆ સાથેના અર્થમાંછે.)

વાદી વગેરે એ બોલાવવાનો ક્રમ.

कात्यायनः॥ तत्राभियोक्ताप्रब्रूयादभियुक्तस्त्वनन्तरम् ॥

तयोरन्तेसदस्यास्तुप्राड्विवाकस्ततःपरम् ॥

કાત્યાયન—તેમાં પ્રથમ વાદીએ બોલવું, પછી પ્રતિવાદીએ બોલવું, તે પછી સભાસદોએ બોલવું અને પછી ન્યાયાધીશે બોલવું.

કોની ફરીયાદ પ્રથમ લેવી.

बृहस्पतिः अहम्पूर्विकयायातावर्थिप्रत्यर्थिनौयदा ॥ वादोवर्णानुरूपेणग्राह्यःपीडामवेक्ष्यवा ॥ अप्रगल्भजडोन्मत्तवृद्धस्त्रीबालरोगिणाम् ॥ पूर्वोत्तरंवदेद्बन्धुर्नियुक्तोन्योथवानरः ॥

બૃહસ્પતિ—જ્યાં વાદી પ્રતિવાદીઓ હું પેહેલો, હું પેહેલો, એમ કરી આવે. ત્યાં વર્ણની મોટાઈ પ્રમાણે અથવા પીડા જોઇને ફરીયાદ લેવી.

જે હુંશીયાર ન હોય તે, જડ, ઉન્મત્ત, વૃદ્ધ, સ્ત્રી, બાળક અને રોગી, એઓનું કામ સંબંધી અથવા વકીલ થએલા બીજા માણસે ચલાવવું.

પ્રતિનિધીની હારજીત તેજ વાદી પ્રતિવાદીની હારજીત સમજવી.

नारदः ॥ अर्थिनासन्नियुक्तोवाप्रत्यर्थिप्रेरितोपिवा ॥
योयस्यार्थेविवदतेतयोर्जयपराजयौ ॥

નારદ--વાદીએ નીમેલો અથવા પ્રતિવાદી મોકલેલો જે સખસ જેને વાતે વિવાદ કરે છે તે સખસના જય પરાજય જે થાય તે તેઓના છે એમ સમજવું.

સંબંધ વિના બોલનારો દંડને પાત્ર છે.

यत्तुकात्यायनः ॥ योनभ्रातानचापितानपुत्रोननियोगकृत् ॥ परार्थवादीदण्ड्यःस्याद्व्यवहारेषुविब्रुवन्निति ॥ तदनियुक्तपरमक्काचित्प्रतिनिध्यभावस्तेनैवोक्तः ॥

બ્રહ્મહત્યા વગેરે બાબતોમાં પ્રતિનિધી નીમી શકાય નહિ.

ब्रह्महत्यासुरापानेस्तेयेगुर्वंगनागमे।मनुष्य
मारणेस्तेयेपरदाराभिमर्शने ॥ अभक्ष्यभक्षणेचैवकन्याहरणदूषणे
पारुष्येकूटकरणेनृपद्रोहेतथैवच ॥ प्रतिवादीनदाप्यःस्यात्कर्त्ता
तुविवदेत्स्वयं ॥ आत्यन्तिकप्रतिनिमितिषेधार्थंपुनःस्तेयग्रह
णम् ॥ प्रातिवादीप्रातिनिधिः ॥

જે કે, કાત્યાયન--જે ભાઈ નથી, પિતા નથી, પુત્ર નથી, અને વકીલ થએલો પણ નથી એવો સખસ પારકી બાબત વાસ્તે બોલે તો તેને વ્યવહારમાં વિરૂદ્ધ બોલનારો સમજી દંડવો જોઈએ.

આ વચન જે અનુયુકત એટલે ધણીએ જેને પોતાનું કામ કરવા નીમેલો ન હોય તેને લાગુ પડે છે.

કોઈ જગોમાં અવજીનો સખસ નહીં લેવા વિશે પણ તેજ કાત્યાયન )--બ્રહ્મહત્યા, સુરાપાન, ચોરી, ગુરૂ સ્ત્રી ગમન, માણસનું ખુન, ચોરી, પરસ્ત્રીનો સ્પર્શ, અભક્ષ્યનું ભક્ષણ કન્યાનું હરણ, કન્યાનું દૂષણ, ગાળાગાળી, મારામારી, કપટ કરવું. અને રાજ દ્રોહ એટલી બાબતોમાં અવજીનો સખસ મોકલી શકાય નહિ. જે કરનાર હોય તેણે પોતેજ તકરાર ચલાવવી જોઈએ.

અવજીના જણના અત્યંત નિષેધને વાસ્તે ફરીને ચોરીનું ગ્રહણ કર્યું છે. આ શ્લોકમાં પ્રતિવાદી એટલે અવજીનો જણ સમજવો.

પ્રતિવાદી હાજર થયા પછી વાદીનું કામ.

प्रत्यर्थिनिस्थापितेऽर्थिनःकार्यमाह ॥ याज्ञवल्क्यः ॥ प्रत्यर्थिनोग्र तोलेख्यंयथावेदितमर्थिना।समामासतदर्द्धाहर्नामजात्यादिचिह्नितम्

**યાજ્ઞવલ્ક્ય**—પ્રતિવાદી હાજર થયા પછી વાદીના કામ વિશે કહે છે કે જે, વાદીએ કહ્યું હોય તે વર્ષ, માસ, પખવાડીયું, દિવસ, નામ અને જાતી વગેરેની નિશાની કરી પ્રતિવાદીની સમક્ષ લખવું.

ભાષાનું લક્ષણ (ફરીયાદીની અરજીમાં લખવા જેવી બાબતો.)

स्मृत्यन्तरे ॥ अर्थवद्धर्मसंयुक्तम्परिपूर्णमनाकुलं ॥ साध्यवद्वाचकप-
दम्प्रकृतार्थानुबन्धिच ॥ प्रसिद्धमपविद्धंचनिश्चितंसाधनक्षमं ॥
संक्षिप्तन्निखिलार्थञ्चदेशकालाविरोधिच ॥ वर्षर्त्तुमासपक्षाहोवे
लादेशप्रदेशवत् ॥ स्थानावसथसाध्याख्याजात्याकारवयोयुतम्।
साध्यप्रमाणसंख्यावदात्मप्रत्यर्थिनामवत् ॥ परात्मपूर्वजानेकराज
नामभिरङ्कितम् ॥ क्षमालिङ्गात्मपीडावत्कथिताहर्तृदायकम् ॥
यदावेदयतेराज्ञेतद्भाषेत्यभिधीयतइति ॥
अत्रोक्तवर्षादीनामाध्यादिषूपयोगोवक्ष्यते ॥

**બીજી સ્મૃતીમાં**—અર્થવાળું, ધર્મ સહિત, પરિપૂર્ણ સ્પષ્ટ અર્થવાળું,તથા અર્થની સંગતિવાળું, દાવાનું સ્વરૂપ જેમાં કહ્યું હોય, ચાલતા દાવાને લગતું, પ્રસિદ્ધ, અવિરૂદ્ધ, નિશ્ચયવાળું, પુરાવો થઈ શકે એવું, સંક્ષેપવાળું, તથા બધો અર્થ જેમાં રહ્યો છે એવું, દેશકાલને વિરૂદ્ધ ન આવે એવું તથા વર્ષ, રૂતુ, માસ, પક્ષ, દિવસ, સમય, દેશ, પ્રદેશ (પેટાની જગા,) ઘર, ઠેકાણું, દાવાનું નામ, જાતિ, આકૃતિ અને અવસ્થાવાળું, દાવાના પ્રમાણની સંખ્યાવાળું, વાદી પ્રતિવાદીના નામવાળું, બંનેના બાપદાદાના તથા કેટલાએક રાજાઓના નામની નિશાનીવાળું, ક્ષમા રાખ્યાની નિશાની અને પોતાની પીડા જેમાં બતાવી હોય એવું, તથા લેનાર અને આપનાર જેમાં કહ્યા હોય એવું જે રાજા આગળ નિવેદન કરાય છે તે ભાષા કહેવાય છે. (આમાં લખેલો વર્ષાદિકનો ઉપયોગ ગીરવીમાલ વગેરેમાં કહેવાશે.)

સ્થાવર મિલકતની તકરારમાં લખવા જેવી બાબતો.

देशादीनांचक्वचिदुपयोगउक्तःस्मृत्यंतरे ॥ देशश्चैवतथास्थानं
सन्निवेशस्तथैवच ॥ जातिःसंज्ञाधिवासश्चप्रमाणंक्षेत्रनामच ॥

पितृपैनामहंचैवपूर्वराजानुकीर्त्तनम् ॥ स्थावरेषुविवादेषुदशैतानि प्रवेशयेदिति ॥

બીજીસ્મૃતિમાં—દેશ વગેરેના કોઈ જગે ઉપયોગ વિશે કહ્યું છે કે-દેશ, સ્થાન, પૂર્વ, પશ્ચિમ વગેરે દિશા ભણી રહેલાં પ્રસિદ્ધ ઘર વગેરે, જાતિ, નામ,; પડોશીલોક, માપ, જગેનું નામ, બાપદાદાનાં નામ અને પેહેલાના રાજાઓનાં નામ, આ દશ બાબતો સ્થાવર (મિલકત) સંબંધી તકરારમાં લખવી.

વાદીની તકરાર ક્યાં લખવી ?

कात्यायनः॥ पूर्वपक्षंस्वभावोक्तंप्राड्विवाकोऽभिलेखयेत् ॥

पाण्डुलेखेनफलकेततःपत्रेविशोधितम् ॥

કાત્યાયન-જેવી ફરીયાદ કરી હોય તેવી ન્યાયાધીશે ખડીથી એક પત્રા ઉપર લખવી; પછી શુદ્ધ કર્યા બાદ કાગળ ઉપર લખવી.

વાદીની જુબાની ક્યાં સુધી સુધારી શકાય?

शोधनस्यावधिमाहनारदः॥ शोधयेपूर्ववादन्तुयावन्नोत्तरदर्शनम्। अवष्टब्धस्योत्तरेणानिवृत्तंशोधनम्भवेत् ॥ भाषायाउत्तरंयावत्प्रत्यर्थीननिवेशयेत् ॥ अर्थीतुलेखयेत्तावद्यावद्वस्तुविवक्षितमिति ॥

નારદ—શુદ્ધ કરવાની અવધિ વિષે કહેછે કે—જ્યાં સુધી જવાબ ન આવ્યો હોય ત્યાં સુધી ફરીઆદ શોધી શકાય, જવાબ આવ્યા પછી શોધવું બંધ થાય. પ્રતિવાદીએ ફરીઆદનો જવાબ દાખલ ન કર્યો હોય ત્યાં સુધી વાદી પોતાને જે કાંઈ બોલવાનું તે લખી શકે.

પક્ષાભાસનો ત્યાગ કરવો.

एवम्पक्षलक्षणेस्थितेतद्विरुद्धा(पक्षाभासाअर्थसिद्धाअप्युक्ताः स्मृत्यंतरे ॥ अप्रसिद्धंनिराबाधन्निरर्थन्निःप्रयोजनम् ॥ असाध्यंवाविरुद्धंवापक्षाभासंविवर्जयेदिति ॥अप्रसिद्धंखपुष्पम्ममापहृतमिति। निराबाधंममदीपप्रकाशेनायंव्यवहरतीति ॥ निरर्थम्कचटतपंममापहृतमिति॥ निःप्रयोजनंमत्प्रातिवेशिकःसुस्वरमधीतइति॥ असाध्यंसभ्रूभङ्गहसितमनेनेत्यादि ॥ विरुद्धंमूकेनाहंशप्तइति ॥ पुरराष्ट्रादिविरुद्धंवा ॥

**બીજી સ્મૃતિમાં**—આ પ્રમાણે ફરીઆદ અથવા અરજીનું લક્ષણ થતાં **તેથી** જે વિરૂધ તે પક્ષાભાસ (ફરીઆદનું લક્ષણ નહીં છતાં ફરીઆદ જેવા માલમ પડે તો) અર્થાત્ સિદ્ધ થયા તોપણ કહ્યું છે કે, "અપ્રસિદ્ધ, નિરાબાધ, નિરર્થ, નિષ્પ્રયોજન, અસાધ્ય અથવા વિરૂદ્ધ એવા પક્ષાભાસનો ત્યાગ કરવો."

**અપ્રસિદ્ધ**, એટલે મારૂં આકાશનું ફુલ અમુક મનુષ્યે ચોર્યું એમ. **નિરાબાધ**, એટલે મારા દીવાના અજવાળાથી અમુક મનુષ્ય કામ કરે છે એવું. **નિરર્થ**, એટલે મારૂં "કચટતપ" ચોરાયું. **નિઃપ્રયોજન**, એટલે મારો પાડોશી સારા સ્વરથી ભણેછે. **અસાધ્ય**, એટલે અમુક મનુષ્યે ભમર ચઢાવીને મારી મશ્કરી કરી. **વિરૂદ્ધ**, એટલે મુંગાએ મને ગાળો દીધી, અથવા ગામ કે, દેશ વગેરેને વિરૂદ્ધ હોય તેવું.

બીજા પક્ષાભાસ.

**तथाचस्मर्यते ।। राज्ञाविवर्जितोयस्तुयश्चपौरविरोधकृत् ।। राष्ट्रस्यवा समस्तस्यप्रकृतीनान्तथैवच ॥ अन्येवायेपुरग्राममहाजनविरोधकाः॥ अनादेयास्तुतेसर्वेव्यवहाराः प्रकीर्त्तिताइति ॥**

કહ્યું છે કે—જે વ્યવહાર રાજાએ વર્જ્ય કીધો હોય અથવા જે વ્યવહાર ગામના લોકોને અથવા આખા દેશને અથવા કારભારીઓને વિરૂધ હોય અથવા જે વ્યવહારો શેહેરને, ગામને. કે મહાજનને વિરોધી હોય તે સઘળા ગ્રહણ કરવા નહીં.

અનેક પ્રતિજ્ઞાઓ છતાં પક્ષાભાસ ન હોઈ શકે.

**नचानेकप्रतिज्ञत्वमपिपक्षाभासत्वमिति ॥ बहुप्रतिज्ञंयत्कार्यंव्यवहारेसुनिश्चितम् ।। कामन्तदपिगृह्णीयाद्राजातत्वबुभुत्सयेतिकात्यायनीयेनविरोधापत्तेः ।**

જેમાં અનેક પ્રતિજ્ઞા હોય તે પણ. પક્ષાભાસ એમ સમજવું નહીં. કારણ કે, ઘણી પ્રતિજ્ઞાવાળું જે કામ વ્યવહારમાં નિશ્ચયવાળુ હોય તે પણ ખરી વાત જાણવાની ઈચ્છાથી રાજાએ ખુશીથી લેવું. એવા કાત્યાયનના વચન સાથે વિરોધ આવેછે.

ખુલાસો.

**यत्त्वनेकपदसङ्कीर्णःपूर्वोपक्षोनसिध्यतीतितद्युगपन्नसिध्यतिक्रमेण तुसिध्यतीतिव्याख्येयम् ।।**

જે કે, અનેક બાબતોવાળી ફરીઆદ સિધ થતી નથી એવું વચન છે તેનો, એકદમ સિદ્ધ થતી નથી (તે) ક્રમથી સિદ્ધ થાયછે એવો અર્થ કરવો.

ફરીઆદી લીધા પછી શું કરવું.

**एवम्पूर्वपक्षेलिखितेयत्कार्यन्तदाहयाज्ञवल्क्यः ॥**

श्रुतार्थस्योत्तरंलेख्यम्पूर्वावेदकसन्निधाविति ॥

**યાજ્ઞવલ્ક્ય**—આવી રીતે પૂર્વ પક્ષ લખવા પછી જે કરવાનું છે તે વિશે કહેછે કે, જેણે સઘળી વાત સાંભળીછે એવા પ્રતિવાદીનો ઉત્તર ફરીઆદીના સમક્ષ લખવો.

પ્રતિવાદીના ઉત્તરનું લક્ષણ.

उत्तरंलक्षयतिनारदः ॥ पक्षस्यव्यापकंसारमसन्दिग्धमनाकुलम् ॥ अव्याख्यागम्यमित्येतदुत्तरन्तद्विदोविदुः॥

**નારદ**—ઉત્તરના લક્ષણ વિશે કહેછે કે, વાદીના વિવાદને રદ કરી શકે એવું, ન્યાયવાળું, સંદેહરહિત, આગળ પાછળમાં વિરોધ ન આવે એવું, અને જે સમજવાને ટીકા ન કરવી પડે એવું ઉત્તર જોઇએ. એમ તે જાણનારાઓ કહેછે.

ઉત્તરના ચાર પ્રકાર.

अस्यचातुर्विध्यमाहकात्यायनः॥ मिथ्यसम्प्रातिपत्त्यावाप्रत्यवस्कन्दनेनवा ॥ प्राङ्न्यायप्रातिसिद्ध्यावाउत्तरंस्याच्चतुर्विधमिति ॥

**કાત્યાયન**—એના ચાર પ્રકાર વિષે કહેછે કે,મિથ્યોત્તર સંપ્રતિ પતિઉત્તર,પ્રત્યવસ્કંદનોત્તર અને પ્રાંન્યાયોત્તર, એવા ઉત્તરના ચાર પ્રકાર છે.

મિથ્યોત્તરનું લક્ષણ. તથા ચાર પ્રકારના મિથ્યોત્તર.

मिथ्योत्तरञ्चलक्षयतिसहव ॥ अभियुक्तोभियोगस्ययदिकुर्यादपन्हवम् ॥ मिथ्यातत्तुविजानीयादुत्तरंव्यवहारतइति। तच्चचतुर्विधमित्याहसएव । मिथ्यैतन्नाभिजानामितदामेभूदंसन्निधिः। अजातश्चास्मितत्कालइतिमिथ्याचतुर्विधमिति ॥

તેજ (**કાત્યાયન**—મિથ્યોત્તરના લક્ષણ વિષે કહેછે કે, પ્રતિવાદી ફરીઆદને ખોટીજ છે એમ કહે તો તે વ્યવહારમાં મિથ્યોત્તર જાણવું.

તેના પણ ચાર પ્રકાર વિષે તેજ (**કાત્યાયન**) કહેછે કે, ૧, એ ખોટું છે; ૨, એ હું જાણતો નથી; ૩, ત્યારે હું પાસે ન હતો; અને ૪, ત્યારે હું જનમ્યો ન હતો એવા મિથ્યોત્તરના ચાર પ્રકાર છે.

સંપ્રતિ પ્રત્યુતરનું લક્ષણ.

सम्प्रतिप्रत्युत्तरन्तुक्तं । स्मृत्यन्तरे । साध्यस्यसत्यवचनंप्रतिपत्तिरुदाहृतेति ॥

**બીજીસ્મૃતિમાં**—સંપ્રતિપતિ ઉતર વિષે કહે છે કે, ફરીઆદને કબુલ કરવી તે સંપ્રતિપતિ ઉતર કહેવાય છે.

પ્રત્યવસ્કંદનોતરનું લક્ષણ.

प्रत्यवस्कन्दनोत्तरंलक्षयतिनारदः ॥ अर्थिनालिखितोयोर्थःप्रत्यर्थीयदितन्तथा ॥ प्रपद्यकारणम्ब्रूयात्प्रत्यवस्कन्दनंस्मृतमिति ॥

**નારદ**—પ્રત્યવસ્કંદનોતરના લક્ષણ વિષે કહેછે કે,—વાદીએ લખેલી ફરીઆદને કબુલ કરીને પ્રતિવાદી એ વિષે કાંઈ કારણ બતાવે તો (તે પ્રત્યવસ્કંદનોત્તર કહેવાયછે.)

પ્રાઙ્ન્યાયોતરનું લક્ષણ.

प्राङ्न्यायोत्तरंलक्षयतिकात्यायनः । आचारेणावसन्नोपिपुनर्लेखयतेयदि । सोभिधेयोजितः पूर्वंप्राङ्न्यायस्तुसउच्यतेइति ।

**કાત્યાયન**—પ્રાઙ્ન્યાયોતરના લક્ષણ વિષે કહેછે કે, ન્યાયથી દાવો હારી ગયા પછી ફરીથી તેજ દાવાની ફરીઆદ કરી હોય ત્યારે પ્રતિવાદી કહે કે આ કામમાં એ હારેલો છે તો તે પ્રાઙ્ન્યાયોતર કહેવાય.

ઉત્તરાભાસનું લક્ષણ.

एवमुत्तरलक्षणेस्थितेतद्रहितानामुत्तराभासत्वमर्थसिद्धमपिस्पष्टीकृतमस्मृत्यंन्तरे। सन्दिग्धमन्यत्प्रकृतादत्यल्पमतिभूरिच ॥पक्षैकदेशव्याप्यन्यत्तथानैवोत्तरम्भवेत् । यदव्यस्तपदमव्यापिनिगुढार्थन्तथाकुलम् । व्याख्यागम्यमसारञ्चनोत्तरंस्वार्थसिद्धय । इति।

**બીજી સ્મૃતિમાં**—આ પ્રમાણે ઉતરનું લક્ષણ કરતાં તે વિનાના ઉતરોનું ઉતરાભાસપણું (ઉતર નહીં છતાં ઉતરની પેઠે ભાસનારપણું) અર્થાત સિદ્ધ થયું તોપણ સ્પષ્ટ કર્યું છે (તે વિષે)—સંદેહવાળુ ચાલતા દાવાથી જુદું, અતિઅલ્પ (સો સુવર્ણની ફરીઆદમાં પચાસ સુવર્ણ દેવા છે, એમ કહેવું,) અતિ બહુ (સો સુવર્ણની ફરીઆદમાં બસો સુવર્ણ દેવા એમ કહેવું.) દાવાના એક ભાગમાં વ્યાપ્ત થનાર, (સુવર્ણ અને કાપડ વગેરેની ફરીઆદમાં સુવર્ણ લીધેલુંછે પણ બીજું કાંઈ નહીં એમ કહેવું,) અસંબદ્ધ પદવાળું, (લેણા વગેરેની ફરીઆદમાં એણે મને માર્યો એમ બોલવું,) બરોબર નીશાની વગરનું, ગુઢ અર્થવાળુ, પૂર્વાપર વિરૂદ્ધ, જેની ટીકા કરવી પડે એવું અને નિઃસાર, (એ) ઉતર સ્વાર્થની સિદ્ધિને વાસ્તે નથી.

સંકર અથવા મિશ્ર ઉતર જાણવો.

कात्यायनोपि । पक्षैकदेशेयत्सत्यमेकदेशेचकारणम् । मिथ्याचैवैकदेशेचसङ्करात्तदनुत्तरमिति ॥

**કાત્યાયન પણ**—ફરીઆદના એક ભાગમાં સંપ્રતિપતિ ઉતર, એક ભાગમાં કારણોતર અને વળી એક ભાગમાં મિથ્યોતર, આવી રીતે જેમાં સંકર હોય તે ઉતર કહેવાય નહીં.

અનુતર હોવાનું કારણ.

अनुत्तरत्वेचकारणमाहसएव । नचैकस्मिन्विवादेतुक्रियास्याद्वादिनोर्द्वयोः।नचार्थसिद्धिरुभयोर्नचैकत्राक्रियाद्वयामिति।अत्रायमर्थः मिथ्याकारणोत्तरयोःसङ्करेद्वयोरपिवादिनोःक्रियाप्राप्नोति ।

मिथ्याक्रियापूर्ववादेकारणेप्रतिवादिनीतिनारदोक्तेः ॥

तदुभयमेकस्मिन्व्यवहारेविरुद्धम् ॥

તેજ—ઉતરપણું નહીં થવાનાં બીજા કારણો વિશે, એકજ ફરીઆદમાં વાદી અને પ્રતિવાદી એ બંનેના પુરાવા હોય નહીં તથા બંનેનો સ્વાર્થ થતો નથી અને એકની તરફના બે જાતના પુરાવા પણ લેવાય નહીં.

આ સ્થળમાં નિચે પ્રમાણે અર્થછે—મિથ્યોતર અને કારણોતરનો જ્યાં સંકર થયો હોય ત્યાં બંનેના પુરાવા પ્રાપ્ત થાયછે.

કારણ કે, મિથ્યોતરમાં વાદીએ પુરાવો આપવો જોઇએ અને કારણોતરમાં પ્રતિવાદીએ પુરાવો આપવો જોઇએ એવું નારદમુનીનું વચન છે. આ બંને એકજ વ્યવહારમાં વિરૂદ્ધ છે.

પ્રતિવાદીના પુરાવા.

तथाकारणप्राङ्न्यायसङ्करेतुप्रत्यर्थिनएवंक्रियाद्वयम् ॥प्राङ्न्यायकारणोक्तौतुप्रत्यर्थीनिर्दिशेत्क्रियामितिव्यासोक्तेः ॥

તેમ કારણોતર અને પ્રાંન્યાયોત્તરનો જ્યાં સંકર થાય ત્યાં બંને પુરાવા પ્રતિવાદીએજ આપવા જોઇએ. કારણ કે પ્રાંન્યાય અને કારણોત્તરમાં પ્રતિવાદીએ પુરાવો બતાવવો એવું વ્યાસનું વચન છે.

પ્રાંન્યાયોત્તર તથા કારણોત્તરનો નિશ્ચય.

अत्रच ॥ प्राङ्न्यायेजयपत्रेणप्राड्विवाकादिभिस्तथेति ॥ व्यासोक्तयैव प्राङ्न्यायेजयपत्रेणप्राङ्न्यायदर्शिभिर्वाभावयितव्यम्कारणोत्तरेतुसाक्षिलेख्यादिभिरित्यत्रापिविरोधः ॥ एवन्विचतुस्सङ्करेपिद्रष्टव्यम् ॥ एतेषांचानुत्तरत्वंयौगपद्येन ॥ क्रमेणतूत्तरत्वमेव क्रमश्चार्थिप्रत्यर्थिसभ्येच्छयाभवति ॥

વળી આ જગોએ વ્યાસના વચન પ્રમાણે પ્રાંન્યાયોત્તરમાં જયપત્રથી અથવા ન્યાયાધીશ વગેરેથી નિશ્ચય કરાવવો અને કારણોત્તરમાં તો સાક્ષિ અને લખત વગેરેથી

નિશ્ચય કરાવવો; એમાં પણ વિરોધછે. એમજ ત્રણ ચાર ઉત્તરના સંકરમાં પણ વિચારવું. એ બધાં એકદમ હોય તો અનુત્તરછે પણ ક્રમથી હોય તો ઉત્તરપણુંજ સમજવું. એ ક્રમ વાદી પ્રતિવાદી અને સભાસદોની ઈચ્છા પ્રમાણે હોવો જોઈએ.

અસંકીર્ણ ઉત્તરનું લક્ષણ.

तथाचहारीतः ॥ मिथ्योत्तरकारणंचस्यातामेकत्रचेदुभे ॥ सत्यंचापि सहान्येनतत्रग्राह्यंकिमुत्तरम् ॥ यत्प्रभूतार्थविषयंयत्रवास्यातक्रियाफलम् ॥ उत्तरन्तत्रतज्ज्ञेयमसङ्कीर्णमतोऽन्यथा ॥ संकीर्णभवतीतिशेषः ॥

જેમકે, હારીત—એકજ કામમાં મિથ્યોત્તરનો અને કારણોત્તરનો સંકર થયો હોય અથવા સત્યોત્તર જોડે બીજા ઉત્તરનો સંકર થયો હોય ત્યાં કયુ ઉત્તર લેવું જોઈએ? ભારે રકમને વાસ્તે જે ઉત્તર અથવા જેમાં પુરાવાની ગરજ પડે એવું ઉત્તર હોય તે અસંકીર્ણ જાણવું) એટલે તેવા ઉત્તરનો પુરાવો લઈને કામ ચલાવવું) અને જે ઉત્તર એવું ન હોય તે સંકીર્ણ જાણવું.

ઉદાહરણો.

अस्यार्थः । सुवर्णवस्त्राभियोगेसुवर्णन्नगृहीतंवस्त्रन्तुगृहीतंप्रतिदत्तंवेत्यत्रादौसुवर्णविषयेव्यवहृत्यपश्चाद्वस्त्रविषयेव्यवहर्त्तव्यम् एव मिथ्याप्राङ्न्याययोःकारणप्राङ्न्याययोश्चसङ्करेयोज्यम् तथात त्रैवाभियोगेसुवर्णङ्गृहीतंवस्त्रन्तुनगृहीतम्प्रतिदत्तमितिवावस्त्रविषयेपूर्वजितइतिवोच्यते तत्रव

स्त्रविषयएवव्यवहर्त्तव्यम् नसुवर्णविषयेभूरिविषयत्वेपिक्रियाभावात् यत्रत्विवङ्गौर्मदीयाऽमुकस्मिन्कालेनष्टाद्यास्यगृहेदृष्टेत्यभियोगेमिथ्यैतदेतत्प्रदर्शितकालात्पूर्वमेवास्मद्गृहेस्थितेतिमिथ्याकारणयोः कृत्स्नपक्षव्यापित्वंतत्रनानुत्तरत्वम् ॥ सकारम्मिथ्योत्तरमिदम् ॥ अत्रप्रत्यर्थिनएवक्रियानार्थिनः ॥ मिथ्याकारणयोर्वापिग्राह्यङ्कारण मुत्तरमितिहारीतोक्तेःएवम्मिथ्याप्राङ्न्याययोःकारणप्राङ्न्याययो

**अकृत्स्नपक्षव्यापित्वेसतिनानुत्तरत्वम् ॥ अत्रोभयत्रापिप्रत्यर्थिन एवक्रियेतिनक्वाप्येकस्मिन्व्यवहारेद्वयोःक्रियेत्यलम् ॥**

આનો અર્થ એવોછે કે, સુવર્ણની અને વસ્ત્રની ફરીઆદમાં સુવર્ણ નથી લીધું, વસ્ત્રતો લીધેલું પણ પાછું આપ્યું છે, એવા ઉત્તરમાં પેહેલાં સુવર્ણની બાબતમાં કામ ચલાવી પછી વસ્ત્રની બાબતમાં ચલાવવું. મિથ્યોત્તર અને પ્રાંન્યાયોત્તરના તથા કારણોત્તર અને પ્રાંન્યાયોત્તરના સંકરમાં એમજ જોડવું. તેમ તેજ ફરીઆદમાં સુવર્ણ લીધું છે પણ વસ્ત્ર તો નથી લીધું અથવા પાછું આપ્યુંછે અથવા વસ્ત્રની બાબતમાં પેહેલાં હાર્યોછે એવું ઉત્તર આવે તો ત્યાં વસ્ત્રની બાબતમાંજ કામ ચલાવવું, પણ સુવર્ણની બાબતમાં નહી, કારણ કે, ભારે રકમછે તો પણ તેમાં પુરાવાની ગરજ નથી. આ મારી ગાય અમુક વખતે ખોવાએલી તે આજ અમુક સખસના ઘરમાં દીઠી એવી ફરીઆદમાં જવાબ આવે કે એ ખોટુંછે, કારણ કે, એણે બતાવેલા વખતથી પેહેલાંજ ( તે ગાય ) અમારે ઘેર રેહેલીછે એમ જ્યાં મિથ્યોત્તર અને કારણોત્તર આખી ફરીઆદમાં વ્યાપ્ત થાય ત્યાં અનુત્તરપણું નથી. આ કારણ સહિત મિથ્યોત્તરછે. એમાં પ્રતિવાદીએજ પુરાવો બતાવવો, વાદીએ નહીં. કારણ કે, અથવા મિથ્યોત્તર અને કારણોત્તરના સંકરમાં કારણોત્તર લેવું એવું હારીતનું વચનછે. એમ મિથ્યોત્તર અને પ્રાંન્યાયોત્તરને, અને કારણોત્તર અનેપ્રાંન્યાયોત્તરને આખી ફરીઆદમાં વ્યાપ્તપણું થાય ત્યાં અનુત્તરપણું નથી. આ બંને જગોમાં પણ પ્રતિવાદીએજ પુરાવો આપવો. કોઈ જગોએ પણ એક વ્યવહારમાં બંનેના પુરાવા હોય નહીં.

ફરીઆદીએ આપવાના પુરાવા.

**उत्तरलेखनोत्तरंसाधनोक्तौक्रममाहयाज्ञवल्क्यः ॥ ततोर्थीलेखयेत्सद्यःप्रतिज्ञातार्थसाधनम्॥ तत्सिद्धौसिद्धिमाप्नोतिविपरीतमतोऽन्यथेति॥इदंचमिथ्योतरविषयम्।उत्तरान्तरेतुप्रत्यर्थिनएवसाधनोपन्यासः**

**યાજ્ઞવલ્ક્ય**—ઉત્તર લખાવ્યા પછી પુરાવા બતાવવાના ક્રમ વિષે—તે પછી વાદીએ પોતાની ફરીઆદના પુરાવા વેળાસર લખાવવા (અને) તે સિદ્ધ થાય તો તે જય પામે, નહી તો પરાજ્ય પામેછે.

આ મિથ્યોત્તરની બાબતમાંજ છે. પણ બીજા ઉત્તરમાં તો પ્રતિવાદીએજ પુરાવો બતાવવો જોઇએ.

કોણે ક્યારે પુરાવો આપવો?

**यथाहहारीतः ॥ प्राङ्न्यायकारणोक्तौतुप्रत्यर्थीनिर्दिशेत्क्रियाम्॥ मिथ्योक्तौपूर्ववादीतुप्रतिपत्तौनसाभवेत् ॥**

જેમકે, **હારીત**—પ્રાઙ્ન્યાયોતર અને કારણોતરમાં પ્રતિવાદીએ પુરાવો બતાવવો અને મિથ્યોતરમાં વાદીએ પુરાવો બતાવવો. સંપ્રતિપત્યુતરમાં તો તેની કાંઇ જરૂર નથી.

વ્યવહારના ચાર પાદ.

एवंव्यवहारस्यचतुष्पात्त्वमाहयाज्ञवल्क्यः ॥

चतुष्पाद्व्यवहारोयंविवादेषुपदर्शितइति ॥

યાજ્ઞવલ્ક્ય—એમ વ્યવહારના ચાર પાદ વિષે—આ ચાર પાદવાળો વ્યવહાર તકરારોમાં દેખાડેલો છે.

ચાર પાદનાં નામ.

पादचतुष्टयन्तुव्यक्तीकृतम्स्मृत्यन्तरे ॥ भाषोत्तरक्रियासाध्य सिद्धिभिःक्रमवृत्तिभिः॥आक्षिप्तचतुरंशस्तुचतुष्पादभिधीयतइति। इदंचसमप्रतिपत्त्यतिरिक्तोत्तरविषयम्॥ सम्प्रतिपत्तौद्विपा-त्वात् ॥

બીજી સ્મૃતીમાં—ચાર પાદ પ્રગટ કરેલાછે—અરજી, જવાબ, પુરાવા અને કામની સિદ્ધિ, આ ચાર અંશથી ચાર પાદવાળો વ્યવહાર કહેવાય છે.

• આ, સંપ્રતિપત્તિ શિવાય બીજા ઉત્તર વિષે છે, કારણ કે સંપ્રતિપત્તિ ઉત્તરમાં બેજ પાદ હોય છે.

મિથ્યોત્તર અને કારણોત્તરમેં પાદ.

यथाहबृहस्पतिः॥ मिथ्योत्तरेचतुष्पात्सप्रत्यवस्कन्दनेतथा ॥

व्यवहारस्तुविज्ञेयोद्विपात्सम्प्रतिपत्तिष्विति ॥

જેમકે, બૃહસ્પતિ-મિથ્યોત્તરમાં અને કારણોત્તરમાં વ્યવહારના ચાર પાદ અને સંપ્રતિપત્તિમાં બે પાદ છે.

પ્રતિવાદીએ સામી ફરીયાદ ન કરવી.

याज्ञवल्क्यः ॥ अभियोगमनिस्तीर्यनैनम्प्रत्यभियोजयेत् ॥ अभियुक्तं चनान्येननोक्तंविप्रकृतिन्नयेत्॥कुर्यात्प्रत्यभियोगंचकलहेसाहसेषुच॥

યાજ્ઞવલ્ક્ય-(પ્રતિવાદીએ) પોતા ઉપરની ફરીઆદ ઉતર્યા શિવાય વાદી ઉપર સામી ફરીઆદ કરવી નહીં અને બીજાએ જેના ઉપર કરેલી ફરીઆદ ચાલતી હોય તેના ઉપર કરવી નહીં. અને પોતાનું બોલેલું ફેરવવું નહિ. કજીઆમાં અને સાહસોમાં (એકબીજાની ) સામી ફરીઆદ પણ કરવી.

હીન વાદીનું લક્ષણ.

नारदः॥पूर्ववादंपरित्यज्ययोन्यमालम्बतेपुनः ॥ वादसङ्क्रमणाज्ज्ञेयोहीनवादीसवैनरः॥ हीनवादीदण्डयोभवतिनप्रकृतादर्थाद्धीयतइत्यर्थः॥एतच्चार्थव्यवहारेज्ञेयंयथाहसएव ॥ सर्वेष्वर्थविवादेषुवाक्छले

नावसीदति ॥ परस्त्रीभूम्यृणादानेशास्योप्यर्थान्नहीयतइति ॥
पूर्वार्द्धस्योदाहरणार्थमुत्तरार्द्धम् ॥

**નારદ**—જે મનુષ્ય પોતાના પહેલા ભાષણને મુકી તેથી વિરૂદ્ધ બીજા ભાષણને વળગે છે, તેને બોલવાના ફેરફારથી હીનવાદી જાણવો.

હીનવાદી દંડ કરવા લાયક છે, પણ તેનો દાવો રદ થાય નહીં. એવો અર્થ છે.

આ નાણાં સંબંધી વ્યવહારમાં જાણવું. જેમકે, તેજ ( **નારદ** )-ધન સંબંધી સઘળા વ્યવહારોમાં બોલવામાં ફેર પાડવાથી (તે) ખોટું થાય નહીં જેમકે, પરસ્ત્રી, જમીન અને લેવડદેવડની તકરારોમાં તેવું કરનાર દંડને પાત્રછે પણ (તેનો) દાવો રદ જાય નહીં.

આ શ્લોકમાં પૂર્વાર્ધનો દાખલો ઉત્તરાર્ધમાં છે.

સાક્ષી લેવાનો ક્રમ.

याज्ञवल्क्यः॥ साक्षिषूभयतःसत्सुसाक्षिणःपूर्ववादिनः ॥ पूर्वपक्षेध रीभूतेभवन्त्युत्तरवादिनः ॥ पूर्ववादिनःप्रतिज्ञावादिनः ॥ पूर्वपक्षः प्रतिज्ञा ॥ अधरीभूतेकारणोत्तरोपन्यासेनप्रत्यर्थिस्वीकारेणासाध्ये साक्षिग्रहणम्प्रमाणान्तरस्याप्युपलक्षणार्थम् ॥

**યાજ્ઞવલ્ક્ય**—ઉભય પક્ષના સાક્ષી હોય ત્યારે પૂર્વ વાદીના સાક્ષિ લેવા અને પૂર્વવાદ નિર્બળ થયો હોય ત્યારે ઉત્તરે વાદીના લેવા.

પૂર્વવાદી એટલે પહેલાંનો અરજદાર. પૂર્વવાદ એટલે વાદીની અરજી અથવા જુબાની. નિર્બળ એટલે કારણોત્તર મેળવાથી પ્રતિવાદીના સ્વીકાર વડે (તે પૂર્વવાદ) અસાધ્ય થયો હોય તો. આ શ્લોકમાં સાક્ષિનું ગ્રહણ બીજા પુરાવાના ગ્રહણને પણ સમજાવનારછે.

જામીન લેવા વિષે.

सएव॥ उभयोःप्रतिभूर्ग्राह्यःसमर्थःकार्यनिर्णये ॥
निर्णयस्यकार्यंकार्यनिर्णयइति ॥

તેજ **યાજ્ઞવલ્ક્ય**—કાર્ય નિર્ણયમાં સમર્થ એવો બેઉ જણનો જામીન લેવો. કાર્ય નિર્ણય એટલે નિર્ણયનું કામ.

જામીન લેવાને ના લાયક.

प्रतिभूत्वेनाग्राह्यानाहकात्यायनः ॥ नस्वामीनचवैशत्रुःस्वामिनाधिकृतस्तथा ॥ निरुद्धोदण्डितश्चैवसंशयस्थोनचक्वचित् ॥ नैवरिक्थीनरिक्तश्चनचैवान्यत्रवासितः॥ राजकार्यनियुक्तश्चयेचप्रव्राजि

तानराः॥ नाशक्तोधनिनेदातुन्दण्डंराज्ञेचतत्समम् ॥ नाविज्ञानो गृहीतव्यः प्रतिभूस्त्वक्रियाम्प्रतीति ॥

निरुद्धोनिगडादिबद्धः॥ संशयस्थोव्यसनी ॥ रिक्थीपुत्रपौत्रादिद्रव्यग्रहणाधिकारी॥रिक्तोदरिद्रः ॥अन्यत्रवासितोदेशाद्वहिष्कृतः॥

**કાત્યાયન**—જામીનપણામાં લેવાને ના લાયક મનુષ્યો વિષે ધણી, શત્રુ, ધણીનો અધિકારી, નિરૂદ્ધ, દંડાએલો, સંશયસ્થ, રિક્થી, સિક્ત, અન્યત્રવાસિત, રાજકાજમાં જોડાએલો, સંસારનો ત્યાગ કરનારા, ધનવાળાને ધન દેવાને અને રાજાને તે પ્રમાણે દંડ આપવાને અસમર્થ અને અજાણ્યો, એવા માણસોને જામીન લેવા નહીં.

નિરૂદ્ધ એટલે બેડી વગેરેથી બંધાએલો. સંશયસ્થ એટલે વ્યસની. રિક્થી એટલે પુત્ર કે પૌત્ર વગેરે દ્રવ્ય લેવાનો અધિકારી. રિક્ત એટલે દરિદ્ર. અન્યત્ર વાસીત એટલે દેશથી બહિષ્કૃત (દેશનિકાલ થયેલો.)

ભાઇઓ વગેરે ક્યારે જામીન થઇ શકે નહીં.

याज्ञवल्क्यः॥ भ्रातृणामथदम्पत्योःपितुःपुत्रस्यचैवहि॥
प्रातिभाव्यमृणंसाक्ष्यमविभक्तेतुनस्मृतम् ॥

**યાજ્ઞવલ્ક્ય**—ભાઇઓને, સ્ત્રી પુરૂષને તથા પિતા પુત્રને જામીન થવાનું, કરજ કરવાનું, તથા સાક્ષી પુરવાનું, અવિભક્ત હોય ત્યાં સુધી કહ્યું નથી.

જામીન ન મળે તો શું કરવું?

लग्नकाभावेत्वाहकात्यायनः ॥ अथचेत्प्रतिभूर्नास्तिकार्य्ययोग्यस्तुवादिनः॥ सरक्षितोदिनस्यान्तेदद्यान्द्दत्यायवेतनमिति ॥

सएव॥ द्विजातिःप्रतिभूहीनोरक्ष्यःस्याद्ब्रह्मचारिभिः ॥
शूद्रादीन्प्रतिभूहीनानबन्धयेन्निगडेनत्विति ॥

**કાત્યાયન**—જામીન નહીં મળેથી કરવા વિષે—કામનું યોગ્ય એવો જામીન ન મળે તો તે મનુષ્યને ચોકીમાં રાખવો અને સાંજે (ચોકીદાર) સીપાઇનો પગાર તેણે આપવો. (અર્થાત તેની પાસેથી વસુલ કરવો.) તેજ-બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય, એઓનો જામીન ન મળે તો તેઓને ચોકીમાં રાખવા અને શુદ્ર વગેરેનો જામીન ન મળે તો તેઓને બેડી ઘાલી કેદ કરવા.

હીનવાદીનાં લક્ષણ.

हीनवादिलक्षणान्याहनारदः॥पूर्ववादम्परित्यज्ययोन्यमालम्बतेपुनः॥

वादसङ्क्रमणाज्ज्ञेयोहीनवादीसवैनरइति ॥

નારદ—હીનવાદીના લક્ષણ વિષે—પેહેલાંના ભાષણનો ત્યાગ કરી જે બીજા ભાષણનો આશ્રય કરેછે, તે મનુષ્યને બોલવાના ફેરફારથી હીનવાદી જાણવો.

દુષ્ટ વાદી.

दुष्टंलक्षयतियाज्ञवल्क्यः ॥ देशाद्देशान्तरंयातिसृक्किणीपरिलेढि च ॥ ललाटंस्विद्यतेचास्यमुखंवैवर्ण्यमेतिच ॥ परिशुष्यत्स्खलद्वाक्योविरुद्धम्बहुभाषते ॥ वाक्चक्षुःपूजयतिनोतथोष्ठौनिर्भुजत्यपि ॥ स्वभावाद्विकृतिङ्गच्छेन्मनोवाक्कायकर्म्मभिः ॥ अभियोगेऽथसाक्ष्येच दुष्टःसपरिकीर्त्तितः ॥ सृक्किणीओष्ठप्रान्तौ

યાજ્ઞવલ્ક્ય—દુષ્ટના લક્ષણ વિષે—જે એક ઠેકાણે ઉભો રહે નહીં ગલોફાં ચાટે, જેના કપાળે પરસેવો આવે, મોઢાંનો રંગ બદલાય, જેનું ભાષણ ગદગદ કંઠવાળું અને સ્ખલિત અક્ષરવાળું થાય, ઘણું વિરૂદ્ધ ભાષણ કરે, વચનને અને નેત્રને માન આપે નહીં, હોઠ વાંકા કરે, અને મનના, વાણીના, શરીરના તથા ક્રિયાના વિકાર જેને સ્વભાવથીજ થાય, તે માણસ વિવાદના અથવા સાક્ષિના કામમાં દુષ્ટ કહેલો છે.

## ॥ अथप्रमाणनिरूपणम् ॥

પ્રમાણના પ્રકાર.

याज्ञवल्क्यः ॥ प्रमाणंलिखितम्भुक्तिःसाक्षिणश्चेतिकीर्त्तितम् ॥
एषामन्यतमाभावेदिव्यान्यतममुच्यते ॥

**હવે *પુરાવાના નિરૂપણ વિષે.**

યાજ્ઞવલ્ક્ય—લખત, ભોગવટો અને સાક્ષીઓ એ પ્રમાણછે, એમાંથી કોઈપણ ન મળે તો પછી એકાદ દિવ્ય પ્રમાણ લેવું.

ક્યાં કેવું પ્રમાણ લેવું ?

कात्यायनोपि ॥ यद्येकोमानुषीम्ब्रूयादन्योब्रूयात्तुदैविकीम् ॥ मानुषीन्तत्रगृह्णीयान्नतुदैवीङ्क्रियान्नृपः ॥ यद्येकदेशव्याप्तापिक्रि

---

* સન ૧૮૭૨ ના આક્ટ ૧ લાથી તેમાં જણાવેલા નિયમો શિવાયના તમામ પુરાવાના નિયમો, રદ કરેલાછે; એટલે આ નિયમો ઇંગ્રેજી ઇનસાફની કોરટોને લાગુ પડેછે એમ સમજવું નહીં. જે નિયમો શન ૧૮૭૨ ના આક્ટ ૧ લા સાથે મળતા હોય તે સાક્ષીભૂત છે એમ ગણાય.

याविद्येतमानुषी ॥ साग्राह्यानतुपूर्णापिदैविकीवदतान्नृणाम् ॥ क्रि यानदैविकीप्रोक्ताविद्यमानेषुसाक्षिषु ॥ लेख्येचसतिवादेषुनस्याद्दि व्यन्नसाक्षिणः ॥ पूगश्रेणिगणादीनांयास्थितिःपरकीर्त्तिता ॥ त स्यास्तुसाधनंलेख्यन्नदिव्यन्नचसाक्षिणः ॥ दत्तादत्तेथभृत्यानांस्वा मिन्निर्णयेसति ॥ विक्रयादानसम्बन्धेक्रीत्वाधनमनिच्छति ॥ द्यू तेसमानाह्वयेचैवविवादेसमुपस्थिते ॥ साक्षिणःसाधनम्प्रोक्तन्नदि व्यन्नचलेख्यकम् ॥ द्वारमार्गक्रियाभोगेजलवाहादिकेतथा ॥ भु क्तिरेवहिगुर्वीस्यान्नलेख्यन्नचसाक्षिणः ॥

कात्यायन—પણ એકજાણ માનુષ પ્રમાણ આપે અને બીજો દિવ્ય પ્રમાણનું કહે તો તેમાંથી રાજાએ માનુષ પ્રમાણ લેવું, પણ દિવ્ય પ્રમાણ ન લેવું. લોકોની તકરારમાં માનુષ પ્રમાણ એક ભાગમાં વ્યાપ્ત થતું હોય તો પણ તેજ લેવું અને દિવ્ય પ્રમાણ સંપૂર્ણ હોય તો પણ તે ન લેવું. સાક્ષીઓ હોય તો દિવ્ય પ્રમાણ ન લેવું, અને તકરારોમાં લખત હોય તો દિવ્ય પણ ન લેવું.તથા સાક્ષીઓ પણ ન લેવા,એક ગામમાં રહીને જુદાં જુદાં કામોથી નિર્વાહ કરનારા,જુદી જુદી જાતિના તથા જુદી જુદી જાતિના નહીં છતાં એક તરેહનો ધંધો કરનારા લોકો, દરજી, રંગારા, તથા તારકઢા (જરીનું કામ કરનારાં) વગેરે લોકોનો જે શિરસ્તો કરેલો હોય તેનું ખરૂં સાધન લખત છે; દિવ્ય પણ નહીં અને સાક્ષી પણ નહીં. દત્તાનપકર્મ, દત્તાપ્રદાનિક, સ્વામિસેવક વિવાદ, વિક્રીયા સંપ્રદાન, ક્રીતાનુશય તથા દ્યૂત સમાહ્વય એટલા પ્રકરણમાં કજીઆને વાસ્તે સાક્ષિનોજ પુરાવો લેવો; દિવ્યનો નહીં અને લખતનો પણ નહીં. બારણું મૂકવું, ચાલ રાખવી, તથા પાણીના નીકાસ વગેરેના કજીઆમાં ભોગવટો પ્રમાણ થાય; લખત નહીં અને સાક્ષિઓ પણ નહીં.

કઈ જગોએ દિવ્ય પ્રમાણ બળવાન છે ?

क्वचिद्दिव्यप्राबल्यमाहबृहस्पतिः॥मणिमुक्तानाणकानाङ्कूटकृन्न्या सहारकः ॥ हिंसकोन्याङ्गनासेवीपरीक्ष्याःशपथैःसदा ॥ महापा पाभिशापेषुविद्यमानेषुसाक्षिषु ॥ दिव्यमालम्बतेवादीनपृच्छेत्तत्र साक्षिणइति ॥

बृहस्पति—કોઈ જગોએ દિવ્યના પ્રબલપણા વિષે—મણિ, મોતી કે નાણાંની બાબતમાં કપટ કરનાર, થાપણને હરનાર, હિંસા કરનાર અને પરસ્ત્રીને સેવનાર એ લોકોની હમેશાં દિવ્યથી પરીક્ષા કરવી. કોઈ મહાપાપના અભિશાપની બાબતમાં સાક્ષિઓ છતાં પણ વાદી દિવ્ય પ્રમાણ દેવા કહે તો તેમાં સાક્ષિઓને પૂછવું નહીં.

દિવ્યની જરૂર ક્યાંછે ?

व्यासः ॥ नमयैतत्कृतंलेख्यङ्कूटमेतेनकारितम् ॥ अधरीकृत्यतत्पत्रमर्थोदिव्येननिर्णयः ॥ अरण्येविजनेरात्रावन्तर्वेश्मनिसाहसे ॥ न्यासापह्नवनेचैवदिव्यासंभवतिक्रिया ॥

વ્યાસ—એવું કહેવામાં આવે કે મેં આ લખત કરેલું નથી અમુકે ખોટું કરાવેલુંછે, તો એવી બાબતમાં તે લખતનું ઓછું વજન ગણી દિવ્યથી નિર્ણય કરવો. અરણ્યમાં, માણસ વગરની જગામાં, રાત્રિમાં, કે ઘરની ગુપ્ત જગામાં બનેલાં કામોમાં, સાહસમાં અને થાપણ ઓળવવાના કામમાં દિવ્ય ક્રિયા સંભવે છે.

સાક્ષી અને દિવ્યનો વિકલ્પ.

बृहस्पतिः ॥ लिखितेसाक्षिवादेचसन्दिग्धंयत्रजायते ॥ अनुमानेचसम्भ्रान्तेतत्रदिव्यंविशोधनम् ॥ क्वचित्साक्षिदिव्ययोर्विकल्पमाहसएव ॥ प्रक्रान्तेसाहसेवादेपारुष्येदण्डवाचिके ॥ बलोद्भूतेषूकार्येषूसाक्षिणोदिव्यमेववा ॥ ऋणेलेख्यंसाक्षिणोवायुक्तिलेशादयोपिवा ॥ दैविकीवाक्रियाप्रोक्ताप्रजानांहितकाम्ययेति ॥ युक्तिलेशोयुक्त्येकदेशः ॥ वाचिकेपारुष्येब्रह्महासीत्येवमाद्याक्रोशात्मकइत्यर्थः ॥

બૃહસ્પતિ—લખતમાં અને સાક્ષિના બોલવામાં જ્યાં સંદેહ ઉત્પન્ન થાય અને અનુમાનમાં પણ ગડબડ થતી હોય ત્યાં નિશ્ચય કરવાને વાસ્તે દિવ્ય પ્રમાણ લેવું.

કોઈ જગોમાં સાક્ષિ અને દિવ્યના વિકલ્પ વિશે બૃહસ્પતિ કહેછે કે, સાહસ, વાકપારૂષ્ય, દંડપારૂષ્ય તથા બીજાં કેટલાંએક બળથી થયેલાં કામોમાં સાક્ષિનો અથવા દિવ્યનોજ પુરાવો લેવો. કરજની બાબતમાં લખત અથવા યુક્તિ લેશ વગેરે, અથવા દિવ્ય ક્રિયાપણ પ્રજાનું હિત કરવા વાસ્તે કહેલી છે.

યુક્તિ લેશ એટલે યુક્તિનો એક ભાગ. શ્લોકમાં વાચિકપારૂષ્ય એટલે તું બ્રહ્મહત્યા કરનાર છે, વગેરે અભિશાપ મૂકવો એવો અર્થ છે.

દીવ્ય ક્યાં ન લેવું ?

यत्तुकात्यायनः ॥ वाक्यारुष्येचभूमौचादिव्यन्नपरिकल्पयेदितितदल्पवाक्यारुष्यपरम् ॥ भूमिग्रहणंस्थावरमात्रोपलक्षणार्थम् ॥

**કાત્યાયન**—વાકપારૂષ્ય અને જમીનની બાબતમાં દિવ્ય પ્રમાણ ન લેવું.

તે નાના વાકપારૂષ્યને લાગુ પડેછે. જમીનનું ગ્રહણ સઘળા સ્થાવરને બતાવનારૂંછે.

દીવ્ય ક્યાં ન લેવું.

यथाहपितामहः॥ स्थावरेषुविवादेषुदिव्यानिपरिवर्जयेदिति ॥ साक्ष्यादिसत्वेऽयन्दिव्यनिषेधः ॥ तथाचसएव ॥ साक्षिभिर्लिखितेनाथभुक्त्याचैतान्प्रसाधयेदिति ॥ पितामहः॥ लेख्यंयत्रनविद्येतनभुक्तिर्नचसाक्षिणः ॥ नचदिव्यावतारोऽस्तिप्रमाणन्तत्रपार्थिवः॥ निश्चेतुंयेनशक्याःस्युर्वादाःसन्दिग्धरूपिणः॥ तेषान्नृपःप्रमाणंस्यात्ससर्व्वस्यप्रभुर्यतः ॥

## ॥ इतिव्यवहारमातृकाःसमाप्ताः ॥

જેમકે **પિતામહ**—સ્થાવર સંબંધી તકરારોમાં દિવ્યનો ત્યાગ કરવો. આ દિવ્યનો નિષેધ સાક્ષિ વગેરે હોય તોજ સમજવો. કારણ પિતામહ કહેછે કે, સાક્ષિ, લખત અથવા ભોગવટાથી એઓનો નિશ્ચય કરવો.

**પિતામહ**—જ્યાં લખત, ભોગવટો કે સાક્ષિ કાંઈ પણ ન હોય તેમ દિવ્યનો પણ અવકાશ ન હોય, ત્યાં રાજા પ્રમાણ છે. સંદેહવાળું જેઓનું રૂપ છે, એવી જે તકરારો નિર્ણય કરવાને અશક્ય હોય તેઓનું રાજા પ્રમાણ છે, કારણ કે તે સર્વનો પ્રભુછે.

**વ્યવહાર માતૃકા સમાપ્ત.**

## ॥ अथलेख्यम् ॥

લખતના પ્રકાર.

तत्रबृहस्पतिः॥ राजलेख्यंस्थानकृतंस्वहस्तलिखितन्तथा ॥
लेख्यन्तुत्रिविधम्प्रोक्तम्भिन्नन्तद्बहुधापुनरिति ॥

***હવે લખત વિષે.**

**બૃહસ્પતિ**—રાજલેખ, સ્થાનકૃત (પરાયાના હાથથી લખાએલું) અને પોતાને હાથે લખેલું એવા લખતના ત્રણ પ્રકાર છે, પણ તે ફરીને ઘણા પ્રકારનું થાયછે.

વસિષ્ટને મતે લખતના પ્રકાર.

यत्तुवसिष्ठेन ॥ लौकिकंराजकीयञ्चलेख्यंविद्याद्द्विलक्षणमिति द्वैविध्यमुक्तम् ॥ तत्स्थानकृतस्वहस्तलिखितयोरभेदमाश्रित्य ॥

---

*કરાર શાસ્ત્રના સાધારણ નિયમોમાંથી એટલે સન ૧૮૭૨ના આક્ટ ૯ થી જે વિરૂદ્ધ નથી, અથવા તો જે બાબત તેમાં મુદલ લખ્યુંજ નથી, તે બાબત હિંદુઓને અત્રે લખેલા નિયમ લાગુ પડવા જોઇએ.

लौकिकञ्जानपदमितिपर्य्यायौ ॥ राजकीयञ्जानपदंलिखितन्द्वि विधंस्मृतमितिसङ्ग्रहकारोक्तेः ॥

જે કે, **વસિષ્ટ**—લૌકિક અને રાજકીય એવા બે પ્રકારનું લખત જાણવું.

તે સ્થાનકૃત અને પોતાને હાથે લખેલાનો અભેદ માનીને છે. લૌકિક અને જાન પદ એ બે, એકનાંજ નામ છે; કારણ કે રાજકીય અને જાનપદ એમ બે પ્રકારનું લખત કહેલું છે, એવું સંગ્રહકારનું વચન છે.

બૃહસ્પતિએ કહેલા લખતના પ્રકાર.

बृहस्पतिः ॥ भागदानक्रयाधानसंविद्दासऋणादिभिः ॥ सप्तधालौकिकंलेख्यन्त्रिविधंराजशासनम् ॥ भ्रातरःसंविभक्तायेस्वरुच्यातुपरस्परम् ॥ विभागपत्रङ्कुर्य्याचन्द्रार्ककालिकम् ॥ अनाच्छेद्यमनाहार्यन्दानलेख्यन्तुतद्विदुः ॥ गृहक्षेत्रादिकङ्क्रीत्वातुल्यमूल्याक्षरान्वितम् ॥ पत्रङ्कारयतेयत्तुक्रयलेख्यन्तदुच्यते ॥ जङ्गमंस्थावरम्वन्धन्दत्वालेख्यङ्करोतियत् ॥ गोप्यभोग्यक्रियायुक्तमाधिलेख्यन्तदुच्यते ॥ ग्रामोदेशश्चयत्कुर्य्यान्मतंलेख्यम्परस्परम् ॥ राजाविरोधिधर्मार्थंसंवित्पत्रंवदन्तितत् ॥ वस्त्रान्नहीनःकान्तारेलिखितङ्कुरुतेतुयत् ॥ कर्म्माणितेकरिष्यामिदासपत्रन्तदुच्यते ॥ धनंवृद्ध्यागृहीत्वातुस्वयङ्कुर्य्याच्चकारयेत् ॥ उद्धारपत्रन्तत्प्रोक्तमृणलेख्यम्मनीषिभिः ॥ आदिशब्दाद्विशुद्ध्यादिपत्रगृहणम् ॥

બૃહસ્પતિ—ભાગ, દાન, ક્રય, આધાન, સંવિત્, દાસ અને કરજ ઇત્યાદિ સાત બાબતોથી લૌકિક લખતના સાત પ્રકાર છે. અને રાજકીય લખતના ત્રણ પ્રકારછે. જુદા થયેલા ભાઇઓ પરસ્પર પોતાની ખુશીથી જે વિભાગ બાબતના દસ્તાવેજ કરે તે ભાગ પત્ર કહેવાયછે. જમીન આપીને "યાવચ્ચંદ્ર દિવાકરા" એવી રીતનું જે લખત કરે કે જે તોડી શકાય નહીં કે પાછું લઇ શકાય નહીં, તે દાનલેખ્ય સમજવું. ઘર કે ખેતર વગેરે વેચાતું લેઇને તેની કિમ્મત વગેરે લખી જે ફારકતી કરાવાયછે તે ક્રય લેખ્ય (વેચાણ ખત) કહેવાયછે. જંગમ અથવા સ્થાવર એવો કાંઇ માલ ગીરવી આપીને જે લખત કરાવાય કે જેમાં તે માલ સાચવી રાખવાનું કે ભોગવવા વગેરેનું વર્ણન આવે તે આધાન લેખ્ય કહેવાયછે. ગામ અથવા દેશ જે પરસ્પર સંમતિથી, રાજાને વિરૂદ્ધ ન થાય એવું ધર્મને વાસ્તે લખત કરે તે સવિત્‌પત્ર કહેવાય છે. જેને અન્નવસ્ત્ર ન મળતું હોય એવો મનુષ્ય

વગડામાં લખત કરી આપે કે હું તારાં કામ કરીશ, તે દાસપત્ર કહેવાયછે. બાજુ ધન લેઈને જે ઉદ્ધાર પત્ર પોતે કરે અથવા બીજા પાસે કરાવે તે ત્રણ લેખ કહેલુંછે. આદિ શબ્દથી વિશુદ્ધિપત્ર વગેરેનું ગ્રહણ કરવું.

લખતની વ્યાખ્યાઓ.

विशुद्धयादिपत्राण्याहकात्यायनः ॥ ॥ अभिशापेसमुत्तीर्णेप्रायश्चित्तेकृतेजनैः ॥ विशुद्धिपत्रकंज्ञेयन्तेभ्यःसाक्षिसमन्वितम् ॥ उत्तमेषुसमस्तेषुअभिशापेसमागते ॥ वृत्तानुवादेलेख्यंयत्तज्ज्ञेयंसन्धिपत्रकम् ॥ सीमाविवादेनिर्णीतेसीमापत्रंविधीयतइति ॥

**કાત્યાયન**—વિશુદ્ધિ વગેરેના પત્ર વિષે—પ્રાયશ્ચિત્ત કર્યા પછી અભિશાપ ઉતરવાનું સાક્ષિ સહિત પત્ર જે માણસોને અપાયછે તે વિશુદ્ધિપત્ર જાણવું. સર્વ ઉત્તમોમાં અભિશાપ આવતાં થએલી બીનાનું જે લખત કરાય તે સંધિપત્ર જાણવું. સીમાડા સંબંધી તકરારોનો નિવેડો થતાં જે લખત કરાય તે સીમાપત્ર સમજવું.

અન્વાધિ પત્રનું લક્ષણ.

अन्वाधिपत्रमाहप्रजापतिः ॥ धनीधनेनतेनैवपरमाधिन्नयेद्यदि ॥ कृत्वातदाधिलिखितम्पूर्वंवास्यसमर्पयेत् ॥

**પ્રજાપતિ**—અન્વાધિપત્ર વિષે કહેછે—ધનિક જો તેજ ધનથી બીજો માલ ગીરવી રાખે અને પેહેલો (પ્રથમનો રાખેલો) માલ આપી દે તે બાબતના લખતને અન્વાધિપત્ર કહે છે.

याज्ञवल्क्योपि ॥ दत्त्वर्णम्पाटयेल्लेख्यंशुद्ध्यैवान्यत्तुकारयेत् ॥

**યાજ્ઞવલ્ક્ય** પણ—કરજ ચુકવી આપીને લખત ફાડી નાંખવું અથવા ચોખાઈને વાસ્તે બીજું કરાવવું.

સ્વહસ્તનું અને પરહસ્તનું લખત.

पूर्वोक्तयोःस्वहस्तान्यहस्तकृतयोर्विशेषमाहनारदः ॥ लेख्यन्तुद्विविधम्प्रोक्तंस्वहस्तान्यकृतन्तथा ॥ असाक्षिमत्साक्षिमच्चसिद्धिर्देशस्थितेस्तयोरिति ॥

**નારદ**—આગળ કહેલા પોતાના હાથના અને પારકા હાથના લખત વિષે વિશેષ કહેછે—પોતાના હાથનું અને પારકા હાથનું લખત અનુક્રમે સાક્ષિ વગરનું અને સાક્ષિ વાળું થાય તેની દેશનાં રિવાજ પ્રમાણે સ્થિતિ સમજવી.

સ્વહસ્તે લખેલું વિના સાક્ષી પ્રમાણછે.

याज्ञवल्क्यः ॥ विनापिसाक्षिभिर्लेख्यंस्वहस्तलिखितन्तुयत् ॥ तत्प्र

माणंस्मृतंलेख्यम्बलोपधिकृतादृते ॥

बलम्बलात्कारः ॥ उपधिर्लोभादि ॥

યાજ્ઞવલ્ક્ય—સાક્ષિ વગરનું છતાં પણ પોતાના હાથનું લખત પ્રમાણ સમજવું. પણ તે બળ, કે ઉપધીથી ન કરેલું હોય તો. (અર્થાત્ બળાત્કારથી અથવા લાલચ વગેરે આપી લખાવેલું ન હોય તો).

બળ એટલે બળાત્કાર, ઉપધિ એટલે લોભ વગેરે.

લખત કેવું કરવું.

अन्यकृतेविशेषमाहसएव ॥ यःकश्चिदर्थोनिष्णातःस्वरुच्यातु परस्परम् ॥ लेख्यन्तुसाक्षिमत्कार्यन्तस्मिन्धनिकपूर्वकम् ॥ समामासतदर्द्धाहर्न्नामजातिस्वगोत्रकैः ॥ सब्रह्मचारिकात्मीयपितृनामादिचिन्हितमिति ॥ सब्रह्मचारिकम्बह्वृचादिशाखाप्रयुक्तङ्गुणनामबह्वृचःकठइत्यादि ॥ सएव ॥ समाप्तेर्थेत्रणीनामस्वहस्तेननिवेशयेत् ॥

मतम्मेऽमुकपुत्रस्ययदत्रोपरिलेखितम् ॥ साक्षिणश्चस्वहस्तेनपितृनामकपूर्वकम् ॥ अत्राहममुकःसाक्षीलिखेयुरितितेसमाः ॥ उभयाभ्यर्थितेनैतन्मयाह्यमुकसूनुना ॥ लिखितंह्यमुकेनेतिलेखकोन्ततोलिखेत् ॥ समाःसंख्यातोगुणतश्च ॥ क्वचिदसमाइत्यकारप्रश्लेषः ॥

યાજ્ઞવલ્ક્ય†—બીજાના કરેલા લખત વિષે વિશેષ કહેછે—પરસ્પર પોતાની ખુશીથી જે કાંઈ બાબતનો ઠરાવ કર્યો હોય તે વિષે ધનિકનું નામ પેહેલું લખી સાક્ષિવાળું લખત કરવું. તે વર્ષ, માસ, પક્ષ, દિવસ, નામ, જાતિ, પોતાનું ગોત્ર સબ્રહ્મચારિક અને પોતાના બાપનું નામ વગેરે નિશાનીવાળું કરવું. સબ્રહ્મચારિક એટલે ઋગ્વેદ વગેરેની શાખાને લીધે બહ્વૃચકે કઠ ઇત્યાદિ જે ગુણને લીધે 'નામ હોય તે.

તેજ (યાજ્ઞવલ્ક્ય)—લખાણ પૂરૂં થયા પછી કરજદારે પોતાના હાથથી નામ લખી મતું કરવું કે, ઉપર લખ્યું તે સહી. તેમાં પોતાના બાપનું નામ પણ લખવું. સાક્ષિઓએ પણ પોતાના હાથથી પોતાનું અને બાપનું નામ લખી આ બાબતમાં હું ફલાણો સાક્ષિ

† આ વિષે કરાર શાસ્ત્રમાં એટલે સન ૧૮૭૨ના આકટ ૯ ના નિયમ તપાસવા, પરંતુ આમાં લખેલા નિયમથી દસ્તાવેજો કરાય તો ઘણીજ સેહેલાઇથી સાબીત કરીશકાય.

છું એમ લખવું અને તેઓ સમ હોવા જોઇએ. તે પછી છેલ્લે પોતાનું અને બાપનું નામ લખી બંનેના કહેવાથી મેં લખ્યું છે એમ લખનારાએ લખવું. સમ એટલે સંખ્યાથી અને ગુણથી પણ સમ જોઇએ. કોઈ પુસ્તકમાં અસમ એવો પદચ્છેદ દેખાયછે.

લખી ન જાણનારના મત્તા વિષે.

नारदः ॥ अलिपिज्ञऋणीयःस्यातस्वमतंतुसलेखयेत् ॥

साक्षीवासाक्षिणान्येनसर्वसाक्षिसमीपतः ॥

નારદ—જે કરજદાર લખી જાણતો ન હોય તેણે સર્વ સાક્ષિઓની સમક્ષ બીજા પાસે (પોતાનું) મતું કરાવવું અને તેવા સાક્ષિએ પણ બીજા પાસે ( પોતાના ) નામની સાક્ષિ કરાવવી.

ત્રણ પ્રકારનું રાજ લેખ્ય.

त्रिविधंराजशासनमित्युक्तन्तद्दर्शयतोयाज्ञवल्क्यबृहस्पति ॥ दत्वा भूमिन्निबन्धंवाकृत्वालेख्यन्तुकारयेत् ॥ आगामिभद्रनृपतिपरिज्ञा नायपार्थिवः ॥ पटेवाताम्रपट्टेवास्वमुद्रोपरिचिन्हितं ॥ अभिलेख्या त्मनोवंश्यानात्मानञ्चमहीपतिः ॥ प्रतिग्रहपरिमाणंदानच्छेदोपव र्णनम् ॥ स्वहस्तकालसम्पन्नंशासनङ्कारयेत्स्थिरम् ॥ निबन्ध आकारादौराजादिदत्तन्नियतलभ्यम् ॥ प्रतिगृह्यतेयत्सप्रतिग्रहोभू म्यादिः ॥ तस्यपरिमाणप्रियत्ता ॥ दीयतेयतद्दानमूगृहादि ॥ तस्य च्छेदोमर्यादा ॥ तस्याउपवर्णनङ्कथनम् ॥ तथा ॥ देशादिकंय स्यराजालिखितेनप्रयच्छति ॥ सेवाशौर्यादिनातुष्टःप्रसादलिखि तन्तुतत् ॥ पूर्वोत्तरक्रियावादनिर्णयान्तेयदानृपः ॥ प्रदद्याज्जयिनेले ख्यञ्जयपत्रन्तदुच्यतइति ॥

રાજ લેખ્ય ત્રણ પ્રકારનું થાયછે એમ કહ્યુંછે તે વિષે **યાજ્ઞવલ્ક્ય** અને **બૃહસ્પતિ** જમીન આપીને અથવા કાંઈ નિબંધ કરી આપીને આગળ થનારા સારા રાજાઓને જાણ થવા સારૂ રાજાએ લેખ્ય કરાવવું. લુગડા ઉપર અથવા ત્રાંબાના પત્રા ઉપર પોતાની મોહોરછાપની નિશાની કરી રાજાએ પોતાનાં પૂર્વજોનાં નામ તથા પોતાનું નામ લખાવવાં. પ્રતિગ્રહનું પરિમાણ અને દાનના છેદનું ઉપવર્ણન લખી પોતાની સહી અને વખતવાળું મજબુત શાસન કરી આપવું.

નિબંધ એટલે ખાણ વગેરેમાંથી રાજા વગેરેએ આપેલું મુકરર મળવાનું હોય તે.

પ્રતિગ્રહ એટલે ગ્રહણ કરાયછે એવું જમીન વગેરે. તેનું પરિમાણ એટલે માપ. ઘર વગેરે જે દેવાયછે તે દાન સમજવું. તેનો છેદ એટલે મર્યાદા. તેનું ઉપવર્ણન એટલે કહેવું.

તથા સેવાથી કે સુરવીરપણા વગેરેથી ખુશી થએલો રાજા લખત કરી જે દેશ વગેરે આપે તે પ્રસાદ લિખિત કહેવાય.

બંને તરફના પુરાવા તપાશી ફેંસલો કર્યા પછી રાજા જીતનારને જે લેખ આપે તે જયપત્ર કહેવાય છે.

રાજાના મતા વિષે.

**राज्ञोनुकल्पमाहव्यासः ॥ राज्ञातुस्वयमादिष्टःसंधिविग्रहलेखकः॥ ताम्रपट्टेवापिपटेप्रलिखेद्राजशासनम् ॥ अत्रचराज्ञास्वमतंलेख्य मित्याहसएव ॥ सन्निवेशम्प्रमाणंचस्वहस्तेनालिखेत्स्वयम् ॥ मत म्मेऽमुकपुत्रस्यअमुकस्यमहीपतेः ॥ सन्निवेशम्प्रमाणंचेतिपूर्ववा क्येनान्वयः ॥**

**વ્યાસ**—રાજાના પ્રતિનિધિ વિષે રાજાના પોતાના હુકમથી તેવાં કામો બાબત નીમાયલા અધિકારીએ લુગડાં ઉપર અથવા ત્રાંબાના પત્રા ઉપર રાજશાસન લખવું.

એમાં પણ રાજાએ પોતાનું મતું નાખવા વિષે તેજ—તેની હદ વગેરેનું પ્રમાણ લખવું. રાજાએ હું અમુકનો પુત્ર, અમુક નામનો, તેનું મતુંછે એમ પોતાના હાથથી લખવું. હદ વગેરેનું પ્રમાણ લખવું તેનો અન્વય પેહેલાંના શ્લોક સાથે છે.

વસિષ્ઠને મતે રાજ્ય લેખના પ્રકાર.

**वासिष्ठस्तुराजलेख्यस्यचातुर्विध्यमाह ॥ शासनम्प्रथमंज्ञेयंजयप त्रन्तथापरम् ॥ आज्ञाप्रज्ञापनापत्रेराजकीयंचतुर्विधम् ॥ सामन्ते ष्वथभृत्येषुराष्ट्रपालादिकेषुच ॥ कार्य्यमादिश्यतेयेनतदाज्ञापत्र मुच्यते ॥ ऋत्विक्पुरोहिताचार्यमान्येष्वभ्यर्हितेषुच ॥ कार्य्यन्निवे द्यतेयेनपत्रम्प्रज्ञापनायतत् ॥ शासनजयपत्रेप्रागुक्ते ॥**

**વસિષ્ઠ**—તો રાજ લેખના ચાર પ્રકાર કહેછે, શાસનપત્ર, જયપત્ર, આજ્ઞાપત્ર, અને પ્રાજ્ઞાપનાપત્ર એમ રાજકીય લેખ ચાર પ્રકારનુંછે. તાબાના રાજાઓ ઉપર અને દેશનું પાલન કરનાર વગેરે નોકરો ઉપર જે હુકમ મોકલાય તે આજ્ઞાપત્ર કહેવાય છે. ઋત્વિજ, ગોર, આચાર્ય, માન દેવા યોગ્ય અને પુજવા યોગ્ય માણસો પાસે જેથી કામનું નિવેદન થાય તે પ્રજ્ઞાપનપત્ર કહેવાય.

શાસનપત્ર અને જયપત્ર પ્રથમ કહ્યાં છે.

બીજું લેખપત્ર ક્યારે કરવું.

याज्ञवल्क्यः ॥ देशान्तस्थेदुर्लेख्येनष्टेोन्मृष्टेहृतेतथा ॥ भिन्नेदग्धे तथाछिन्नेलेख्यमन्यन्तुकारयेत् ॥

**યાજ્ઞવલ્ક્ય**—દેશાંતરમાં રહેલું, ખરાબ થયેલું, ખોવાઇ ગયેલું, ઘસાયેલું, ચોરાયેલું, ફાટેલું, બળેલું અથવા તુટેલું (લેખપત્ર) હોય ત્યારે બીજું લેખપત્ર કરાવવું.

नारदः ॥ लेख्येदेशान्तरन्यस्तेशीर्णेदुर्लिखितेहृते ॥ सतस्तत्कालकरणमसतोद्रष्टृदर्शनम् ॥ द्रष्टारःसाक्षिणः ॥ तदभावेदिव्यम् ॥ अलेख्यसाक्षिकेदिव्यंव्यवहारेविनिर्दिशेदितिकात्ययनोक्तेः ॥

**નારદ**—લેખપત્ર, દેશાંતરમાં રહેલું અથવા ફાટી ગયેલું કિંવા ખરાબ લખાયલું, અથવા ચોરીમાં ગયું હોય ત્યારે જે વિદ્યમાનછે તેને (લેખપત્રને) લેઇ આવવા મુદત આપવી અને જે (વિદ્યમાન) નથી તેને વાસ્તે સાક્ષિઓ તપાસવા. સાક્ષિઓ ન હોય તો દિવ્ય લેવું, કારણ કે જેમાં લેખ્ય કે સાક્ષિઓ ન હોય તેવા વ્યવહારમાં દિવ્ય પ્રમાણ લેવું એવું **કાત્યાયને** કહ્યું છે.

શક પડેલા લખત વિષે.

याज्ञवल्क्यः ॥ सन्दिग्धलेख्यशुद्धिःस्यात्स्वहस्तलिखितादिभिः॥ युक्तिप्राप्तिक्रियाचिन्हसम्बन्धागमहेतुभिः ॥ युक्तिरर्थापत्तिः ॥ प्राप्तिर्द्वयोरेकत्रावस्थानम् ॥ चिन्हंमुद्रादि ॥ क्रियासाक्ष्यादि ॥ सम्बन्धोऽनागतः ॥ आगमःसम्भावितःप्राप्त्युपायः ॥ हेतुरनुमानम् ॥

**યાજ્ઞવલ્ક્ય***—જે લખતમાં સંશય પડે તેની સાબેતી તેનાજ હાથવડે લખેલા બીજા લેખ જોવા વગેરેથી થાય; તથા યુક્તિ, પ્રાપ્તિ, ક્રિયા, ચિન્હ, સંબંધ, આગમ અને હેતુ એ સાધનોવડે થાય.

યુક્તિ એટલે અર્થાત સમજાય તે. પ્રાપ્તિ એટલે બેઉનું એક જગોએ રેહેવું. ચિન્હ એટલે છાપ વગેરે. ક્રિયા એટલે સાક્ષિ વગેરે. ભવિષ્યકાળનો સંબંધ. આગમ એટલે ધારી શકાય તેવો પ્રાપ્તિનો ઉપાય. હેતુ એટલે અનુમાન.

प्रजापतिः ॥ कार्य्योयत्नेनमहतानिर्णयोराजशासने ॥ राज्ञांस्वहस्ततोमुद्रालेखकाक्षरदर्शनात् ॥•

* આ બાબત સન ૧૮૭૨ નો આક્ટ નં. ૧ જેને પુરાવાનો કાયદો અથવા પ્રમાણ શાસ્ત્ર કહેછે તે મુજબ ઇંગ્રેજી કોરટો અમલ કરે છે.

**પ્રજાપતિ***—રાજશાસનમાં રાજાના પોતાના હાથની સહી છાપ અને લખનારના અક્ષરો જોવાથી મોટું યત્ન કરી નિર્ણય કરવો જોઇએ.

અપ્રમાણ લેખ.

दुष्टलेख्यान्याहबृहस्पतिः॥ मुमूर्षुशत्रुभीतार्त्तस्त्रीमत्तव्यसनातुरैः। निशोपधिबलात्कारकृतंलेख्यन्नसिध्यति ।। दूषितोगर्हितःसाक्षी यत्रैकोविनिवेशितः॥ कूटलेख्यन्तुतत्प्रोक्तंलेखकोवापितद्विधइति।

**બૃહસ્પતિ†**—દુષ્ટ લખતો વિષે—મરવા પડેલા માણસે, શત્રુએ, ભય પામેલાએ, દુઃખીએ, સ્ત્રીએ, ઘેલાએ, અને વ્યસનથી આતુર માણસે કરેલું તથા રાત્રીનું, લોભાદિકથી અને બળાત્કારથી કરેલું લખત પ્રમાણ થાય નહીં. દુષિત અથવા નિંદિત એવો એકજ સાક્ષી જેમાં લખ્યો હોય અથવા જેનો લખનારજ તેવો હોય તે લખત કપટનું સમજવું.

**લખતનું પ્રકરણ સમાપ્ત.**

## ॥ अथभुक्तिः ॥

આગમવાળો ભોગવટો પ્રમાણછે.

नारदः॥ आगमेनविशुद्धेनभोगोयातिप्रमाणताम्
अविशुद्धागमोभोगःप्रामाण्यन्नैवगच्छति ॥

**હવે ભોવટા વિષે.**

**નારદ**—(આગમ એટલે શી રીતે આવ્યું તેનો પુરાવો.) સાફ આગમવડે કરીને ભોગવટો પ્રમાણપણું પામેછે, (પણ) સાફ આગમ વિનાનો ભોગવટો પ્રમાણપણું પામે નહીં.

ભોગવટાનાં પાંચ અંગ.

सागमत्ववद्विशेषणान्तरवैशिष्टयमप्याहव्यासः ॥ सागमोदीर्घकालश्चाऽविच्छेदोऽपरवोज्झितः ।। प्रत्यर्थिसान्निधानश्चपंचाङ्गोभोगइष्यते ॥

**વ્યાસ**—જેમ આગમની જરૂરીછે તેમ બીજાં વિશેષણ પણ હોવાં જોઇએ તે વિશ- આગમ સહિત, લાંબી મુદતનો, વચમાં નહીં તુટેલો, વગર તકરારી અને પ્રતિવાદીની સમક્ષ એવાં પાંચ અંગવાળો ભોગવટો (થયેલો) જોઇએ.

ફક્ત ભોગવટોજ પ્રમાણ નથી.

भुक्तिमात्रेणसाध्यासिद्धिमाहनारदः ॥ सम्भोगङ्केवलंयस्तुकीर्त्तये

---

* આ બાબત સને ૧૮૭૨ નો આક્ટ નં. ૧ જેને પુરાવાનો કાયદો અથવા પ્રમાણશાસ્ત્ર કહેછે તે મુજબ ઇંગ્રેજી કોરટો અમલ કરેછે.

† આ બાબત કરારશાસ્ત્ર સન ૧૮૭૨ ના આક્ટ ૯ સાથે સરખાવી વાંચવી.

न्नागमंक्वचित् ॥ भोगच्छलापदेशेनविज्ञेयःसतुतस्करइति ॥ इदंचागमस्मरणयोग्येकालेज्ञेयम् ॥ तदयोग्येतुभुक्तिमात्रमपिप्रमाणमाहसएव ॥ स्मार्तेकालेक्रियाभूमेःसागमाभुक्तिरिष्यते ॥ अस्मार्तेनुगमाभावात्क्रमात्रिपुरुषागतेति ॥ अनुगमाभावाद्योग्यानुपलब्ध्याआगमाभावनिश्चयस्यासम्भवात् ॥ अस्मार्तेप्यागमाभावस्मरणानुवृत्तावाहसएव ॥ आनागमन्तुयोभुङ्क्तेबहून्यब्दशतान्यपि ॥ चौरदण्डेनतम्पापन्दण्डयेत्पृथिवीपतिरिति ॥ यत्तुसएव ॥ अन्यायेनापियद्भुक्तम्पित्रापूर्वतरैस्त्रिभिः ॥ नतच्छक्यमपाहर्तुंक्रमात्त्रिपुरुषागतमिति ॥ तदागमंविनाप्यन्यायेनापियत्पित्रासहपूर्वतरैस्त्रिभिर्भुक्तन्तदपाहर्तुन्नशक्यम्किम्पुनरागमाभावनिश्चयासम्भवइतियोऽयम् ॥

**નારદ**—ફક્ત ભોગવટાથી દાવો સિદ્ધ ન થવા વિષે—જે સખસ ભોગવટો બતાવે પણ કોઈ જગોએ આગમ ન બતાવે તે સખસ ભોગવટામાં છળ કરવાને લીધે ચોર જાણવો. આગમની યાદી રેહેવાને યોગ્ય એવો વખત હોય તો તેમ સમજવું.

પણ તે ન હોય તો ફક્ત ભોગવટાનાજ પ્રમાણપણા વિષે **નારદ**—યાદી રેહેવાને યોગ્ય એવો વખત હોય તો જમીનની બાબતમા આગમ સહિત ભોગવટો પ્રમાણ માનવો, પણ તેવો વખત ન હોય તો અનુગમના અભાવને લીધે અનુક્રમથી ત્રણ પેઢીના ભોગવટાને પ્રમાણ માનવો.

અનુગમના અભાવને લીધે એટલે યોગ્ય નહીં મળવાથી આગમ ન હોવાનો નિશ્ચય સંભવતો નથી, તેથી.

યાદીને યોગ્ય વખત નહીં છતાં પણ આગમ નથીજ એવી યાદી ચાલી આવી હોય તો તે વિષે **તેજ**—જે માણસ સેંકડો વર્ષ સુધી પણ આગમ વિના ભોગવેછે, તે પાપીને રાજાએ ચોરના જેવી શિક્ષા કરવી.

જે કે **તેજ**—પિતા સુધાં પૂર્વના ત્રણ પુરૂષોએ અન્યાયથી પણ જે વસ્તુનો ઉપભોગ કર્યો હોય તે વસ્તુ અનુક્રમવડે ત્રણ પેઢી સુધી ઉપભોગમાં આવી માટે પાછી લેવાય નહીં

આ વચનનો આવો અર્થ કરવો કે આગમવિના પણ (અને) અન્યાયવડે પણ પિતાની સાથે ત્રણ પુરૂષોએ ભોગવેલું હોય તે પાછું લેવું અશક્યછે, ત્યારે આગમ ન હોવાના નિશ્ચયનો સંભવ ન હોય ત્યારે લઈ શકાય નહીં તેમાં શું કહેવું.

ત્રણ પેઢીનો ભોગવટો તુટે નહીં.

यदपिहारीतीयम् ॥ यद्विनागममत्यन्तम्भुक्तम्पूर्वैस्त्रिभिर्भवेत् ॥ नतच्छक्यमपाहर्तुंक्रमात्त्रिपुरुषागतमिति ॥ तदत्यन्तोपलभ्यमानागमंविनेतिव्याख्येयम् ॥ नचागमस्वरूपंविनेति ॥

જે કે હારિતનું વચન—જે વસ્તુનો આગમ થયા વિના તેનો અત્યંત ઉપભોગ, પેહેલાંના ત્રણ પુરૂષોએ કર્યો હોય તે વસ્તુ પાછી લેઇ શકાય નહીં, કેમકે તે અનુક્રમથી ત્રણ પુરૂષના ઉપભોગમાં આવી.

તેનો અર્થ એવો છે કે, જેવો જોઇએ તેવો બરાબર આગમ ન મળતો હોય તો તે લેઈ શકાય નહીં પણ મુદલ આગમજ ન હોય તો પણ પાછી લેઇ શકાય નહીં. એમ સમજવું નહીં.

આગમ ન બતાવનાર ઉપર ફરિયાદ થાય.

यत्पुनर्याज्ञवल्कीयम् ॥ आगमस्तुकृतोयेनसोभियुक्तस्तमुद्धरेत् ॥ नतत्सुतस्तत्सुतोवाभुक्तिस्तत्रगरीयसीति ॥ तदागमकर्त्तुरेवागमानुद्धारेदण्डोनतत्पुत्रादीनामपत्येवम्परम् नत्वर्थसिद्धिरिति ॥

જે કે યાજ્ઞવલ્ક્ય—જેણે આગમ કર્યો હોય તેની ઉપરજ ફરીઆદ થાય તો તેણે આગમ બતાવવો જોઇએ, પણ તેના પુત્રે કે પૌત્રે નહીં, કારણ કે તેમાં ભોગવટો બળવાનછે.

આ વચનનો અભિપ્રાય એવોછે કે, જેણે આગમ કર્યો હોય તેજ મનુષ્ય આગમ ન બતાવે તો તેનો દંડ કરવો, પણ તેના પુત્ર વગેરે આગમ ન બતાવે તો તેઓનો નહીં. પણ આટલાથી પુત્ર વગેરેનું કામ થાય એમ સમજવું નહીં.

આગમ ન બતાવનાર ઉપર દંડ થાય.

यथाहहारीतः ॥ आगमस्तुकृतोयेनसदंड्यस्तमनुद्धरन् ॥ नतत्सुतस्तत्सुतोवाभोग्यहानिस्तयोरपीति॥

જેમકે હારિત—જેણે આગમ કર્યો હોય તેજ મનુષ્ય આગમ ન બતાવે તો તેનો દંડ કરવો પણ તેનો પુત્ર કે પૌત્ર તે ન બતાવે તો (તેઓનો) દંડ ન કરવો, પરંતુ એ બંનેને પણ ભોગ્ય પદાર્થની હાનિ થાય છે.

આગમ વિનાનો ભોગવટો પ્રમાણ નથી.

याज्ञवल्क्यः ॥ योभियुक्तःपरेतःस्यात्तस्यरिक्थीतमुद्धरेत् ॥ नतत्रकारणंभुक्तिरागमेनाविनाकृता ॥ रिक्थीअंशभागीपूत्रादिः ॥ तमागमम् ॥ ननुदीर्घकालोभोगःप्रमाणमितिविरूद्धम् ॥ यतःस्व

ल्पकालोपभोगेनाऽप्यभियोक्तुर्हानिःप्रतीयते ॥ यथाहसएव ॥

पश्यतोब्रुवतोभूमेर्हानिर्विंशतिवार्षिकी ॥ परेणभुज्यमानायाधनस्य

दशवार्षिकी ॥ ऊच्यते ॥ एतत्पश्यतोऽप्रतिषेधतस्तावत्कालीन

तद्भूम्यादिजन्यफलहानिर्भवतत्यिवेम्परम् ॥ नतुतद्भूम्यादिवस्तुहा

निरपीति ॥ अनागमन्तुयोभुङ्क्तेइत्युदाह्र्तवचनविरोधात् ॥

याज्ञवल्क्य—જેના ઉપર ફરીઆદ ચાલતી હોય તે મનુષ્ય મરણ પામે તો તેના વારસે તે બતાવવો જોઇએ. તેમાં આગમ વિનાનો ભોગવટો પ્રમાણ થાય નહીં.

વારસ એટલે ધન લેનાર પુત્ર વગેરે. તે એટલે આગમ.

"શંકા" લાંબી મુદતનો ભોગવટો પ્રમાણ થાય એ વિરૂદ્ધછે, કારણ કે થોડાજ કાળના ભોગવટાથી પણ ફરીઆદ કરનારને હાનિ થાયછે, એમ જણાય છે.

જેમકે તેજ (યાજ્ઞવલ્ક્ય)—પોતે દેખતાં છતાં પોતાની જમીનને કોઈ ભોગવતો હોય તો પણ જે બોલતો નથી, એવાં વીશ વર્ષ વહી ગયાં તો હાનિ થાયછે.* અને ધનની બાબતમાં એ પ્રમાણે હોય તો દશ વર્ષ વહી ગયા પછી હાનિ થાય છે.

"સમાધાન" આ વચન પોતે જોતાં છતાં પ્રતિબંધ નહીં કરનારને તેટલા વખતમાં તે જમીન વગેરેમાં પેદા થતા ફળની હાનિ જણાવેછે, પરંતુ તે ખુદ જમીન વગેરેની હાનિ થાયછે એમ જણાવતું નથી. કારણ કે તેમ હોય તો "જે મનુષ્ય સેંકડો વર્ષ સુધી" એવા ઉપર લખેલા વચનને વિરોધ આવે છે.

ઉપભોગમાં બળાત્કાર ન કરવો.

कात्यायनः ॥ नोपभोगेबलंकार्य्यमाहर्त्रातत्सुतेनवा ॥

पशुस्त्रीपुरुषादीनामितिधर्म्मोव्यवस्थितः ॥

કાત્યાયન—ખુદ લેનારે અથવા તેના દીકરાએ પશુ, સ્ત્રી અને પુરૂષ વગેરેના ઉપભોગમાં જોરે ન કરવું એવી ધર્મની વ્યવસ્થા છે.

ભોગવટાથી નાશ ન થાય.

नारदः ॥ आधिःसीमाबालधनन्निक्षेपोपनिधिस्त्रियः ॥

राजस्वंश्रोत्रियस्वंचनोपभोगेननश्यति ॥

નારદ—ગીરવી, સીમાડો, બાળકનું ધન, થાપણ, (બંને પ્રકારની) સ્ત્રીયો, રાજાનું ધન અને વેદીઆનું ધન એટલાનો ભોગવટાથી નાશ થાય નહીં.

પ્રીતિથી ભોગવવા આપેલાપર માલીકનો હકરહેછે.

मनुः ॥ सम्प्रीत्याभुज्यमानानिननश्यन्तिकदाचन ॥

* આ બાબત લીમીટેશન આક્ટ નં. ૧૫ સન ૧૮૭૭ નો જુઓ.

धेनुरुष्ट्रोवहन्नश्वोयश्चदम्यःप्रयुज्यते ॥

दम्यःप्रयुज्यतेदमनार्थंयः समर्प्यते ॥

મનુ—ગાય, ઊંટ, ચઢાઉ કીધેલો ઘોડો અને પલોટવા વાસ્તે આપેલો બળદ, એઓને કોઈ પ્રીતિથી ભોગવતો હોય તોપણ તેઓ કોઇ વખત તેઓના માલીકનાં મટતાં નથી.

## ॥अथ साक्षिणः॥

સાક્ષીઓની જરૂર.

टोडरानंदे नारदः ॥ संदिग्धेषुतुकार्येषुद्वयोर्विवदमानयोः ॥

दृष्टश्रुतानुभूतत्वात्साक्षिभ्योव्यक्तदर्शनं ॥

## હવે સાક્ષિયો વિષે.

**ટોડરાનંદ નામના ગ્રંથમાં નારદ**—સંદેહવાળાં કામોમાં બંને વિવાદ કરતા હોય ત્યાં દેખવા, સાંભળવા, અને અનુભવ કરવાને લીધે સાક્ષિઓથી નક્કી થાય છે.

સાક્ષીના બાર પ્રકાર.

तद्भेदानाहबृहस्पतिः ॥ लिखितोलेखितोगूढःस्मारितःकुल्यदूतकौ ॥ यादृच्छिकश्चोत्तरश्चकार्यमध्यगतोपरः ॥ नृपोध्यक्षस्तथा ग्रामःसाक्षीद्वादशधास्मृतः ॥ अर्थिनापत्रेनिवेशितोलिखितः ॥ प्रत्यर्थिनाअर्थिप्रेरणयानिवेशितोलेखितः ॥ कुड्यादिव्यवधानेन श्रावितोगुढः ॥ पुनःपुनःकार्यंस्मार्यमाणःस्मारितः ॥ यदृच्छयैवा गतःसाक्षीक्रियमाणोयादृच्छिकः श्रवणाच्छ्रावणाद्वासाक्षिणामप्यु पर्युपरिभाषमाणउत्तरः॥ अध्यक्षःप्राड्विवाकःइदंचसभ्यादीनामुप लक्षणं ॥ लेखकःप्राड्विवाकश्चसभ्याश्चैवानुपूर्वशइतिकात्यायन वाक्यात् ॥

બૃહસ્પતિ તેઓના ભેદ વિષે—લિખિત, લેખિત, ગુઢ, સ્મારિત, કુલ્ય, (કુલમાંનો) દુતક, યાદૃચ્છિક, ઉત્તર, કાર્ય મધ્યગત, (કામની વચમાં આવેલો) રાજા, અધ્યક્ષ, અને ગામ એવા સાક્ષીના બાર પ્રકાર છે.

વાદીએ પત્રમાં જેનું નામ દાખલ કર્યું હોય તે લિખિત કહેવાય. પ્રતિવાદીએ વાદીની પ્રેરણાથી દાખલ કરેલો હોય તે લેખિત કહેવાય. ભીંત વગેરેના અવધાનથી જેને વાત સં-

ભળાવી રાખી હોય તે ગૂઢ કહેવાય. વારંવાર જેને કામની યાદી આપી હોય તે સ્મારિત કહેવાય. યદચ્છાથી આવી નીકળેલો હોય અને જેને સાક્ષી કરેલો હોય તે યાદચ્છિક કહેવાય. સાંભળવાથી અથવા સંભળાવાથી સાક્ષિઓની પણ ઉપર ઉપર જે બોલે તે ઉત્તર કહેવાય. અધ્યક્ષ એટલે ન્યાયાધીશ. આમાં સભાસદ વગેરેનો પણ સમાવેશ છે, કારણ કે "અનુક્રમથી લખનાર, ન્યાયાધીશ અને સભાસદો સાક્ષી થાય" એવું કાત્યાયનનું વચનછે.

સાક્ષીઓની સંખ્યા.

सएव ॥ नवसप्तपंचवास्युश्चत्वारस्त्रयएववा ॥ उभौवाश्रोत्रियौग्राह्यौनैकंपृच्छेत्कदाचन॥ लिखितौद्वौतथागूढौत्रिचतुःपंचलेखिताः॥ याहच्छःस्मारितःकुल्यास्तथाचोत्तरसाक्षिणः ॥ दूतकःखटिकाग्राहीकार्यमध्यगतस्तथा ॥ एकएवप्रमाणंस्यान्नृपोध्यक्षस्तथैवच ॥

તેજ (બૃહસ્પતિ)—(સાક્ષિઓ) નવ, સાત અથવા પાંચ હોવા જોઇએ, અથવા ચાર કે ત્રણ હોવા જોઇએ, અથવા વેદીઆ હોય તો બે લેવા જોઇએ, પણ એક જણને કોઈ વખત પૂછવું નહીં. લિખિત અને ગૂઢ બબે જોઇએ. લિખિત, યાદચ્છિક, સ્મારિત, કુલ્ય, (કુળમાંનો) અને ઉત્તર સાક્ષિ, એટલા ત્રણ, ચાર, કે પાંચ હોવા જોઇએ. દુતક કારકુન, કાર્યમધ્યગત, રાજા અને, ન્યાયાધીશ એકજ પ્રમાણ થાય.

લખ હોય તોપણ એકપણ સાક્ષી જોઇએ.

लिखितादीनामुभयानुमतत्वेएकस्यापिग्रहणमाहयांज्ञवल्क्यः ॥ उभयानुमतःसाक्षीभवेदेकोपिधर्मवित् ॥

બંનેની સંમતિ હોય તો લિખિત વગેરે એકના પણ ગ્રહણ વિષે. યાજ્ઞવલ્ક્ય-બંનેની સંમતિ હોય તો ધર્મને જાણનાર એવો એક પણ સાક્ષી થાય.

ધર્મજ્ઞ સાક્ષીનું લક્ષણ.

व्यासः ॥ शुचिक्रियश्चधर्मज्ञःसाक्षीयस्त्वनुभूतवाक् ॥ प्रमाणमेकोभवतुसाहसेषुविशेषतः॥ अनुभूतवाक्प्रायोदृष्टसत्यवचाः ॥

વ્યાસ—પવિત્ર ક્રિયાવાળો ધર્મને જાણનાર અને અનુભુત વચન વાળો એવો એક જણ પણ પ્રમાણ માનવો જોઇએ. તેમાં સાહસમાંતો વિશેષે કરીને માનવો જોઇએ.

અનુભુત વચનવાળો એટલે ઘણું કરીને જે સાચા બોલો માલુમ પડ્યો હોય તે.

થાપણ વગેરેમાં સાક્ષી.

निक्षेपादिष्वनाप्तमप्येकमाहकात्यायनः॥ अभ्यन्तरस्थनिक्षेपेसाक्ष्यमेकोपिवाच्यते ॥अर्थिनाप्रहितःसाक्षीभवेदेकोपियाचिते ॥ याचि

तंविवाहाद्यर्थमानीतमाभरणादिकंकुंडलादि ॥

થાપણ વગેરેમાં જે ખરેખર ભલો માણસ ન કહેવાતો હોય તેવા એક જણનાપણ સાક્ષીપણા વિષે કાત્યાયન—અંદર રહેલી થાપણની બાબતમાં એક જણની પણ સાક્ષી લેવાય. યાચિતની બાબતમાં વાદીએ મોકલેલો એક જણ પણ સાક્ષી થાય.

યાચિત એટલે વિવાહ વગેરે વાસ્તે આણેલું કુંડળ વગેરે ઘરાણું ઈત્યાદિક.

વેચવા યોગ્ય પદાર્થની તકરારમાં સાક્ષી.

पण्यविवादेप्येकमाहसएव ॥ संस्कृतंयेनयत्पण्यंतत्तेनैवविभावयेत् ॥ एकएवप्रमाणंसविवादेतत्रकीर्त्तितः ॥

વેચવા યોગ્ય પદાર્થની તકરારમાં પણ એક સાક્ષી લેવા વિષે તેજ—જે વેચવાનો પદાર્થ જેણે સંસ્કાર પમાડેલો હોય તેનો નિશ્ચય તેની પાસેજ કરાવવો. તે તકરારમાં તે એકજ પ્રમાણ કહેલું છે.

કરજના સાક્ષીઓ વિષે.

तेषांचस्वरूपमाहव्यासः ॥ धर्म्मज्ञाःपुत्रिणोमौलाःकुलीनाःसत्यवादिनः ॥ श्रौतस्मार्त्तक्रियायुक्ताविगतद्वेषमत्सराः ॥ श्रोत्रियानपराधीनाः सूरयश्चाप्रवासिनः ॥ युवानःसाक्षिणःकार्य्याऋणादिषुविजानता ॥

વ્યાસ તેઓના સ્વરૂપ વિષે—ધર્મને જાણનાર, પુત્રવાળા, પરંપરાવાળા, સારા કુળના, સત્ય બોલનારા, વેદ અને ધર્મશાસ્ત્રમાં કહેલી ક્રિયા કરનારા, રાગ, દ્વેષ અને મત્સર જેઓને ન હોય એવા, વેદ ભણેલા, પરાધીન ન હોય એવા, વિદ્વાનો, પરદેશ ન જાય એવા અને જુવાન એવા સાક્ષિઓ, કરજ વગેરે વ્યવહારોને વિશે સમજુ માણસે કરવા.

કયાં કેવા સાક્ષી જોઈએ.

नारदः ॥ श्रेणिषुश्रेणिपुरुषाःस्वेषुवर्गेषुवर्ग्गिणः बहिर्वासिषुबाह्याःस्युःस्त्रियःस्त्रीषुचसाक्षिणः ॥

નારદ—એક જાતના પણ જુદાં જુદાં ગામોમાં રહીને એકજ કામથી જીવનારા માણસોમાં તેવા (તેમના જેવા) માણસો, પોતાના વર્ગમાં વર્ગવાળાઓ, બાહાર રહેનારાઓમાં બહાર રેહેનારા અને સ્ત્રીઓમાં સ્ત્રીઓજ સાક્ષી હોવી જોઈએ.

વર્ગીનું લક્ષણ.

वर्ग्गिणआहकात्यायनः ॥ लिंगिनःश्रेणिपूगाश्चवणिग्व्रातास्तथापरे ॥ समूहस्थाश्चयेचान्येवर्ग्गास्तानब्रवीद्भृगुः ॥ दासचारणमल्ला

नांहस्त्यश्वरथजीविनाम्॥प्रत्येकैकसमूहानान्नायकावर्गिणःस्मृताः॥

કાત્યાયન વર્ગવાળા વિષે--ભિખ્ખવાળા, શ્રેણી, પુગ,* વેપારીઓ તથા જે બીજા પોત પોતાના ટોળામાં રહેનારાઓ હોય તે વર્ગ છે એમ ભૃગુ કહી ગયા છે. દાસ, ચારણ, મલ્લ અને હાથી ઘોડા કે રથથી જીવનારા દરેક ટોળામાં જે મુખ્ય હોય તે વર્ગિ કહેવાયછે.

તજવા જેવા સાક્ષીઓ.

विजातीयानाहयाज्ञवल्क्यः ॥ त्र्यवराःसाक्षिणोज्ञेयाःश्रौतस्मार्त्तक्रियापराः ॥ यथाजातियथावर्णसर्वेसर्वेषुवास्मृताः ॥ वर्ज्यानाहसएव स्त्रीबालवृद्धकितवमत्तोन्मत्ताभिशस्तकाः ॥ रंगावतारिपाखंडिकूटकृद्विकलेंद्रियाः ॥ पतितामार्थसम्बन्धिसहायरिपुतस्कराः ॥ साहसीदृष्टदोषश्चनिर्द्धूतास्त्वसाक्षिणः ॥ निर्द्धूतःस्वजनैस्त्यक्तः ॥ आदिशब्देनदासाद्याः ॥

યાજ્ઞવલ્ક્ય જુદી જુદી જાતવાળા વિશે—વેદ અને ધર્મશાસ્ત્રમાં કહેલી ક્રિયા કરનારા ઓછામાં ઓછા ત્રણ સાક્ષિઓ પોતાની જાતના, અને પોતાના વર્ણના જોઈએ અથવા સઘળામાં સઘળા ચાલી શકે છે.

ત્યાગ કરવા યોગ્ય સાક્ષિઓ વિશે તેજ—સ્ત્રી, બાળક, વૃદ્ધ, જુગારી, માદક પદાર્થથી મદ પામેલો, ઘેલો, અભિશાપવાળો, ચારણ, પાખંડિ, કપટ કરનાર, ઓછી ઇંદ્રિયવાળો, પતિત, સગો, ધનના સંબંધવાળો, સહાય, શત્રુ, ચોર, સાહસ કરનારો જેમાં દોષ જણાયો હોય તે અને નિર્ધૂત ઈત્યાદિક અસાક્ષિ સમજવા.

નિર્ધુત એટલે સંબંધીઓએ ત્યાગ કરેલો. આદિ શબ્દથી દાસ વગેરે લેવા.

માતામહ વગેરે સાક્ષિ થઇ શકે નહીં.

बृहस्पतिः ॥ मातुःपितापितृव्यश्चभार्यायाभ्रातृमातुलौ ॥ भ्रातासखाचजामातासर्ववादेष्वसाक्षिणः ॥

બૃહસ્પતિ—માનો બાપ કે કાકો તથા સ્ત્રીનો ભાઈ કે મામો, પોતાનો ભાઈ, મિત્ર, અને જમાઇ એઓ સર્વ તકરારોમાં અસાક્ષિ છે.

પોતાની મેળે આવેલો સાક્ષી ન થઈ શકે.

नारदः ॥ अनिर्दिष्टस्तुसाक्षित्वेस्वयमेवैत्ययोवदेत् ॥
स्वयमुक्तिःसशास्त्रेषुनससाक्षित्वमर्हति ॥

નારદ—જે કોઇએ પણ બતાવેલો ન હોય અને પોતાની મેળેજ આવીને બોલવા

*એઓનાં લક્ષણ આગળ કહેવાઈ ગએલાં છે.

લાગે તે શાસ્ત્રમાં સ્વયમુક્તિ કહેવાય છે, અને તે સાક્ષિપણાને યોગ્ય નથી.

લખેલા કરતાં એક વિરૂધ બોલનાર હોય તો બધા સાક્ષી રદ છે.

कात्यायनः ।। साक्षिणांलिखितानांचनिर्दिष्टानांचवादिना ॥ तेषामेकोन्यथावादीभवेत्सर्वेनसाक्षिणः।।

**કાત્યાયન**—લખેલા અને વાદીએ બતાવેલા સાક્ષિઓમાંથી એક, બીજા પ્રકારનું બોલે તો તે સઘળા સાક્ષી ન ગણાય.

કપટી વગેરે સાક્ષી થઈ શકે.

एतेषामपिक्कचित्साक्षित्वमाहनारदः ।। असाक्षिणोयेनिर्दिष्टादासनैष्कृतिकादयः ॥ कार्यगौरवमासाद्यभवेयुस्तेपिसाक्षिणः।।

કોઈ જગોએ તેઓના પણ સાક્ષિપણા વિશે નારદ—દાસ અને કપટી વગેરે જે અ સાક્ષિઓ કહ્યા છે તેઓ પણ કામનું ભારેપણું હોયતો સાક્ષી થાય.

સાક્ષી ન મળે તો સ્ત્રીઓ વગેરે સાક્ષી ગણાય.

असंभवेमनुः ॥ स्त्रियाप्यसंभवेकार्यंबालेनस्थविरेणवा ॥ शिष्येणबंधुनावापिदासेनभृतकेनवा ॥

**મનુ અસંભવ વિશે**—બીજા સાક્ષિઓનો અસંભવ હોય તો સ્ત્રી, બાળક, વૃદ્ધ, શિષ્ય, બંધુ, દાસ અથવા ચાકરે પણ સાક્ષિપણું કરવું.

સર્વ કોઈ સાક્ષી ક્યાં થઈ શકે.

याज्ञवल्क्यः ॥ सर्वःसाक्षीसंग्रहणेचौर्यपारूष्यसाहसे ॥ अत्रस्त्रीसंग्रहादीनांसाहसत्वेपिपुनरुपादानंगुप्ततयाक्रियमाणस्त्रीसंग्रहादीपरं। उशना ।। दासोंधोबधिरःकुष्ठीस्त्रीबालस्थविरादयःएतेप्यनभिसंबद्धासाहसेसाक्षिणोमताः ।। अनभिसंबद्धाअपक्षपातिनः।।

**યાજ્ઞવલ્કય**—સ્ત્રી સંગ્રહણ, ચોરી, ગાળાગાળી અને મારામારી તથા સાહસમાં સર્વ કોઈ સાક્ષિ થાય.

અહીં સ્ત્રીસંગ્રહણ વગેરે સાહસના પેટામાં છે, તો પણ તે જુદાં લખ્યાં તે ગુપ્ત રીતનાં સ્ત્રીસંગ્રહણ વગેરેને વાસ્તે છે.

**ઉશના**—દાસ, અંધ, બહેરો, કોઢીઓ, સ્ત્રી, બાળક, અને વૃદ્ધ વગેરે લોકોપણ અનભિસંબદ્ધ હોય તો સાહસના કામમાં તેઓને સાક્ષી માનવા.

અનભિસંબદ્ધ એટલે અપક્ષપાતી.

નિર્દોષ સાક્ષીને દોષ આપનાર વાદી દંડ્ય છે.

बृहस्पतिः ॥ साक्षिणोर्थेसमुद्दिष्टान्सत्सुदोषेषुदूषयेत् ॥ अदुष्टान्दूषयन्वादीतत्समंदंडमर्हति ॥ वाद्यत्रप्रत्यर्थी ॥ तत्समंविवादविषयीभूतद्रव्यसमं ॥

બૃહસ્પતિ—કોઈ પણ બાબતમાં સાક્ષિઓમાં દોષ હોય તો તે જાહેર કરવા, પણ દોષ નહીં છતાં દુષણ આપનાર વાદી તે બરાબર દંડને લાયક છે.

અહીં વાદી એટલે પ્રતિવાદી સમજવો. તે બરાબર એટલે દાવા જેટલો.

સાક્ષીઓના દોષ જાહેર કરવા.

व्यासः ॥ साक्षिदोषाःप्रयोक्तव्याःसंसदिप्रतिवादिना ॥ पत्रेभिलिखितान्सर्वान्वाच्याःप्रत्युत्तरंतुते ॥ पत्रेलिखितान्साक्षिदोषान्प्रतिलक्षीकृत्यतद्विषयंपरिहारंतेसाक्षिणःसभ्यैर्वाचनीयाइत्यर्थः॥

વ્યાસ—પ્રતિવાદીએ સભામાં સાક્ષિઓના દોષ જાહેર કરવા અને તે કાગળમાં લખીને તેઓ પાસેથી જવાબ લેવો.

મતલબ કે કાગળમાં લખેલા, સાક્ષિઓના દોષ ઉપર લક્ષ આપીને તે બાબતના રદીઆ સાક્ષીઓ પાસેથી લેવા.

સાક્ષીઓના દોષ સાબીત થવા જોઇએ.

सएव ॥ प्रतिपत्तौनसाक्षित्वमर्हतितुकथंचन । अतोन्यथाभावनीयाःक्रिययाप्रतिवादिना । अभावयन्दमंदाप्यःप्रत्यर्थीसाक्षिणःस्फुटं । भाविताःसाक्षिणोवर्ज्याःसाक्षिधर्मनिराकृताः । तथैवविनयंदाप्यःशास्त्रदृष्टेनकर्मणा ॥ यदिवादीनिराकांक्षःसाक्षिसत्त्वेव्यवस्थितइति । अतोन्यथाअसंप्रतिपत्तौभावनीयाःअंगीकारयितव्याःक्रिययाप्रमाणेनस्फुटंयथास्यात्तथाऽभावयन्नित्यन्वयः ॥

यत्तु ॥ सभासदांप्रसिद्धंयल्लोकसिद्धमथापिवा ॥ साक्षिणांदूषणंग्राह्यंनसाध्यंदोषवर्जनादिति ॥ तल्लोकावधारितासत्साक्षिविषयं ॥

તેજ (વ્યાસ)—સાક્ષિઓ દોષને કબુલ કરે તો તેઓ સાક્ષિપણાને કોઈ પ્રકારે લાયક નથી અને કબુલ ન કરે તો પ્રતિવાદીએ પુરાવાથી દોષ સાબીત કરવા જોઇએ, (અને તે)

બરાબર સાબીત ન કરે તો પ્રતિવાદીનો દંડ કરવો. અને સાબીત થાય તો જેઓમાં સાક્ષિના ધર્મ નથી એવા તે સાક્ષિઓનો ત્યાગ કરવો. તેમજ વાદી નિરાકાંક્ષ(બીજા પુરાવાની ગરજ રહિત) થઇને તેવા સાક્ષીઓના ખરાપણામાંજ વ્યવસ્થા રાખેતો શાસ્ત્ર રીતિપ્રમાણે તેનો દંડ કરવો.

જે કે—"સભાસદોના જાણવામાં અથવા લોક પ્રસિદ્ધ એવો કોઈ દોષ સાક્ષીઓમાં હોય તો તેવો દોષ કબુલ રાખવો પણ તે દોષ સાબીત કરવાને વાસ્તે બીજા પુરાવા લેવા નહિ. કારણ કે તેમ કરવામાં એકને સિદ્ધ કરવા વાસ્તે બીજો અને બીજાને સિદ્ધ કરવાને વાસ્તે ત્રીજો પુરાવો લેવો એમ કરતાં અનંત પુરાવા લેવા પડે." આ વચન લોકો જેને ભલો માણસ ધારતા હોય એવા સાક્ષિ વિષે છે.

પુરાવાના દોષ પ્રતિવાદીએ કહેવા.

प्रतिवादीनोदोषाज्ञानेसएव ॥ प्रमाणस्यहियेदोषावक्तव्यास्तेविवादिना ॥ गूढास्तुप्रकटाःसभ्यैःकालेशास्त्रप्रदर्शनात् ॥ गूढाःशास्त्रप्रदर्शनेनसाक्षिवादात्पूर्वकालेवक्तव्याइत्यर्थः ॥

તેજ (વ્યાસ) પ્રતિવાદીને દોષની ખબર ન હોય તે વિષે—પુરાવામાં જે દોષ હોય તે પ્રતિવાદીએ બોલી દેવા જોઇએ. અને જો તે દોષો વિષે પ્રતિવાદીને ખબર ન હોય તો સભાસદોએ સાક્ષીઓની જુબાની લેવાયા પેહેલાં શાસ્ત્ર પ્રમાણે બોલી દેવા.

સાક્ષીના દોષ પ્રથમથીજ બતાવવા.

अनंतरंतुनवक्तव्याइत्याहबृहस्पतिः ॥ लेख्यदोषास्तुयेकेचित्साक्षिणांचैवयेस्मृताः ॥ वादकालेतुवक्तव्याःपश्चादुक्तान्नदूषयेत् ॥ उक्तानुक्तवतः वक्तुंप्रारब्धवतइत्यर्थःआदिकर्मणिक्तःकर्तरिचेति कर्तरिक्तः ॥

બૃહસ્પતિ—પાછળથી ન બોલાય તે વિશે-લખતના દોષ અથવા સાક્ષિઓના જે દોષ હોય તે પેહેલાંથી વાદને વખતેજ બોલવા. પણ સાક્ષીઓની જુબાની લેવાની શરૂઆત થયા પછી તેઓને દુષણ અપાય નહિ.

પાછળથી દોષ બતાવનારને દંડ.

अत्रदंडमाहकात्यायनः ॥ उक्तेर्थेसाक्षिणोयस्तुदूषयेत्प्रागदूषितान्। नचतत्कारणंब्रूयात्प्राप्नुयात्पूर्वसाहसं ॥

કાત્યાયન—એવી બાબતમાં દંડ કરવા વિશે-પેહેલાં જેઓને દુષણ ન આપેલાં હોય એવા સાક્ષિઓની જુબાની લીધા પછી, જે દુષણ બતાવે અને તેનું કારણ ન બોલે તેનો પૂર્વ સાહસ એટલે અઢીસો "પણ" દંડ કરવો.

નિર્દોષ કરવાને સાક્ષીને બદલે વાદી આપી શકે.

साक्षिणांस्वदूषणपरिहाराशक्तावर्थीतंकुर्यादित्याहबृहस्पतिः ॥ ले ख्यंवासाक्षिणोवापिविवादेयस्यदूषिताः ॥ तस्यकार्यंनसिद्धयेत्तुया वत्तन्नविशोधयेत् ॥ तल्लेख्यादिकं ॥

બૃહસ્પતિ સાક્ષિઓ પોતાના દૂષણના રદીઆ આપવાને અશક્ત હોય તો વાદીએ તે આપવા જોઇએ તે વિષે—વિવાદમાં જેનું લખત કે સાક્ષિઓ દૂષણ પામેલા હોય તે તેઓનું દૂષણ જ્યાં સુધી ટાળી ન શકે ત્યાં સુધી તેનું કામ સિદ્ધ થાય નહીં.

ખોટા સાક્ષી ઉભા કરનારનો દંડ.

कूटसाक्षकर्त्तुर्दंडमाहकात्यायनः ॥ येनकार्यस्यलोभेननिर्दिष्टाःकू टसाक्षिणः॥ गृहीत्वातस्यसर्वस्वंकुर्यान्निर्विषयंततः ॥ निर्विषयं विवादविषयीभूतार्थरहितं ॥

કાત્યાયન ખોટા સાક્ષિ કરનારના દંડ વિષે—જેણે કામના લોભથી જૂઠા સાક્ષિઓ બતાવ્યા હોય તેનું સર્વસ્વ હરી લેઇને (તેને) ચાલતા દાવાથી બાતલ કરવો.

ખોટા સાક્ષીનું લક્ષણ.

दुष्टसाक्षिणांनिश्चयोपायमाहनारदः ॥ यस्त्वात्मदोषदुष्टत्वादस्वस्व स्थइवलक्ष्यते ॥ स्थानात्स्थानांतरंगच्छेदेकैकंचानुधावति ॥ का सत्यकस्माच्चभृशमभीक्ष्णंनिश्वसत्यपि ॥ विलिखत्यवनिपद्भ्यांबा हूवासश्चधूनयेत् ॥ भिद्यतेमुखवर्णोस्यललाटंस्विद्यतेतथा ॥ शोष मागच्छतश्चोष्टावूर्ध्वंतिर्यक्चवीक्षते ॥ त्वरमाणइवाबद्धमपृष्टोबहु भाषते ॥ कूटसाक्षीसविज्ञेयस्तपापंविनयेद्‌दृशं ॥

નારદ દુષ્ટ સાક્ષિઓના નિશ્ચયના ઉપાય વિષે કહે છે કે, જે પોતાના દોષથી દુષ્ટ હોવાને લીધે અસ્વસ્થ જેવો દેખાય, એક જગોએથી બીજી જગાએ જાય, એકેક પછવાડે દોડે, અકસ્માત ઘણી ઉધરસ ખાય, વારંવાર નીસાસા મુકે, પગવતે ધરતી ખોતરે, હાથને અને વસ્ત્રને હલાવે, મોઢાનો રંગ ફરી જાય, કપાળ ઉપર પરસેવો આવે, હોઠ સુકાઈ જાય, ઉભું અને આડું જુએ, જાણે ઉતાવળ કરતો હોય તેમ વગર પૂછે ઘણું અને પરસ્પર મળતું ન આવે એવું બોલે, તે જુઠો સાક્ષી જાણવો. તેવા પાપીને સારીપેઠે શીખામણ દેવી.

साक्षिणांप्रश्नप्रकारमाहकात्यायनः ॥ मनुरपि ॥ देवब्राह्मणसा

न्निध्येसाक्ष्यंपृच्छेद्देवतांद्विजान् ॥ उदङ्मुखान्प्राङ्मुखान्वापूर्वान्हेच शुचिःशुचीन् ॥ सभांतःसाक्षिणःसर्वानर्थिप्रत्यर्थिसन्निधौ ॥ प्राड्विवाकोनुयुंजीतविधिनानेनसांत्वयन् ॥ यद्द्वयोरनयोर्वेत्थाकार्येस्मिंश्चेष्टितंमिथः ॥ तद्ब्रूतसर्वंसत्येनयुष्माकंह्यत्रसाक्षिता ॥

સાક્ષી લેવાની રીત.

કાત્યાયન અને મનુ પણ સાક્ષીઓને પૂછવાના પ્રકાર વિષે—સાક્ષી દ્વિજવર્ણ હોય તો ન્યાયાધીશે દેવતા અને બ્રાહ્મણોની સમીપમાં પૂર્વાન્હકાળમાં પવિત્ર થઈને તેઓને ઉત્તર અથવા પૂર્વાભિમુખ રખાવીને તથા પવિત્રતા રખાવીને ખરી સાહેદી પૂછવી. સભાની અંદર, વાદી અને પ્રતિવાદીના સમીપમાં સર્વ સાક્ષીઓને શાંત કરતાં ન્યાયાધીશે આ પ્રમાણે પૂછવું. "આ બે જણના આ કામમાં જે કાંઈ એઓનું પરસ્પર ચેષ્ટિત જાણોછો તે સત્યથી બોલો, કારણ કે આ કામમાં તમારૂં સાક્ષીપણું છે."

ગાય, ઘોડા, વગેરેની તકરારમાં તકરારી પદાર્થ પાસે રાખવો.

गवाश्वादिविवादेषुविप्रतिपन्नार्थसान्निध्यमप्याहसएव ॥ अर्थिप्रत्यर्थिसान्निध्येसाध्यार्थस्यचसन्निधौ ॥ प्रत्यक्षंचोदयेत्साक्ष्यंनपरोक्षंकथंचन ॥ अर्थस्योपरिकर्त्तव्यंतयोरपिविनाक्वचित् ॥ चतुष्पादेषुधर्मोयंद्विपदंस्थावरेषुच ॥ तौल्यगणिममेयानामभावेपिहिवादयेत् ॥ क्रियाकारेषुसर्वेषुसाक्षित्वंनत्वतोन्यथेति ॥ तयोरपिविनाक्वचित्तयोर्वादिप्रतिवादीनोर्विनापिअर्थसंनिधानेक्वचिच्चतुष्पदादिष्वित्यर्थः ॥ तौल्यंतोलनयोग्यंसुवर्णादि ॥ गणिमंगणनीयंनाणकादि ॥ मेयंमानयोग्यंव्रीहिगोधूमादि ॥ अभावेपिसाध्यार्थसंनिधानाभावेपिक्रियाकारेषुव्यवहारेषु ॥

તેજ (કાત્યાયન) ગાય ઘોડા વગેરેની તકરારમાં (તપાસની વખતે) તકરારી પદાર્થને સમીપમાં રાખવા વિષે—વાદી પ્રતિવાદીના સમીપમાં તથા તકરારી પદાર્થના સમીપમાં (સાક્ષિને) પ્રત્યક્ષ સાહેદી પુરવાનું કહેવું, કોઈ રીતે પરોક્ષ ન કહેવું. કોઈ વખતે વાદી પ્રતિવાદીની ગેરહાજરીમાં પણ તકરારી પદાર્થની પાસે રાખી સાક્ષિ પુરાવવી. ચોપગાં, બેપગાં અને સ્થાવર વિષયમાં આ ધર્મ છે. તોળવા યોગ્ય, ગણવા યોગ્ય અને માપવા યોગ્ય પદાર્થની બાબતમાં તકરારી પદાર્થ સમીપમાં ન હોય તોપણ સાક્ષિઓની જુબાની લેવી. સઘળા વ્યવહારોમાં આથી બીજા પ્રકારે સાક્ષપણું થાય નહીં.

તોળવા યોગ્ય એટલે સોનું વગેરે. ગણવા યોગ્ય એટલે નાણાં વગેરે. માપવા યોગ્ય એટલે સાળ અને ઘઉં વગેરે.

શીવ સમીપ સાક્ષી.

वधरूपेविवादपदेसाक्षिभाषणंशिवसन्निधाविसाहसएव ॥ वधेचेत्प्राणिनांसाक्ष्यंवादयेच्छिवसन्निधौ ॥ तदभावेतुचिन्हस्यनान्यथैतत्प्रवादयेत् ॥ तत्साक्षिभाषणंवधचिन्हस्याभावेकार्यं । अन्यथावधचिन्हसद्भावे ॥

તેજ ખુન સંબંધી તકરારમાં શિવની સમીપમાં સાક્ષિઓને બોલાવવા વિષે—જો કાંઈ મુદ્દો ન હોય તો પ્રાણીના વધની બાબતમાં સદાશિવની સમક્ષ સાહેદી ભરાવવી. પણ કાંઈ મુદ્દો હોય તો સાક્ષિઓ બોલાવવાની કાંઈ જરૂર નથી.

સાક્ષી જલદી બોલાવવા.

सएव ॥ नकालहरणंकार्यंराज्ञासाक्षिप्रभाषणे ॥
महादोषोभवेत्कालाद्धर्मव्यावृत्तिलक्षणः ॥

તેજ—રાજાએ સાક્ષિઓને બોલાવવામાં ઘણો વખત કાઢવો નહીં, કારણ કે વખત કાઢવાથી ધર્મને નુકશાનીરૂપ મોટો દોષ લાગે.

સાક્ષીઓને જૂદા જૂદા પૂછવું.

नारदः ॥ आहूयसाक्षिणःपृच्छेन्नियम्यशपथैर्भृशं ॥
समस्तान्विदिताचारान्विज्ञातार्थान्पृथक्पृथक् ॥

નારદ—જેઓનો આચાર જાણીતો હોય તેવા અને વાકફગાર એવા સાક્ષિઓને તેડાવીને સારીપેઠે સોગનથી નિયમમાં લાવી દરેકને જુદું જુદું પૂછવું.

वसिष्ठः॥ समवेतैस्तुयत्दृष्टंवक्तव्यंतुतथैवतत् ॥ विभिन्नैरेवयत्कार्यंविज्ञातंयत्रसाक्षिभिः ॥ एकैकंवादयेत्तत्रविधिरेषप्रकीर्त्तितः ॥

વસિષ્ઠ—જે સઘળાઓએ સાથે દીઠું હોય તે સાથેજ બોલવું, અને જુદાં જુદાં દીઠું હોય તો જુદાં જુદાં બોલવું. જે કામ સાક્ષિઓએ જુદા જુદા વખતમાં જાણેલું હોય તે કામમાં તેઓની એક એકની જુબાની લેવી એ વિધિ કહ્યો છે.

સોગન આપવાના પ્રકાર.

मनुः ॥ सत्येनशापयेद्विप्रंक्षत्रियंवाहनायुधैः ॥ गोबीजकांचनैर्वैश्यंशूद्रंसर्वैस्तुपातकैः ॥ गोरक्षकान्वाणिजकांस्तथाकारुकुशील

वान् ॥ प्रष्यान्वाधुर्षिकांश्चैवविप्रान्शूद्रवदाचरेत् ॥ येऽप्यपेताःस्व कर्मभ्यःपरपिंडोपजीविनः ॥ द्विजत्वमभिवांछंतितांस्तुशूद्रवदाच रेदिति ॥ अन्यथाब्रुवतःसत्यंतेनश्यतीत्येवमादिप्रकारेणेत्यर्थः ॥

**મનુ**—બ્રાહ્મણને સત્યના, ક્ષત્રિયને વાહન તથા આયુધના, વૈશ્યને ગાય, બીજ અને સુવર્ણના અને શુદ્રને સર્વ પાપના સોગન આપવા. ગોવાળી કરનાર, વેપારીઓ, કારીગર, ગાવું નાચવું વગેરે કરનાર, દાસ અને બ્યાજ ખાનાર એવા બ્રાહ્મણોને શૂદ્રની માફક સોગન દેવા. જેઓ પોતાના કર્મથી ખશીને પારકા અનાજથી જીવતાં છતાં દ્વિજપણું ઇચ્છતા હોય તેઓને શૂદ્રની માફક સોગન દેવા. સત્ય વગેરેના સોગન દેવા એટલે તું જુઠું બોલીશ તો તારૂં સત્ય નાશ પામશે ઇત્યાદિક પ્રકારથી સોગન દેવા.

સાક્ષીના વચનની પરીક્ષા.

साक्षिवचःपरीक्षामाहबृहस्पतिः ॥ देशकालवयोद्रव्यसंज्ञाजातिप्र माणतः ॥ अन्यूनंचोन्निगदितंसिद्धंसाध्यंविनिर्दिशेत् ॥

**બૃહસ્પતિ** સાક્ષીઓના વચનોની પરીક્ષા વિષે—દેશ, કાળ, અવસ્થા, દ્રવ્ય, સંજ્ઞા, જાતિ અને પ્રમાણથી ન્યુન નહીં, એવું બોલે તો દાવો સિદ્ધ થાય છે.

. વિરોધમાં ઘણા મત પ્રમાણ છે.

साक्षिणांविप्रतिपत्तौनिर्णयमाहयाज्ञवल्क्यः ॥ द्वैधेबहूनांवचनंसमे षुगुणिनांतथा ॥ गुणिद्वैधेतुवचनंग्राह्यंयेगुणवत्तमाः ॥

**યાજ્ઞવલ્ક્ય**—સાક્ષિઓના ભાષણના વિરોધ વિષે—સાક્ષિઓ બે પ્રકારનું બોલે તો ઘણાનું વચન ગ્રહણ કરવું. અને બંને પ્રકારનું બોલનારા સાક્ષિઓ સંખ્યાથી બરાબર હોય તો તેઓમાં ગુણવાનનું વચન ગ્રહણ કરવું અને બધા ગુણવાન હોય તો વધારે ગુણવાનનું વચન ગ્રહણ કરવું.

સાક્ષી ન આપનારનો દંડ.

साक्ष्यमंगीकृत्यानभिधानेदंडमाहसएव ॥ अब्रुवन्हिनरःसाक्ष्यमृणं सदशबंधकं ॥ राज्ञाःसर्वंप्रदाप्यःस्यात्षट्चत्वारिंशकेहनि ॥ सर्ववृद्धिसहितंसदशबंधकंदशमांशसहितं ॥ दशमांशोराज्ञाग्राह्यः सवृद्धिकमृणमुत्तमर्णेनग्राह्यमितिमिताक्षरायां ॥

સાક્ષિપણું કબૂલ કરીને પછી ન બોલનારના દંડ વિષે તેજ—પિસતાલીસ દિવસ સુધીમાં સાહેદી ન આપે તો છેતાલીસમે દિવસે રાજાએ બ્યાજ સહિત અને દશમા ભાગ

સહિત કરજ તેની પાસેથી અપાવવું. દશમો ભાગ રાજાએ લેવો અને વ્યાજ સહિત કરજ લેણદારે લેવું એમ મિતાક્ષરામાં લખ્યું છે.

જાણીને સાક્ષી ન આપનારનો દંડ.

जानतःसाक्ष्यानंगीकारेदंडमाहसएव ।। यःसाक्ष्यंश्रावितोन्येभ्योनिन्हुतेतत्तमोवृतः ॥ सदाप्योष्टगुणंदंडंब्राह्मणंतुविवासयेत् ॥ विवादपराजयेयोदंडस्तंदंडमष्टगुणंदाप्यःदंडदानासमर्थस्तुब्राह्मणोनिर्वास्यःक्षत्रियादिःस्वोचितंकर्मकारायितव्यइतिमिताक्षरायां ॥

જાણતાં છતાં સાક્ષિપણું કબુલ ન કરે તો તેના દંડ વિશે તેજ—બીજાઓની સાથે સાક્ષ્ય સંભળાવ્યા પછી જુબાની આપવા વખતે રાગં દ્વેષાદિક કારણથી "હું એમાં સાક્ષી નથી" એમ જે બોલે તેની પાસેથી તે તકરારમાં હારી જવા બાબત જે દંડ છે તેથી આઠગણો દંડ લેવો, અને (જો તે) બ્રાહ્મણ હોય તો તેને દેશપાર કરવો. દંડ દેવામાં અસમર્થ એવો બ્રાહ્મણ હોય તો દેશપાર કરવો અને ક્ષત્રિય વગેરે હોય તો તેની પાસે તેને યોગ્ય કામ કરાવવું, એમ મિતાક્ષરામાં લખ્યું છે.

સાક્ષીનું ખોટાપણું પાછળથી કેમ જાણવું?

मनुः ॥ यस्यदृश्येतसप्ताहादुक्तवाक्यस्यसाक्षिणः ॥
रोगोग्निर्ज्ञातिमरणमृणंदाप्योदमश्चसः ॥

**મનુ**—સાક્ષિ પુર્યાપછી જે સાક્ષિને સાત દિવસની માંહે રોગ, લાહ્ય, અથવા સંબંધીનું મરણ દેખવામાં આવે તેની પાસેથી કરજ અપાવવું અને દંડ પણ લેવો.

ઘણા સાક્ષીઓ વિરૂદ્ધ સાક્ષી ખોટો જાણવો.

याज्ञवल्क्यः ॥ उक्तेपिसाक्षिभिःसाक्ष्येयद्यन्येगुणवत्तमाः ॥
द्विगुणावान्यथाब्रूयुःकूटाःस्युःपूर्वसाक्षिणः ॥

**યાજ્ઞવલ્ક્ય**—સાક્ષિઓએ સાહેદી પુર્યા પછી પણ તેઓ કરતાં અત્યંત ગુણવાળા અથવા બમણા બીજા સાક્ષિઓ વિરૂદ્ધ બોલે તો પેહેલાના સાક્ષિઓને જુઠા સમજવા.

ફેસલો થયા પછીનો પુરાવો રદ છે.

नारदः ॥ निर्णिक्तेव्यवहारेतुप्रमाणमफलंभवेत् ॥
लिखितंसाक्षिणोवापिपूर्वमावेदितंनचेत् ॥

**નારદ**—વ્યવહારનો ફેસલો થઈ ગયા પછી લખત કે સાક્ષિઓ વગેરે જે પુરાવો અપાય તે વ્યર્થ સમજવો પણ તે પ્રથમથી નિવેદન કરેલો ન હોય તો.

મનુષ્ય વધ થતો હોય તો જુઠી સાક્ષી આપી પ્રાયશ્ચિત કરવું.

क्वचित्साक्षिणोनृतवचनानुज्ञांप्रायश्चित्तंचाहयाज्ञवल्क्यः ॥ वर्णिनांहिवधोयत्रतत्रसाक्ष्यनृतंवदेत् ॥ तत्पावनायनिर्वाप्यश्चरुः सारस्वतोद्विजैः ॥

યાજ્ઞવલ્ક્ય—કોઈ જગોએ સાક્ષીઓને જુઠું બોલવાની રજા અને તેના પ્રાયશ્ચિત વિષે—જ્યાં કોઈ વર્ણવાળા મનુષ્યનો વધ થતો હોય ત્યાં સાક્ષિએ જુઠું બોલવું અને તેથી પવિત્ર થવાને વાસ્તે દ્વિજોએ સરસ્વતિનો ચરૂ કરવો.

એજ બાબતમાં શુદ્રે શું પ્રાયશ્ચિત કરવું?

शूद्रस्यप्रायश्चित्तमाहविष्णुः ॥ शूद्रश्चैकाहिकंगोदशकस्यग्रासंदद्यादिति ॥ एकाहिकंएकस्मिन्नहनिभक्षयितुंपर्याप्तं ॥ इतिसाक्षिनिरूपणं ॥

વિષ્ણુ શુદ્રના પ્રાયશ્ચિત વિષે—શુદ્રે દસ ગાયોને એક દિવસ પુરો થાય એટલો ચારો નંખાવવો.

---

## दिव्य प्रकरण.

માનુષ પ્રમાણથી જ્યાં નીર્ણય ન થઈ શકતો હોય ત્યાં, શકવાળા પુરૂષને તોળવો, હાથમાં અગ્નિથી તપેલો ગોળો લેવરાવવો, પાણીમાં ડુબી રહેવું, ઝેર ખવરાવવું, દેવ દેવાને નવરાવીને જળ પાવું, ચોખા ચવરાવી થુંકાવવા, ઘી કે તેલ કકડાવીને તેમાં નાંખેલી જણશ હાથવતી કાઢી લેવી, તપાવેલું લોઢું જીભવતી ચાટવું, ધર્મ અધર્મની ગુપ્ત મૂર્તિઓ ઉપડાવવી, અને સોગન ખવરાવવા, એવા પ્રકાર કરવા. એને દિવ્ય કહેછે. દિવ્ય વિધિ ધર્મની ક્રિયાઓથી તથા મંત્ર, આવાહન અને વિનિયોગ વગેરેથી ભરેલો છે. યદ્યપિ માનવી અંતઃકરણ ઉપર એથી ચમત્કાર કે અસર થઈ શકે. એમ હોય તથાપિ એ પ્રકાર હાલમાં માન્ય નથી માટે ભાષાંતરમાં લીધો નથી. સોગનનો પ્રકાર હાલમાં ચાલુ છે તથાપિ અહીં બતાવેલો પ્રકાર ઉપરના દિવ્ય જેવોજ હોવાથી તે પણ લીધો નથી.

---

## ॥अथ दायनिर्णयोपयोगिस्वत्वं॥

હવે દાયના નિર્ણયમાં ઉપયોગી એવું જે સ્વત્વ તે વિષે વિચાર ચલાવીએછીએ.

સ્વામિપણું વગેરે શક્તિ છે.

तच्चक्रयप्रतिग्रहादिजन्यःशक्तिविशेषःतत्कारणतातुक्रयादीनांलो

कव्यवहारादेवगम्यते नशास्त्रात् तदनभिज्ञानामपितद्दर्शनात्शा स्त्रकल्पनायांगौरवाच्चनयविवेकेभवनाथोप्येवं ॥

૧. તે, (સ્વત્વ) ક્રય (ખરીદી) અને પ્રતિગ્રહ (દાન લેવું) વગેરેથી ઉત્પન્ન થયેલી એક જાતની શક્તિ છે. ખરીદી વગેરેને તેનું કારણપણું તો લોકના વ્યવહારથીજ જણાય છે, પણ શાસ્ત્રમાં નહીં, કારણ કે શાસ્ત્ર ન જાણનારાઓને પણ તે દેખવામાં આવે છે, અને શાસ્ત્રની કલ્પના કરવા જતાં ભારેપણું થઈ જાય છે. નય વિવેક ગ્રંથમાં ભવનાથે પણ એમજ કહ્યું છે.

કયી વસ્તુ ઉપર કોનું સ્વામિત્વ.

यत्तुगौतमः स्वामीरिक्थक्रयसंविभागपरिग्रहाधिगमेषुब्राह्मणस्या धिकंलब्धंविजितंक्षत्रियस्यनिर्विष्टंवैश्यशूद्रयोरिति ॥

૨. જેકે ગૌતમ—રિક્થ, ખરીદી, વિભાગ, જેનો કોઈ *ધણી ન હોય એવા ખડકે કાષ્ટ વગેરે પદાર્થનું ગ્રહણ, અને ભોંયમાં દાટેલાનો અકસ્માત લાભ, એમાંના હરેક કારણવડે ધણી થાય છે. વળી દાન લેવાથી મળેલું બ્રાહ્મણની સત્તાનું, જય કરીને મેળવેલું ક્ષત્રિયની સત્તાનું, અને ઉદ્યમથી મેળવેલું વૈશ્ય તથા શુદ્રની સત્તાનું થાય.

રિક્થનો અર્થ.

तल्लोकसिद्धकारणानुवादकंस्वामिस्वत्वध्वंसमात्रेणयत्स्वस्यभवति तस्मिन्रिक्थमितिप्रयुंजतेलोकाः क्रयप्रतिग्रहादिवारयितुंमात्रपदं अत्रतादृशध्वंसएवरिक्थपदंशक्तं क्रयादिस्वत्वोपायसमभिव्याहा रात् नागृहीतविशेषणान्यायाच्च ॥

આ વચન લોક પ્રસિદ્ધ કારણોને બોલી દેખાડનારૂં છે. ધણી સ્વત્વના ધ્વંશ (નાશ) માત્રથી જે પોતાનું થાય તેમાં લોકો રિક્થ એવો શબ્દ જોડે છે. ખરીદી અને પ્રતિગૃહ વગેરેથી જુદુ પાડવા માટે માત્ર શબ્દ દાખલ કર્યોછે. આ જગોએ તેવીરીતના ધ્વંસમાંજ રિક્થ પદની શક્તિ છે, કારણ કે ક્રય વગેરે સ્વત્વના ઉપાયોની સાથે ગણેલું છે અને વિશેષણનું ગ્રહણ કર્યાવિના શક્તિ પ્રવર્તતી નથી, એવો ન્યાય છે.

ધનનું સ્વત્વ.

पितरिजीवतितद्द्रव्येपुत्रादीनांपूर्वमनुत्पन्नमेवस्वत्वंसंविभागेनजन्य

---

જ્યાં જ્યાં કાળા અક્ષરે આંક કર્યા છે તે તે જગોએ બારોડેલે વ્યવહાર મયુખની ઈંગ્રેજી તરજુમો કર્યો છે તેના આંક સમજવા.

*ઈંગ્રેજી કાયદા પ્રમાણે પણ જે માણસને કોઈ મીલકત રસ્તામાંથી કે બીજી જગો- એથી જડે છે. તે માણસનો હક તે મીલકત ઉપર તેના હકદાર ધણી શિવાય બધાની વિ- રૂદ્ધ બળવત્તર છે.

तेइतिधारेश्वराचार्यःस्मृतिसंग्रहकारश्च तन्नउत्पत्त्यैवार्थस्वामित्वं लभंतइत्येवमादिवचनेनपुत्रो त्पत्तेरेवपितृधनेपुत्रत्वनिरूपितस्वत्वो त्पादकत्वबोधनात् ॥

૩. ધારેશ્વરાચાર્ય અને સ્મૃતિસંગ્રહનો કરનાર કહે છે કે—પિતા જીવતાં તેના દ્રવ્યમાં પુત્ર વગેરેનું પેહેલાં નજ ઉત્પન્ન થએલું સ્વત્વ વિભાગથી ઉત્પન્ન થાય છે. પરંતુ તેમ નહીં, કારણ કે ઉત્પિત્તિથીજ ધનનું સ્વામિપણું પામે છે, ઇત્યાદિક વચનથી પુત્રની ઉત્પત્તિનેજ પિતાના ધનમાં પુત્ર પણાને લીધે સ્વત્વ ઉત્પન્ન કરનારપણું સમજાવેલું છે.

દાદાએ મેળવેલી જમીન વગેરે ઉપર પિતાપુત્ર બંનેનું સ્વામિત્વછે.

भूर्यापितामहोपात्तानिबंधोद्रव्यमेववा ॥ तत्रस्यात्सदृशंस्वाम्यंपितुः पुत्रस्यचोभयोरितियाज्ञवल्क्यवचनाच्च ॥

તેમજ જમીન, લાગા વગેરે અથવા દ્રવ્ય જે દાદાએ મેળવેલું તે ઉપર પિતા અને પુત્ર, એ બંનેનું સ્વામિપણું સરખું છે એવું યાજ્ઞવલ્ક્યનું વચન છે.

સત્વ ક્યારે ઉપજે છે?

नचेदंपितामहमरणस्यैवस्वत्वोत्पत्तिहेतुत्वंगमयातिनपुत्रोत्पत्तेःमरणकालेउत्पन्नेपौत्रेतदभावप्रसंगात्वस्तुतस्तुपितामहपदमविवक्षितं अन्यथाप्रपितामहाद्युपात्तेसदृशस्वाम्याभावप्रसक्तेःअनुवाद्यविशेषणत्वाच्चयत्तुदेवलःपितर्युपरतेपुत्राविभजेयुर्धनंपितुअस्वाम्यंहिभवेदेषांनिर्दोषोपितरिस्थितइति तत्रपूर्वार्धंतावद्विभागकालविधायकंविधिप्रत्ययश्रवणातउत्तरार्धंतुतस्यैवस्तुत्यर्थतयास्वातंत्र्यपरं नतुस्वत्वाभावपरं एतेननजीवतिपितरिपुत्रारिक्थंविभजेरन् यद्यपिस्यात्पश्चादधिगतंतैरनर्हाएंपुत्राअर्थधर्मपरेस्वातंत्र्यादितिशंखवचोपिव्याख्यातंपूर्वनिषेधार्थवादार्थानंतरास्वातंत्र्योक्तिरितियद्यपितैःपश्चादधिगतमित्यन्वयःतैःपुत्रैःपश्चादुत्पत्तेःअधिगतंप्रतिग्रहादिनाप्राप्तंपुत्रादिभिःप्रतिगृहीतेस्वत्वाविवादात्तत्राप्यस्वातंत्र्यंकिमुतपित्रर्जितइति तात्पर्यार्थः ॥

આ વચન દાદાનું મરણજ સ્વત્વની ઉત્પત્તિનું કારણ છે, પણ પુત્રની ઉત્પત્તિ નહીં એમ બતાવે છે, એમ સમજવું નહીં, કારણ કે મરતી વખતે પુત્ર ઉત્પન્ન ન થયો હોય (પછી ઉત્પન્ન થયો હોય) તો તેના સ્વત્વના અભાવનો પ્રસંગ થઈ જાય. ખરી રીતે તો દાદો એ શબ્દ કહેવાની ઇચ્છા નથી એમ સમજવું. નહિતર પરદાદા વગેરેએ મેળવેલમાં સરખી ધણીપતનો અભાવ થઈ જાય. તેમ "દાદાએ મેળવેલ" એ વિશેષણ અનુવાદ કરવાનુંજ છે તેથી પણ એમ સમજવું. ૪. જો કે દેવળ—પિતા મરણ પામ્યા પછી તેનું ધન પુત્રોએ વેહેંચી લેવું, પિતા નિર્દોષ બેઠો હોય ત્યાં સુધી એઓની ધણીપત નથી. આ વચનમાં પેહેલું વાક્યતો વિભાગના વખતને સમજાનારૂં છે, કારણ કે તેમાં વિધિની પ્રત્યયછે, અને બીજું વાક્ય તો તેનીજ પુષ્ટિને વાસ્તે હોવાથી અસ્વતંત્રતા ઉપર છે, પણ સ્વત્વના અભાવને લાગુ પડતું નથી. આથી, "પિતા જીવતાં પુત્રોએ મિલકત વેહેંચવી નહિ, જો પણ તેઓએ પાછળથી મેળવેલી હોય તો પણ તેમ કરવાને (વેહેંચી લેવાને) પુત્રો અયોગ્ય છે, કારણ કે અર્થ અને ધર્મમાં તત્પર એવા પિતા હોય ત્યાંસુધી તેઓનું અસ્વતંત્રપણું છે," એવા શંખમુનિના વચનનું પણ વ્યાખ્યાન થઈ ગયું, કારણ કે પેહેલા નિષેધના અર્થવાદ (પુષ્ટિ) ને વાસ્તે પછીનું અસ્વતંત્રપણું કહ્યું છે. પુત્ર વગેરેએ પ્રતિગ્રહથી જે મેળવેલું હોય તેમાં ભિન્ન તકરારી સ્વત્વ છતાં પણ તેઓનું અસ્વતંત્રપણું છે, ત્યારે બાપના મેળવેલામાં હોય તેમાં શું કહેવું એવો તાત્પર્યાર્થ છે.

અસ્વતંત્રપણાપણું વિભાગ વગેરેમાં છે.

इदंचास्वातंत्र्यंविभागकाम्यधर्मव्यवसायादिविषयंअतएवहारीतः जीवतिपितरिपुत्राणामर्थादानविसर्गविभागाक्षेपेष्वस्वातंत्र्यमितिआदानविसर्गपदेनव्यवसायोलक्ष्यते आक्षेपोदास्यादिभर्त्सनमितिमदनः यत्तुमणिमुक्ताप्रवालानांसर्वस्यैवपिताप्रभुःस्थावरस्यतुसर्वस्य नपितानपितामहइतितत्कुंडलांगुलीयकधारणादावेवपितुः स्वातंत्र्यमात्रार्थंनतुदानादौनवापुत्रोत्पत्तेःस्वत्वकारणत्वनिवृत्त्यर्थं ॥ भोगानाद्यमण्याद्युपादानादप्येषएवार्थःप्रतीयते ॥

આ અસ્વતંત્રપણું વિભાગ, સકામ ધર્મ, અને લેવડદેવડ વગેરે વિષેનું છે. માટેજ હારીત—પિતા જીવતાં પુત્રોને ધનની લેવડદેવડ વિભાગ અને આક્ષેપ કરવામાં અસ્વતંત્રપણું છે. આક્ષેપ એટલે દાસી વગેરેનો તિરસ્કાર એમ મદને લખ્યું છે. ૫ જો કે,— મણિ, મોતી અને પરવાળાં એ સર્વનો પિતાજ ધણી છે, અને સઘળા સ્થાવરનો તો પિતા નહિ અને દાદો પણ નહિ. તે વચન કુંડલ કે વીંટી પેહેરવા વગેરેમાંજ પિતાની સ્વતંત્રતા માત્ર બતાવવાને વાસ્તે છે પણ દાન વગેરે કરવામાં સ્વતંત્રતા બતાવવા વાસ્તે અથવા પુત્રની ઉત્પત્તિને સ્વત્વના કારણપણાની નિવૃત્તિ કરવા વાસ્તે નથી. ભોગવવાથી

જેનો નાશ થતો નથી એવા મણિ વગેરેના ગ્રહણથી પણ એજ અર્થ જણાય છે.

વિભાગથી સ્વત્વની વ્યવસ્થા થાયછે.

अतएवस्थावरंद्विपदंचैवयद्यपिस्वयमर्जितं असंभूयसुतान्सर्वान्नदानंनचविक्रयइति दानविक्रयादीनामेवनिषेधोनभोगस्य अतःपूर्वमनेकभ्रात्रादीनामपरिच्छिन्नंस्वत्वंसंविभागेनव्यवस्थाप्यते तत्रसमुदितद्रव्यगतपूर्वस्वत्वनाशेनतदेकदेशेविलक्षणंतदुत्पद्यतइतिकेचित्युक्तंतुपूर्वनाशस्वत्वांतरोत्पत्तिकल्पनेगौरवात्पूर्वमेकदेशास्थितमेवोत्पन्नंविभागेनपदार्थविशेषनिष्ठतयाज्ञाप्यते ॥

માટેજ, "જો કે, સ્થાવર અથવા બે પગવાળું પોતેજ મેળવેલું હોય તોપણ સઘળા દીકરાઓની મરજી લીધા શિવાય તેનું દાન કે વેચવું થઈ શકે નહીં," એ રીતે, દાન કે વેચવા વગેરેનો નિષેધ છે પણ ભોગવવાનો નથી, ૬. એથી એમ સિદ્ધ થયું કે, પેહેલાં અનેક ભાઇઓ વગેરેનું જુદું જુદું નહીં પડેલું સ્વત્વ, વિભાગથી વ્યવસ્થા પામે છે. તેમાં કેટલાએક કહેછે કે, સઘળા દ્રવ્યમાં રેહેલા પેહેલા સ્વત્વનો નાશ થઇને તેના એક ભાગમાં જુદુંજ સ્વત્વ ઉત્પન્ન થાય છે. પણ યોગ્ય તો આ છે કે પેહેલા સ્વત્વનો નાશ અને બીજા સ્વત્વની ઉત્પત્તિની કલ્પનામાં ભારેપણું હોવાથી પેહેલાં એક ભાગમાંજ રેહેલાં અને ઉત્પત્તિ પામેલાં સ્વત્વને વિભાગ અમુક પદાર્થમાં રેહેલું જણાવે છે.

બ્રાહ્મણ તથા ક્ષત્રિયનું સ્વત્વ કેટલા ઉપર ?

प्रकृतमुच्यते ब्राह्मणास्याधिकंलब्धमिति प्रतिग्रहलब्धंविप्रस्याधिकंफलजनकमितिकेचित् रिक्थाद्यपेक्षयाविप्रस्यैवायमधिकउपायः एवंक्षत्रियादेर्जयादिरितितुयुक्तं जयेपिजितस्ययत्रगृहक्षेत्रद्रव्यादौस्वत्वमासीत्तत्रेवजेतुरप्युत्पद्यते जितस्यकरग्राहितायांजेतुरपिसैवनस्वत्वं अतएवसार्वभौमेनसंपूर्णापृथ्वीमांडलिकेनचमंडलंनदेयामित्युक्तंषष्ठे ॥

૭. હવે ચાલતી વાત કહીએ છીએ. પ્રતિગ્રહથી મળેલું બ્રાહ્મણને અધિક એટલે ફળ આપનારૂં છે, એમ કેટલાએક કહેછે. પણ તેવો અર્થ નહીં કરતાં, રિક્થ વગેરે કરતાં બ્રાહ્મણનેજ આ અધિક ઉપાય છે, એ પ્રમાણે ક્ષત્રિયને જય વગેરે, એવો અર્થ કરવો ઘટે છે. જયમાં હારેલાનું જે ઘર, ખેતર કે દ્રવ્ય વગેરેમાં સ્વત્વ હતું તેમાંજ જીતનારનું પણ સ્વત્વ ઉત્પન્ન થાયછે. ૮. હારેલાનું જ્યાં કર લેનારપણું હોય, ત્યાં જીતનારનું પણ

તેજ થાય પણ સ્વત્વ નહીં. આ માટેજ ચક્રવર્તિ રાજાએ આખી પૃથ્વી અને માંડલિક રાજાએ મંડલ ન દેવું, એવું મીમાંસાના છઠ્ઠા અધ્યાયમાં કહેલું છે.

રાજાનું સ્વત્વ પૃથ્વી ઉપર નથી પણ કર વગેરે ઉપર છે.

संपूर्णपृथिवीमंडलस्यतत्तद्ग्रामक्षेत्रादौस्वत्वंतुतत्तद्भौमिकादीनामेच राज्ञांतुकरग्रहणमात्रं अतएवइदानींतनपारिभाषिकक्षेत्रदानादौन भूदानसिद्धिःकिंतुवृत्तिकल्पनमात्रमेवभौमिकेभ्यःक्रीतेतुगृहक्षेत्रादौ स्वत्वमप्यस्त्येव तेनतत्रभूदानस्यापिफलंभवति ॥

આખા પૃથ્વી મંડળનાં ગામ, ખેતર વગેરે ઉપર સ્વત્વ તો તે તે ભોમિયા વગેરેનુંજ છે, રાજાઓથી તો ફક્ત કર લેઈ શકાય. માટેજ હાલમાં અમુક સંકેતથી જે ખેતર અપાય છે, તે વગેરેમાં ભૂમિદાનની સિદ્ધિ નથી, પણ ફક્ત જીવાઈ કરી દેવાનું છે. ભોમીયાઓ પાસેથી વેચાતાં લીધેલાં ઘર, ખેતર વગેરેમાં તો સ્વત્વ પણ છેજ અને તેથી પૃથ્વીના દાનનું ફળ પણ થાય છે.

વૈશ્ય અને શૂદ્રનું સ્વત્વ.

निर्विष्टंकुसीदकृषिवाणिज्यपशुपालनलब्धं सेवालब्धंच निर्वेशोभृतिभोगयोरित्यभिधानात् भृतिःसेवाभोगःकुसीदादिः तत्राद्यंवैश्यस्य द्वितीयंशूद्रस्य अतोलोकसिद्धैवक्रयादीनांकारणता एवंचस्वीयगवादिजातवत्सादौस्वत्वव्यवहारःसगच्छते उपायानांशास्त्रगम्यत्वेतुनस्यात् स्वीयगवादिजननरूपोपायस्यशास्त्रेणाबोधनात् ॥

૯ (ગૌતમના વાક્યમાં) નિર્વિષ્ટ એટલે વ્યાજ, ખેડ, વેપાર અને પશુના પાલન કરવાથી મળેલું, અને સેવાથી મળેલું. કારણકે ભૃતિમાં અને ભોગમાં નિર્વેશ શબ્દ પ્રવર્તે એવું કોશમાં લખ્યું છે. ભૃતિ એટલે સેવા, ભોગ એટલે વ્યાજ વગેરે. તેમાં પેહેલું વૈશ્યને અને બીજું શુદ્રને માટે અધિક છે. ૧૦. એ માટે ખરીદી વગેરે સ્વત્વનાં કારણો લોકપ્રસિદ્ધજ છે. એમ કહેવાથી પોતાની ગાય વગેરેથી થયેલા વાછરડાં વગેરેમાં સ્વત્વનો વ્યવહાર ઘટે છે. ઉપાયો શાસ્ત્રથીજ જણાય એવા હોય તો તે ન થાય. કારણ કે પોતાની ગાય વગેરેથી પેદા થવારૂપ ઉપાય શાસ્ત્રે બતાવેલો નથી.

સ્વત્વ વિષે શંકા.

ननुस्वीयगवादिजननेनेवस्वभार्यायामुत्पत्त्याकन्यापुत्रादावपिस्वत्वं स्यात् इष्टापत्तौविश्वजितिसर्वस्वंददातीतिविहितेसर्वस्वदानेकन्यापु

त्रादिनदेयमितिषाष्ठसिद्धांतविरोधइतिचेन्न ॥

૧૧. શંકા—પોતાની ગાય વગેરેમાં ઉત્પન્ન થવાથી જેમ સ્વત્વ થાયછે તેમ પોતાની સ્ત્રીમાં ઉત્પન્ન થવાથી દીકરી દીકરા વગેરે ઉપર પણ સ્વત્વ થવું જોઇએ. કદાચ કબુલ કરી લેશો તો વિશ્વજિત યજ્ઞમાં સર્વસ્વ આપે છે, એ વાક્યથી વિધાન કરેલા સર્વસ્વ દાનમાં કન્યા કે પુત્ર વગેરે ન આપી દેવું એવા છઠ્ઠા અધ્યાયના સિદ્ધાંતને વિરોધ આવેછે.

સમાધાન.

गवादाविवभार्यायांस्वत्वाभावेनतस्यामुत्पन्नेऽपत्येपितदभावात्॥

૧૨. સમાધાન—ગાય વગેરેની માફક સ્ત્રીમાં સ્વત્વ ન હોવાથી તેમાં ઉત્પન્ન થયેલા સંતાનમાં પણ સ્વત્વનો અભાવ છે.

સ્વત્વમાંથીજ સ્વત્વ પ્રકટે છે.

लोकेचस्वत्वास्पदीभूतोत्पत्तेरेवस्वत्वकारणत्वंक्लृप्तं।

લોકમાં જે સ્વત્વનું સ્થાનક છે તે થકી ઉત્પન્ન થવાનેજ સ્વત્વનું કારણપણું કલ્પ્યુંછે.

भार्यायामपिप्रतिग्रहेणस्वत्वंस्यादेवेतिचेन्न ॥

શંકા—સ્ત્રીમાં પણ પ્રતિગ્રહને લીધે સ્વત્વ થાય.

સ્ત્રીમાં સ્વત્વ હોઈ શકે નહિ.

क्षत्रियादीनांप्रतिग्रहाभावेनतद्भार्यासुस्वत्वाभावात्तदपत्येष्वपितदभावः तेनसजातीयेष्वयंप्रोक्तस्तनयेषुमयाविधिरितिसजातीयस्यैवदत्तकस्यग्राह्यत्वात्क्षत्रियादीन्प्रतितावद्दत्तकप्रतिग्रहोगौणएव नचाविप्रान्प्रतिमुख्यःसंभवति तद्विधौयुगपद्वृत्तिद्वयविरोधात् नचपुत्रप्रतिग्रहविधिर्विप्राधिकारिकएवनक्षत्रियाद्यधिकारिकइतिवाच्यं दौहित्रोभागिनेयश्चशूद्रस्यापिचदीयते इत्यादिवचोभिस्तदधिकारिकत्वस्यापिअवगमात् एवंब्राह्मविधिनाक्षत्रियादिकन्ययासहविप्रस्योद्वाहेदानप्रतिग्रयोगौणत्वमंगीकार्यं अन्यत्रमुख्यत्वमितिवृत्तिद्वयविरोधः क्षत्रियान्प्रतिब्राह्मादिविवाहप्रवृत्तिस्तुसर्वेषामविप्रतिपन्नैव अतएवपुत्रादीनांदानंगौणमितितंत्ररत्नेमिश्राः नचस्वाभार्यापुत्रकन्याइतिशाब्दव्यवहारात्स्वत्वकल्पनातस्याः स्वः पितास्वा

मातेत्यादाविवज्ञातिवाचकत्वेनाप्युपपत्तेः अस्तिचज्ञातावपिस्व शब्दस्यशक्तिः स्वोज्ञातावात्मनिस्वंत्रिष्वात्मीयेस्वोस्त्रियांधनेइति कोशात् यत्तुषष्ठेगर्भदासदानमुक्तंतच्चिंत्यं तन्मातरिमुख्यदानप्र तिग्रहक्रयविक्रयाद्यभावेनस्वत्वाभावेतदुत्पन्नेगर्भदासेसुतरांतदयो गादित्यस्तुप्रासंगिकं ॥

સમાધાન—ક્ષત્રિયાદિકને પ્રતિગ્રહનો અભાવ હોવાને લીધે તેની સ્ત્રીયોમાં સ્વત્વ ન હોવાથી તેના સંતાનોમાં પણ તેનો અભાવ છે. તેથી "સમાન જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પુત્રો વિશે મેં આ વિધિ કહ્યો છે." (૧૩) એ યાજ્ઞવલ્ક્યના વચન પ્રમાણે સમાન જાતિઓનોજ દત્તક લેવા યોગ્ય હોવાને લીધે ક્ષત્રિયાદિક પ્રત્યે દત્તકનો પ્રતિગ્રહ ગૌણજ છે. અને બ્રાહ્મણો પ્રત્યે પણ દત્તકનો પ્રતિગ્રહ મુખ્ય સંભવતો નથી. કારણ કે એક સામટી બંને વૃત્તિ(એકના એક વાક્યમાં ક્ષત્રિયને ગૌણ અને બ્રાહ્મણને મુખ્ય)નો વિરોધ આવે. (૧૪.) પુત્રનો પ્રતિગ્રહ કરવાને બ્રાહ્મણનેજ અધિકાર છે, પણ ક્ષત્રિયાદિકને નથી એમ ન કહેવું, કારણ કે દોહીતરો અને ભાણેજ શુદ્રને પણ દેવાય છે, ઇત્યાદિક શૌનકના વચનથી શુદ્રનું અધિકારીપણું પણ જણાય છે. આ પ્રમાણે બ્રહ્મ વિધિથી ક્ષત્રિયાદિકની કન્યા સાથે બ્રાહ્મણ પરણે તો દાન અને પ્રતિગ્રહનું ગૌણપણું માનવું અને બીજી જગોએ (બ્રાહ્મણી કન્યા સાથે બ્રાહ્મણ પરણે ત્યાં) મુખ્યપણું માનવું એ બંને વૃત્તિનો વિરોધ છે. ક્ષત્રિયો પ્રત્યે બ્રાહ્મ વગેરે વિવાહની પ્રવૃત્તિતો સર્વને બિન તકરારીજ છે. એ માટેજ પુત્રાદિકનું દાન ગૌણ છે, એમ તંત્રરત્ન ગ્રંથમાં મિશ્રે કહ્યું છે. (૧૫) સ્ત્રી, પુત્ર અને કન્યા સ્વકીય છે, એવા શબ્દના વ્યવહારથી તેમાં સ્વત્વની કલ્પના ન કરવી, કારણ કે પોતાનો પિતા, પોતાની મા ઇત્યાદિકની પેઠે સ્વ શબ્દને જ્ઞાતિ (સંબંધી) વાચક લઇએ તોપણ ઘટે છે. જ્ઞાતિમાં પણ સ્વ શબ્દની શક્તિ છે, કારણ કે "જ્ઞાતિમાં અને પોતામાં પુલ્લિંગે, પોતાનામાં ત્રણે લિંગે અને ધનમાં પુલ્લિંગે તથા નપુસકલિંગે સ્વ શબ્દ પ્રવર્ત્તે" એવું કોશમાં લખ્યું છે. જે કે છઠ્ઠા અધ્યાયમાં ગર્ભદાસનું દાન કહ્યું છે તે વિચારવા જેવું છે, કારણ કે તેની મામાં મુખ્ય રીતે દાન, પ્રતિગ્રહ, ક્રય (ખરીદી) કે વિક્રય (વેચવું)વગેરેના અભાવથી સ્વત્વનો અભાવ થતાં ગર્ભદાસમાં તો તે સ્વત્વ અત્યંત ઘટતું નથી. એ પ્રાસંગિક થયું.

## दाय प्रकरण.

### ॥अथ दाय॥

દાય એટલે શું.

असंसृष्टंविभजनीयंधनंदायः लाभाद्यर्थसंसृष्टधनव्यावृत्तयेऽसंसृष्ट मितिवणिग्भिरेकीकृत्यविभज्यमानेदायभागशब्दाप्रयोगात्एवंवक्ष्य

माणपारिभाषिकसंसर्गवतोपिनिवृत्तिः अतएवस्मृतिसंग्रहेपितृद्वारा गतंद्रव्यंमातृद्वारागतंचयत् कथितंदायशब्देनतद्विभागोधुनोच्युते इति निघंटौचविभक्तव्यंपितृद्रव्यंदायमाहुर्मनीषिणइति पितृपदंसंबंधिमात्रोपलक्षणं अयंदायोद्वेधा सप्रतिबंधोऽप्रतिबंधश्चयत्रधनस्वामिनस्तत्पुत्रादेश्चजीवनंप्रतिबंधकंससप्रतिबंधः यथापितृव्यादिधनं यत्रतुस्वामिसंबंधादेवपुत्रादेर्धनार्जनोपायांतरनिरपेक्षत्वात्स्वत्वं भवतिसोऽप्रतिबंधोयथापितृधनंइतिदायस्वरूपं ॥

૧. હવે દાય વિષે—મેળી દીધેલું નહીં અને વિભાગ કરવા યોગ્ય એવું જે ધન તે દાય કહેવાય. લાભ વગેરેને વાસ્તે ભેળા કરેલા ધનથી જુદુ પાડવા વાસ્તે "ભેળી દીલેલું નહીં" એ વિશેષણ આપ્યું છે. વેપારીઓએ એકઠું કરીને પછી વિભાગ કરાતા ધનને વિશે દાય શબ્દ જોડાતો નથી. એ પ્રકારે હવે પછી જેનું લક્ષણ કહેવાશે એવા સંસર્ગ વાળા ધનથી પણ જુદાઈ થઈ સમજવી. માટેજ સ્મૃતિ સંગ્રહમાં "પિતારૂપ દ્વારથી અથવા માતારૂપ દ્વારથી આવેલું જે દ્રવ્ય તે દાય કહેવાય છે, તેનો વિભાગ હવે કહીએ છીએ" અને નિઘંટમાં, "વિભાગ કરવા યોગ્ય એવું જે પિતાનું દ્રવ્ય તેને વિદ્વાનો દાય કહેછે" એમ લખ્યું-છે. "પિતા" એ પદ સંબંધી માત્રને બતાવનારૂં છે. (૨) આ દાય બે પ્રકારનો છે એક સપ્રતિબંધ અને બીજો અપ્રતિબંધ. જે ઠેકાણે ધનના સ્વામીનું અને તેના પુત્ર વગેરેનું જીવવું પ્રતિબંધ (અડચણ) કરનાર હોય તે સપ્રતિબંધ કહેવાય. જેમકે, કાકા વગેરેનું ધન. અને જેમાં સ્વામિના સંબંધથીજ પુત્ર વગેરેને ધન મેળવવાના બીજા ઉપાયોની અ-પેક્ષા ન રહેતાં સ્વત્વ થાય તે અપ્રતિબંધ કહેવાય. જેમકે, બાપનું ધન. એ દાયનું સ્વરૂપ કહ્યું.

### વિભાગ વિષે.

દાયના વિભાગ વિષે.

अथतद्विभागःतमाहनारदः॒विभागोर्थस्यपित्र्यस्यपुत्रैर्यत्रप्रकल्प्यते दायभागइतिप्रोक्तंतद्विवादपदंबुधैः पुत्रैरितिपौत्रादीनामप्युपलक्षणंपित्र्यस्येतिपितामहादीनां मदनस्तुपित्र्यादेरित्येवपपाठइदंचदायभाग स्वरूपमुक्तं द्रव्यसामान्याभावेपित्वत्तोहंविभक्त इतिव्यवस्थामात्रेणापिभवत्येवविभागः बुद्धिविशेषमात्रमेवहिविभागःतस्यैवाभिव्यंजकेयंव्यवस्था ॥

૧. હવે તેના વિભાગ વિષે **નારદ**—જેમાં પુત્રોએ પિતાના ધનનો વિભાગ કલ્પ્યો છે તે દાય ભાગ એવા નામનું વિવાદનું સ્થાનક પંડિતોએ કહ્યું છે. "પુત્રોએ" એ પદ પોતરા વગેરેનું ઉપલક્ષણ છે અને "પિતા" એ પદ દાદા વગેરેનું ઉપલક્ષણ છે. **મદને** તો "બાપદાદા વગેરેનું" એવોજ પાઠ રાખ્યો છે. આ દાય ભાગનું સ્વરૂપ કહ્યું. (૨) દ્રવ્ય* ન હોય તોપણ તુંથી હું જુદો થયો એવી ફક્ત વ્યવસ્થાથી પણ વિભાગ થાયજ છે. ફક્ત એક જાતની સમજણનું નામ વિભાગ છે. અને તેનેજ બતાવનારી આ વ્યવસ્થા છે.

---

**વિભાગના સમય વિષે.**

વિભાગનો સમય.

अथविभागकालः ॥मनुः॥ उर्ध्वंपितुश्चमातुश्चसमेत्यभ्रातरःसमभंजेरन्पैतृकंरिक्थमनीशास्तेहिजीवतोः चशब्दोपादानेपिमरणसमुच्चयोनविवक्षितःअतएवमदनरत्नस्मृतिसंग्रहे पितृद्रव्यविभागःस्याज्जीवंत्यामपिमातरिनस्वतंत्रतयास्वाम्यंयस्मान्मातुः पतिंविना मातृद्रव्यविभागोपितथापितरिजिवति सत्स्वपत्येषुयस्मान्नस्त्रीधनस्य पतिःपतिः ॥

૧ હવે વિભાગના સમય વિષે **મનુ**—પિતાની અને માની પછી ભાઇઓએ મળીને તેના ધનનો વિભાગ કરવો. જ્યાં સુધી એ બે જીવતાં હોય ત્યાં સુધી પુત્રો‡ અશક્ત છે શ્લોકમાં **च** શબ્દ નાંખ્યો છે તોપણ બંનેનું મરણ હોવું જોઇએ એવી કહેવાની મતલબ નથી. માટેજ મદન રત્નમાંના સ્મૃતિ સંગ્રહમાં કહ્યું છે કે મા જીવતી હોય તોપણ પિતાના દ્રવ્યનો વિભાગ થાય કારણ કે પતિવિના માને સ્વતંત્રતાથી બરોબરી નથી, તેમજ બાપ જીવતાં છતાં પણ માના દ્રવ્યનો વિભાગ થાય કારણ કે સંતાન હોય તો સ્ત્રી ધનનો પતિ સ્વામિ નથી.

---

*માટે દરેક અવિભક્ત કુટુંબીઓએ વડીલોપાર્જિત મિલકત ના હોય તોપણ માંહોમાંહ સમજુતી કે ફારગતી કરવી આવશ્યક છે અને તેમ ન થતાં સુધી અવિભક્તપણાનું અનુમાન કોર્ટ હમેશાં કાયમ રાખે છે.

‡આ બાબત એમ છે કે બાપની મિલકતનો માલીક બાપ છે, તેનું તે ગમેતેમ કરે; પણ હજુ સત્તાવાર રીતે ચુકાદો થઈ નકી થયું નથી કે, બાપની હયાતિમાં પુત્ર દાદાની મિલકતમાં ભાગ માગી શકેછે કે નહીં. મિ. જસ્ટીસ વેસ્ટે પોતાના પુસ્તકની બીજી આવૃત્તિના પાને ૩૬૪—૩૬૫ માં જે વિચારો જણાવ્યા છે, તેજ વાસ્તવિકછે કે, ખાસ કારણ બતાવ્યેથી તેની હયાતિમાં પુત્રો ભાગ પડાવી શકે છે. અને તે કારણો એજ કે જે કલમ ૬માં નારદ અને હારીતના વચનમાં હવે પછી જણાવ્યા છે.

અપવાદ.

एतदपवदति बृहस्पतिः पित्रोरभावे भ्रातृणां विभागः संप्रदर्शितः मातुर्निवृत्ते रजसि जीवतोरपि शस्यते नारदः अत ऊर्ध्वं पितुः पुत्रा विभजेयुर्धनं समं मातुर्निवृत्ते रजसि प्रत्तासु भगिनीषु च निवृत्ते चापि रमणे पितर्युपरतस्पृहे रमणः कामः उपरतस्पृहो विरक्तः प्रत्तासु भगिनीषु चेति काकाक्षिवद्रजोरमणनिवृत्त्योर्विशेषणं गौतमः ऊर्ध्वं पितुः पुत्रा रिक्थं विभजेरन् निवृत्ते रजसि मातुर्जीवति पितरि वेच्छतीति इच्छतीत्यनेन रजोनिवृत्तिं विनापि पितुरिच्छया विभाग उक्तः ॥

૨. આનો અપવાદ બૃહસ્પતિ કહે છે—માતા પિતાનો અભાવ થયા બાદ ભાઈઓનો વિભાગ દેખાડેલો છે, પણ માને સ્ત્રીધર્મની નિવૃત્તિ થઈ હોય તો તે બંને જીવતાં છતાં કહેલું છે. નારદ—માટે પિતા મરણ પામ્યા પછી, મા ને સ્ત્રી ધર્મ બંધ થયા પછી, બહેનો પરણી ગયા પછી, રમણ નિવૃત્તિ પામ્યા પછી, પિતા વિરક્ત થયા પછી, પુત્રોએ ધનને સરખે ભાગે વેહેચવું. બહેનો પરણી ગયા પછીએ, સ્ત્રી ધર્મની નિવૃત્તિ અને રમણની નિવૃત્તિ એ બંનેનું કાગડાની* આંખની પેઠે વિશેષણ છે. (૩.) ગૌતમ—પિતા મરણ પામ્યા પછી, માને સ્ત્રીધર્મ બંધ થયા પછી અથવા પિતા જીવતાં છતાં પણ તેની મરજી હોય તો પુત્રોએ વિભાગ કરવા. મરજી હોય તો એ પદથી સ્ત્રીધર્મ બંધ થયો ન હોય તો પણ બાપની ઈચ્છાથી વિભાગ કહ્યો.

પિતાની ઈચ્છા વિના વિભાગ ક્યારે થઈ શકે?

क्वचित्तदिच्छां विनापि विभागमाह बृहस्पतिः क्रमागते गृहक्षेत्रे पितापुत्राः समांशिनः पैतृकेन विभागार्हाः सुताः पितुरनिच्छया अर्थात् पैतामहाद्यर्जिते तदनिच्छयापि विभागार्हा इत्यर्थः पैतामहेपि क्वचित्पितुरिच्छयैव विभागमाहतुर्मनुविष्णू पैतृकं तु पिता द्रव्यमनवाप्तं यदाप्नुयात् न तत्पुत्रैर्भजेत्सार्धमकामः स्वयमर्जितं बृहस्पतिः पैतामहं हृतं पित्रा स्वशक्त्या यदुपार्जितं विद्याशौर्यादिनावाप्तं तत्र स्वाम्यं पितुः स्मृतं प्रदानं स्वेच्छया कुर्याद्भोगं चैव ततो धनात् नारदः व्याधितः कुपितश्चै

* કાગડાની આંખ એકજ હોયછે પણ તે જમણી અને ડાબી બંને તરફ ફરક્યા કરેછે.

वविषयासक्तमानसः अन्यथाशास्त्रकारीचनविभागेपिताप्रभुः हा रीतः अकामेपितारिरिक्थभागोवृद्धेविपरीतचेतसिदीर्घरोगिणिचे ति अकामेविभागेच्छारहितइतिमदनरत्ने विपरीतचेताअधर्मवर्ती: पितुरनिच्छायामपिविभागोभवतीतिभावः ॥

૪. કોઈ જગે તેની ઈચ્છા વિના પણ વિભાગ વિષે બૃહસ્પતિ—પરંપરાથી આવેલા ઘર, ખેતરમાં બાપ અને દીકરા સરખા ભાગદાર છે, પણ બાપના મેળવેલામાં બાપની ઈચ્છા વિના દીકરાઓ વિભાગને યોગ્ય નથી. અર્થાત્ દાદા વગેરેએ મેળવેલામાં પિતાની ઈચ્છા વિના પણ વિભાગને યોગ્ય છે. (૫.) દાદાના દ્રવ્યમાં પણ કોઈ જગે બાપની ઈચ્છાથીજ વિભાગ કરવા વિષે મનુ અને વિષ્ણુ—દાદાએ પોતાનું છતાં પણ જે મેળવી શકાએલું ન હોય તેવા દ્રવ્યને જો પિતા મેળવે તો પોતાની ઇચ્છા વિના તે પોતે મેળવેલાની પુત્રોની સાથે વિભાગ કરવાની જરૂર નથી. બૃહસ્પતિ—દાદાનું જે દ્રવ્ય હરાઈ ગયેલું હોય તે પિતાએ પોતાની શક્તિથી મેળવેલું હોય તેમાં અને વિદ્યા કે શૂરવીરપણા વગેરેથી પિતાએ જે મેળવેલું હોય તેમાં પિતાનું સ્વામિપણું કહ્યું છે. તે ધનમાંથી દાન અથવા ભોગ પિતા પોતાની ઈચ્છા પ્રમાણે કરે. (૬.) નારદ—વ્યાધિવાળો, ક્રોધવાળો, જેનું મન વિષયમાં આસક્ત હોય એવો, અથવા શાસ્ત્ર વિરૂદ્ધ કરનારો, પિતા વિભાગ કરવાનો ધણી નથી. હારીત—પિતા અકામ હોય, વૃદ્ધ હોય, વિપરીત ચિત્તવાળો હોય અથવા લાંબા રોગવાળો હોય તો ધનનો વિભાગ થાય. અકામ એટલે વિભાગની ઈચ્છા વિનાનો એમ મદન રત્નમાં લખ્યું છે. વિપરિત ચિત્તવાળો એટલે અધર્મવડે વર્ત્તનાર. તેવા પિતાની ઇચ્છા ન હોય તો પણ વિભાગ થાય એવો અભિપ્રાય છે.

મોટા પુત્રની અનુમતિથી વિભાગ વિષે.

पितर्यसमर्थेज्येष्ठपुत्रानुमत्याविभागमाहहारीतः कामंदीनेप्रोषिते आर्तिगतेवाज्येष्ठोर्थांश्चिंतयेदितिशंखलिखितौपितर्यशक्तेकुटंबस्य व्यवहारंज्येष्ठः कुर्यात्तदनंतरोवाकार्यज्ञस्तदनुमतेनेति अनंतरोऽनु जःकुटुंबभरणादिसमर्थेच्छयाविभागः सर्वेषांतथात्वेत्वनियमइति निष्कर्षः ॥

૭. પિતા અસમર્થ હોય તો મોટા પુત્રની અનુમતિથી વિભાગ કરવા વિષે હારીત—પિતા દીન હોય, પરવેશ ગયેલો હોય, અથવા પીડા પામેલો હોય તો મોટા પુત્રે સઘળી બાબતોનો વિચાર કરવો. શંખ અને લિખિત—પિતા અશક્ત હોય તો કુટુંબનો વ્યવહાર મોટા પુત્રે કરવો, અથવા તેથી નાનો વાકેફગાર હોય તો મોટાની સંમતિથી તેણે કરવો.

કુટુંબના પોષણ વગેરેમાં સમર્થ હોય તેની ઇચ્છાથી વિભાગ થાય, અને બધા તેવા હોય તો એ નિયમ નથી એ છેવટ અર્થ છે.

પિતાએ કરેલી વેહેચણ.

याज्ञवल्क्य ॥ विभागंचेत्पिताकुर्यादिच्छयाविभजेत्सुतान् ॥ ज्येष्ठंवाश्रेष्ठभागेनसर्वेवास्युःसमांशिनः ॥ ऐच्छिकोविभागएवविवृत्त उत्तरार्धेनइच्छायाःसंभवति । उक्तपक्षद्वयालंबनत्वेस्वातंत्र्यायोगात् वाक्यभेदापत्तेः । एकस्मैलक्षंकस्मैचित्कपर्दिकामन्यस्मैन किमपीतिअव्यवस्थापत्तेश्च । ज्येष्ठविभागेविशेषमाहमनुः ।

મનુએ કહેલી વેહેચણના બે પ્રકાર.

ज्येष्ठस्यविंशउद्धारःसर्वद्रव्याच्चयद्वरम्॥ ततोर्धमध्यमस्यस्यात्तुरीयंतुकनीयसः उद्धारेऽनुद्धृतेत्वेषामियंस्यादंशकल्पना । एकाधिकंहरेज्ज्येष्ठःपुत्रोध्यर्धंततोपरः।अंशमंशंयवीयांसइतिधर्मोव्यवस्थितः॥

યાજ્ઞવલ્ક્ય—બાપ પોતે જો મિલકતની વેહેચણ કરે તો તેણે નીચે લખેલી બેમાંથી ગમે તે રીતે-પોતાની ઇચ્છામાં આવે તે રીતે પુત્રોને મિલકત વેહેચી આપવી:—

૧ મોટા પુત્રને સર્વથી મોટો ભાગ આપવો. અથવા,

૨ બધા પુત્રોને સરખા ભાગ કરી આપવા.

ટીકા—આ શ્લોકના પ્રથમ અર્ધમાં પોતાની ઇચ્છામાં આવે તેમ વિભાગ કરવાનું કહ્યું છે, તેનીજ ફોડ (સ્પષ્ટી કરણ) ઉત્તરાર્ધમાં કરી હોય એમ સંભવે છે. મતલબ એ છે કે પુત્રોને ગમે તેવા ઓછા વત્તા વિભાગ કરીને વેહેચી આપવાની પિતાને મુખત્યારી નથી, પણ ઉત્તરાર્ધમાં જે બે પ્રકાર બતાવ્યા છે તેમાંના ગમે તે એક પ્રકારે વેહેચણ કરવાને પિતા મુખત્યાર છે. એવો અર્થ ન કરવાથી *વાક્ય ભેદ કર્યાનો દોષ આવશે, અને તે વિના બીજી પણ એવી અવ્યવસ્થા થશે કે એક પુત્રને એક લાખ રૂપીયા, બીજાને એક કોડી, અને ત્રીજાને કાંઈ નહિ, એવી પણ વેહેચણ થવાનો પ્રસંગ આવે.

મોટા પુત્રને વિશેષ ભાગ આપવા સંબંધી મનુ કહેછે કે,—

મિલકતની વેહેચણ કરતા પેહેલાં મોટા પુત્રને અથ તેમાંથી વીસમો હિસ્સો તથા

---

*મોટા પુત્રને મોટો ભાગ આપવો અથવા બધા પુત્રોને સમાન ભાગ આપવા, એવા બે વાક્ય મૂળમાં છે; હવે બાપે મરજીમાં આવે તેવા ઓછા વત્તા વિભાગ કરીને વેહેચણ કરવી, એવો ત્રીજો અર્થ કાઢીશું ત્યારે ત્રીજું વાક્ય ઉત્પન્ન કર્યાનો દોષ આવશે; કેમકે વાક્ય વધારવું નહિ એવો સામાન્ય નિયમ છે.

જંગમ વસ્તુઓમાંથી જે કાંઈ ઉત્તમ ઉત્તમ હોય તે ઉદ્ધાર તરીકે કાઢવું; વચટ અથવા મોટાથી નાના છોકરાને માટે તેનું અર્ધ એટલે ચાળીસમો હિસ્સો; તથા તેથી નાનાને માટે તેનું અર્ધ એટલે એંશીમો હિસ્સો ઉદ્ધાર તરીકે કાઢવો. એમ ઉદ્ધાર કાઢતાં બાકી રહેલી મિલકત બધા પુત્રોએ સમાન ભાગે વેહેંચી લેવી. અથવા,—

મોટા પુત્રે બે ભાગ લેવા; તેનાથી નાનાએ દોઢ ભાગ લેવો; તેથી નાનાઓને સવા* સવા ભાગ આપવો. એ પ્રમાણે ધર્મશાસ્ત્રે કરેલી વ્યવસ્થા છે.

જોડવાના પુત્રોમાં મોટો કોણ?

यमलयोर्मध्येप्रथमप्रसूतस्यज्येष्ठ्यंमनुराह । जन्मज्येष्ठेनचाह्वानंसु ब्राह्मण्यास्वपिस्मृतम् । यमयोश्चैवसंज्ञासुजन्मतोज्येष्ठतामता ॥ यस्यजातस्ययमयोः पश्यंतिप्रथमंमुखम् । संतानःपितरश्चैवतस्मिन् ज्यैष्ठ्यंप्रतिष्ठितामिति ॥ यत्तुपिंडसिद्ध्यादिवैद्यकग्रंथेअनंतरप्रसूतस्यज्यैष्ठ्यमुक्तंतदनेनकार्यांशेबाध्यते, तस्यश्रुतिमूलत्वात् । मासेनशुद्धिर्भवतीतिवत् । यत्तु । द्वौतदाभवतोगर्भेसूतिर्वेशविपर्ययादित्यादिनाभागवतेपश्चाज्जातस्यज्यैष्ठ्यमुक्तंतदप्यनेनबाध्यते । पुराणेषुस्मृतिविरुद्धाचाराणांबहुशोदर्शनात् देशाचारतोव्यवस्थाज्ञेयेतिकेचित् । युक्तंतुपूर्वोक्तमेव ।

બે ભાઈ જોડે જન્મ્યા હોય તેમાં જે પ્રથમ જન્મ્યો હોય તે મોટો એમ મનુ કહેછે,—

(અગ્નિષ્ટોમ આદિક યજ્ઞોમાં) 'સુબ્રાહ્મણ્ય' આદિક વેદની ઋચાઓમાં પણ પ્રથમ જન્મેલાનું નામ પ્રથમ બોલવું એમ કહ્યું છે; જોડવાના પુત્રોમાં જે પ્રથમ જન્મ્યો તેજ મોટો એમ માનેલું છે. જોડવાના ભાઇઓમાંથી જે ભાઇનું મુખ માબાપ અને જ્ઞાતિબાંધવોના જોવામાં પ્રથમ આવે તેનુંજ વડિલપણું અને વંશપરંપરા આગળ ચલાવનારો પણ તેનેજ જાણવો.

**ટીકા**—'પિંડ સિદ્ધિ' વગેરે વૈદ્યક ગ્રંથોમાં જોડવાના ભાઇઓમાંથી જે છેવટે જન્મ્યો હોય તેને વડિલ કહેલો છે. તથાપિ "†એક મહિને કરીને શુદ્ધિ થાયછે" એ નિયમની જેમ કોઈ વિશેષ સ્થળમાં બાધ થાયછે, તેમ ચાલતા વિષયમાં પણ ઉપર લખેલી સ્મૃતિ વડે તેનો બાધ થાયછે; કારણ કે વૈદ્યક ગ્રંથમાંના વચનને વેદનો આધાર નથી. "જ્યારે બે

---

* મિતાક્ષરા અને કુલ્લુકભટ્ટ એ બન્નેને મતે કનિષ્ઠ ભાઇનો હિસ્સો કરતાં જ્યાસ્તી આપવાનું નથી તથાપિ શ્રી કૃષ્ણ તર્કાલંકારકૃત જીમૂતવાહન ટીકા ઉપરથી ઉપરનો અર્થ આપેલો છે. † આ વચન જનના શૌચ વિષે છે.

ગર્ભ રહેછે, ત્યારે ગર્ભ ધારણ કરવામાં અને ગર્ભ પ્રસવ કરવામાં તેનો ક્રમ ઉલટો હોય છે." ઇત્યાદિ ભાગવતના શ્લોક ઉપરથી જોડવાના પુત્રોમાં જે પછી જન્મે તે મોટો પુત્ર એમ કહ્યું છે, તેને આ મનુસ્મૃતિના વચનથી બાધ આવેછે; પુરાણમાં એવા સ્મૃતિથી વિરૂદ્ધ આચારો પુષ્કળ જોવામાં આવેછે. કેટલાક ગ્રંથકારનું માનવું એમ છે કે આ વિવાદનો નિર્ણય દેશની રૂઢી ઉપરથી કરવો, પણ ઉપર જે અમે નિર્ણય લખ્યો છે તેજ બરોબર છે.

ઉદ્ધાર વિભાગ કળિયુગમાં વર્જ્ય છે.

**अयंचोद्धारविभागःकलौनिषिद्धःकलिवर्ज्येषुपाठात् । निर्णीतंचेदं समयमयूखेऽस्माभिः ।**

આ ઉદ્ધાર વિભાગ (ઓછોવત્તો હિસ્સો આપવાનો પ્રકાર) કળિયુગમાં નિષિદ્ધ છે; [1]કારણ કે કળિયુગમાં વર્જવા જેવી જે બાબતો કહેલી છે તેમાંની આ એક છે. 'સમય મયૂખ' ગ્રંથમાં અમે એનો નિર્ણય કરેલોજ છે.

એક પુત્ર હોય તો બાપના બે ભાગ.

**पितुरंशद्वयमाहनारदः । द्वावंशौप्रतिपद्येतविभजन्नात्मनःपिताइदं त्वेकपुत्रपरं । सपद्येकपुत्रःस्याद्द्वौभागावात्मनः कुर्यादितिशंखलि खितोक्तेरितिमदनरत्ने । एकंपदंश्रेष्ठपरं । एकमुख्यान्यकेवलाइ त्यमरोक्तेः । गुणवत्पुत्रइतिपारिजाते ।**

બાપને બે ભાગ આપવા એમ નારદ કહેછે—વિભાગ કરતી વખતે પિતાએ પોતાને અર્થે બે ભાગ કાઢવા.

ટીકા—એકજ પુત્ર હોય ત્યાં આ વચન લાગુ છે. કારણ કે મદનરત્ન ગ્રંથમાં નીચે લખેલું શંખ અને લિખિત સ્મૃતિનું વચન આપેલું છે કે, એકજ પુત્ર હોયતો તેણે (પિતાએ) પોતાને અર્થે બે ભાગ રાખવા. આ સ્મૃતિમાં 'એક' શબ્દ છે, તેનો અર્થ મુખ્ય એટલે શ્રેષ્ઠ એવો કરવો. કારણ કે અમરકોશમાં એક શબ્દના 'મુખ્ય, અન્ય, કેવળ' એવા ત્રણ અર્થ આપેલા છે. પારિજાત ગ્રંથમાં તેનો અર્થ એવો કર્યો છે કે, 'ગુણવાન પુત્ર હોય તો પિતાએ બે વિભાગ લેવા.'

દાદાની મિલકતમાં છોકરાનો બાપની સાથે સમાન ભાગ છે.

**पितामहार्जितेत्वेकपुत्रेणापिसहसमांशित्वमाहबृहस्पतिः ॥ द्रव्ये पितामहोपात्तेस्थावरेजंगमेतथा ॥ सममंशित्वमाख्यातंपितुःपुत्र**

---

[1] નિર્ણયસિંધુ જુઓ.

स्यचैवहि ॥ याज्ञवल्क्यः ॥ भूर्यापितामहोपात्तानिबंधोद्रव्यमेववा तत्रस्यात्सदृशंस्वाम्यंपितुःपुत्रस्यचोभयोः ॥ कात्यायनः ॥सकल द्रव्यजातंषड्भागंगृहन्तिततसमैः ॥ पितरोभ्रातरश्चैवविभागो धर्म उच्यते ॥

પુત્ર જો એકજ હોય તો દાદા (બાપના બાપ) એ સંપાદન કરેલી મિલકતમાંથી બાપને પણ છોકરાની સાથે સરખો ભાગ લેવાનો અધિકાર છે, એમ બૃહસ્પતિ કહેછે.—

બાપના બાપે સંપાદન કરેલી મિલકતનો વિભાગ બાપને અને પુત્રને સરખોજ મળે એમ ઠરાવેલું છે, પછી તે મિલકત સ્થાવર હોય કે જંગમ હોય તોપણ.

**યાજ્ઞવલ્કય**—પિતામહે (બાપના બાપે) સંપાદન કરેલી જમીન ઉપર, નિબંધ (રાજા તરફથી મળેલી નેમણુંક) ઉપર, અથવા દ્રવ્ય ઉપર બાપ અને પુત્ર એ બંનેની માલકી સરખીજ છે.

**કાત્યાયન**—માબાપ અને બંધુ એ સર્વે જ્યારે સઘળું ષડભાગ દ્રવ્ય માત્ર સમાન વભાગ કરીને લે છે ત્યારે તે વિભાગને ધર્મ વિભાગ એટલે યથા ન્યાય વિભાગ કહેછે.

ધર્મ વિભાગનું લક્ષણ.

यत्तुयाज्ञवल्क्यः। न्युनाधिकाविभक्तानांधर्मः पितृकृतःस्मृतइतितत्र पितृकृतोधर्मश्चेत्स्मृतोनपरावर्तनयि ःइतिमदनविज्ञानेश्वरादयः। यदपिनारदः पितृवतुविभक्तायेसमन्यूनाधिकैर्धनैः। तेषांसएवधर्मः स्यात्सर्वस्याहिपिताप्रभुरितितद्युगांतरपरं।

પુત્રોને ઓછો વત્તો વિભાગ આપીને પિતાએ કરેલી વેહેચણ જો યથા ન્યાય હોય તો તે વેહેચણ સશાસ્ત્ર થઈ એમ કહેલું છે. એવા યાજ્ઞવલ્ક્યના વચનનો અર્થ મદન, વિજ્ઞાનેશ્વર વગેરે પંડિતો એવા કરે છે કે પિતાએજ કરેલી વેહેચણ જો સશાસ્ત્ર હોય તો તે કાયમ સમજવી. તે રદ થતી નથી. પુત્રોને ઓછો વત્તો હિસ્સો આપીને પિતાએજ વિભાગ કરી આપેલા હોય,(અને કદાચિત્ તે સશાસ્ત્ર ન હોય) તથાપિ તે તેમણે(પુત્રોએ) સશાસ્ત્રજ માનવી; કેમકે પિતા એજ સર્વ મિલકતનો ધણીછે. આવું નારદનું વચન ઉપર કહેલા અર્થને બાધ કરે એવું છે તથાપિ તે આ યુગમાં લાગુ પડતું નથી; પૂર્વના યુગોમા લાગુ પડતું હતું.

સ્ત્રીનો વિભાગ.

स्वस्यपुत्राणांचसमांशपक्षेपत्न्याअप्यंशमाहयाज्ञवल्क्यः। यदिकुर्यात्समानंशान्पत्न्यःकार्याःसमांशिकाः। नदत्तंस्त्रीधनंयासांभर्त्रा

वाश्वसुरेणचेति ॥ दत्तेत्वर्द्धंदेयं।दत्तेत्वर्द्धंप्रकल्पयेदितिवचनात्।
अर्द्धंपूर्वंदत्तंस्त्रीधनंयावतापुत्रांशसमंभवतितावदित्यर्थः।
अंशाधिकधनायास्तुनाशः ।

પિતા અને પુત્ર જ્યાં સમાન ભાગે મિલકતની વેહેંચણ કરે છે ત્યાં સ્ત્રીને પણ એક વિભાગ મળવો જોઇએ એમ યાજ્ઞવલ્ક્ય કહે છે;—

સ્વામીએ અથવા સસરાએ જે સ્ત્રીઓને સ્ત્રીધન આપેલું નથી, એવી સ્ત્રીઓને, જે ઠેકાણે પિતા અને પુત્ર સમાન અંશે વેહેંચણ કરી લછે ત્યાં, સરખો ભાગ લેવાનો અધિકાર છે.

ટીકા—પણ જો કાંઈ સ્ત્રીધન આપ્યું હોય તો તેને અર્ધો હિસ્સો આપવો.કારણ કે એવું વચન છે કે "જો કાંઈ સ્ત્રીધન આપેલું હોય તો અર્ધો હિસ્સો આપવો." મૂળમાં અર્ધં એવા શબ્દ છે, તેનો અર્થ એમ થાય છે કે પુત્રના હિસા બરોબર થવાને, જેટલું ધન સ્ત્રીધનમાં કમી હોય તેટલું ધન તેને આપવું. પણ તેને મળેલું સ્ત્રીધનજ પુત્રના હિસ્સા કરતાં જ્યાસ્તી હોય તો તેને હિસ્સો આપવો નહિ.

વિભાગ લેવા ન ઇચ્છનાર પુત્ર.

अर्जनसमर्थस्यपुत्रस्यदायजिघृक्षाभावेआहसएव । शक्तस्यानीह मानस्यकिंचिद्दत्वापृथक्क्रिया । किंचिद्दानंचतत्पुत्राणांदायजि घृत्यर्थमितिमिताक्षरायां ।

જે પુત્રને દ્રવ્ય મેળવી શકવાનું સામર્થ્ય છે અને તેને લીધે પોતાનો વારસો લેવાની તેની ઇચ્છા ન હોય ત્યાં કેમ કરવું તે વિષે એજ સ્મૃતિકાર કહે છે કે,—

જેનામાં દ્રવ્ય મેળવવાનું સામર્થ્ય હોય અને વારસામાંથી પોતાનો હિસ્સો લેવાની જેની મરજી ન હોય તેને થોડું કાંઈ આપીને વિભક્ત કરવો. મિતાક્ષરામાં કહે છે કે તે પુરૂષના પુત્રો પાછળથી કાંઈ વારસામાંથી પોતાનો હિસ્સો માગે નહિ માટે તેમને થોડું કાંઈ આપવાની જરૂર છે.

पितृमरणानंतरंसमविभागउक्तस्तेनैव । विभजेरन्सुताःपित्रोरूर्ध्वं रिक्थंसममृणम् । हारितः समानोमृतेपितरिरिक्थभागइति ।

સમાન ભાગ.

याज्ञवल्क्यःपितुरूर्ध्वंविभजतमाताप्यंशसमंहरेत् । विष्णुःमातरः पुत्रभागानुसारिभागहारिण्यः। स्मृत्यंतरे । जनन्यःस्वधनापत्रैर्वै

भागेंशंसमंहरेत् । सधनानुयावतास्वधनाऽस्वपत्रांशासमभोक्ताभवति तावतितावदेवहरेदित्यर्थः अंशाधिकधनायास्तुनाशः ।

બાપ મરી ગયા પછી દ્રવ્યના સમાન ભાગ કરવા એવું તેજ સ્મૃતિકારે કહેલું છે. માબાપ મરી ગયા પછી તેનું દ્રવ્ય અને દેવું સમાન ભાગે વેહેંચી લેવું.

હારિત—બાપ મરી ગયા પછી વારસાના સરખા વિભાગ કરી લેવા.

યાજ્ઞવલ્ક્ય—બાપ મરી ગયા પછી છોકરાઓએ વેહેંચણ કરી હોય તો માને પણ સમાન ભાગ આપવો જોઇએ.

વિષ્ણુ—દરેક પુત્રને જેટલો ભાગ મળે તેટલોજ ભાગ દરેક માતાને મળવો જોઇએ. બીજી એક સ્મૃતિમાં કહ્યું છે કે, છોકરો વારસાનો વિભાગ કરે તે વખતે જે માતાની પાસે ધન નથી તેને સમાન ભાગ મળવો જોઇએ. એનો અર્થ એવો કે જો તેની પાસે દ્રવ્ય હોય તો પ્રત્યેક છોકરાને મળેલા હિસ્સા બરોબર રકમ થવાને જેટલું ઓછું હોય તેટલુંજ આપવું. છોકરાના હિસ્સા કરતાં તેની પાસે પૈસા વધારે હોય તો તેને વિભાગ મળવો જોઇએ નહીં.

સાવકી મા તથા બાપની માનો વિભાગ.

सापत्नमातुःपितामह्याश्चांशमाहव्यासः । असुताश्चपितुःपत्न्यःसमानांशाःप्रकीर्तिताः। पितामह्यश्चताःसर्वामातृतुल्याःप्रकीर्तिताः । सर्वाइत्यनेनापितामहीसपत्न्योपिगृह्यंते ।

સાવકી મા તથા બાપની મા (દાદી) વિભાગ મળવાના સંબંધમાં વ્યાસ કહે છે કે, બાપની જેટલી સ્ત્રીઓ દીકરાવગરની હોય તેમાંની પ્રત્યેક સ્ત્રીને સરખો વિભાગ મળવો જોઇએ એમ કહેલું છે. તેમજ વારસાનો હિસ્સો લેવાના અધિકારના સંબંધમાં પિતાની સઘળી માતાઓનો પણ માતા પ્રમાણેજ હક છે. આ સ્મૃતિમાં 'सर्वाः' એવું લખેલું છે તે ઉપરથી બાપની સાવકી માતાઓ પણ તેમાં ગણવી.

ઘણા ભાઇઓના પુત્રોના વિભાગ.

अनेकभ्रातृपुत्राणांविभागप्रकारमाहयाज्ञवल्क्यः ॥ अनेकपितृकाणांतुपितृतोभागकल्पना ॥ एकस्यैकपुत्रोपरस्यद्वावन्यस्यत्रयस्तेषां पितृसंख्ययैवविभागोनविभाजकसंख्ययेत्यर्थः ॥ कात्यायनः॥ अविभक्तेनुजेप्रेतेतत्सुतंरिक्थभागिनं ॥ कुर्वीतजीवनंयेनलब्धंनैवपितामहात् ॥ लभेतांशंसपित्र्यंतुपितृव्यात्तस्यवासुतात ॥ सएवांशस्तुस

वैषांभ्रातृणांन्यायतोभवेत् ॥ लभतेतत्सुतोवापिनिवृत्तिपरतोभवेत्॥ अनुजपदंज्यायसोप्युपलक्षणम् ॥ परतःप्रपौत्रात्प्रपौत्रपुत्रादिःपितृपितामहप्रपितामहेषुमृतेश्चनंतरं वृद्धप्रपितामहेमृतेऽन्यस्मिंश्चेत्तत्पुत्रादिकेजीवतितद्धनंनलभते ॥ पुत्रपौत्रप्रपौत्रसामान्याभावेसोपिलभेतएवेत्यर्थः ॥ इदंचनाविभक्तपरंकिंतुसंसृष्टपरं ॥

अविभक्तविभक्तानांकुलानांवसतांसह भूयोदायविभागस्यादाचतुर्थादितिस्थितिरितिदेवलोक्तेः ॥ अविभक्तविभक्तानांवृद्धप्रपितामहतत्पुत्राणांचसंसृष्टिनामित्यर्थः ॥ इदंचसमदेशस्थितपरं ॥देशांतरस्थानुपंचमादिरपिलभतएव ॥

ऋणंलेख्यंगृहंक्षत्रंयस्यपैतामहंभवेत् । चिरकालप्रोषितोपिविभागभवेच्चसः । गोत्रसाधारणंत्यक्तयोन्यंदेशंसमाश्रितः । तद्वंशस्यागतस्यांशःप्रदातव्योनसंशयः। तृतीयपंचमश्चैवसप्तमश्चापियोभवेत्। जन्मनामापरिज्ञानेलभेतांशंक्रमागतम् । इतिदेशांतरप्रकरणेबृहस्पतिस्मृतेः ।

ઘણા ભાઈઓના છોકરાઓએ કેવી વેહેંચણ કરવી એ વિષે યાજ્ઞવાલ્કય કહે છે કે, જુદા જુદા પિતાઓના પુત્રોને તેમના પિતાઓના હિસ્સા પ્રમાણે વિભાગ મળે છે. એનો અર્થ એવો કે જો એક બાપને એક છોકરો, બીજાને બે, ત્રીજાને ત્રણ છોકરા હોય તો, બાપની સંખ્યાના ભાજક વડેજ વિભાગ કરવા, પણ હિસ્સેદારની સંખ્યાવડે કરવા નહીં.

**કાત્યાયન**—મિલકતની વેહેંચણ કરીને જુદા ન થયેલા કુટુંબમાંથી નાનો ભાઈ મરે તો બીજા ભાઈઓ વગેરેએ મરી ગયેલા ભાઈના છોકરાને, તેનું ગુજરાન કરવાને દાદાએ દ્રવ્ય મુકેલું ન હોય તો, વારસાનો વિભાગ આપવો. તેણે પોતાના કાકા પાસેથી અથવા કાકાના છોકરાઓ પાસેથી પોતાના બાપનો વિભાગ લેવો અને જેટલો ભાગ તેને મળે તેટલોજ ભાગ તેના પ્રત્યેક કાકાને મળે એ વાત કાયદેસર છે. અથવા તેના છોકરાને એ-ટલે મરી ગયેલાના પૌત્રને પણ વિભાગ મળે. આ છોકરા પછી માત્ર વંશ પરંપરાનો વારસો બંધ થાયછે.

**ટીકા—अनुज** (નાનો ભાઈ) એવો શબ્દ મૂળમાં છે પણ તેમાં મોટા છોકરાને પણ

ગણવો યોગ્ય છે. **परतः** (તેની પછી) એટલે પૌત્રની પછીનો પુત્ર. કોઈ માણસનો બાપ, દાદો અને દાદાનો બાપ, એ મરી ગયા પછી દાદાનો દાદો મરે અને તેનો પુત્ર અથવા બીજો કોઈ વધારે નજીકનો વારસ જીવતો હોય તો પૌત્રના પૌત્રને અથવા તેના પુત્રો વગેરેને તેનું (એટલે દાદાના દાદાનું) દ્રવ્ય મળે નહીં; એનો અર્થ એવો કે મરી ગયેલા માણસ પછી તેનો પુત્ર, પૌત્ર અથવા પૌત્રનો પુત્ર વગેરે રહેલાં ન હોય તો તેજ એટલે પૌત્રનો પૌત્ર પણ વારસ થાય છે. આ નિયમ વેહેંચણ કરી જુદા નહીં થયેલાને લાગુ નથી; પણ સંસૃષ્ટ એટલે એક વખત જુદા થઈને ફરીને એકત્ર થયેલાને લાગુ છે. આ સંબંધી દેવળ સ્મૃતીમાં એમ કહ્યું છે કે, કુળમાંના પુરૂષ એક વખત જુદા થયા પછી ફરીને એકઠા થયા હોય તો તેમનો વારસાની વેહેંચણ કરવાનો હક ચોથી પેઢી લગી પહોંચે છે એવો નિયમ છે. જુદા થઈને એકત્ર થયેલા એટલે દાદાનો દાદો અને તેના છોકરા એકત્ર થયા હોય તે સમજવા. આ બાબત એકજ દેશમાં રહેનારાઓને લાગુ પડેછે; પણ જુદા દેશમાં જઈને રહેલાને તો તેની પાંચમી અને તેની પછીની પેઢી સુધી પણ વારસો પહોંચે છે. માણસ ઘણા દિવસ લગી પરદેશમાં જઈને રહ્યો હોય તથાપિ કરજ, લખ પત્ર, ઘર, અથવા ખેતર એવી જે મિલકત તેના બાપદાદાઓની હોય તે મિલકતનો હિસ્સો તે માણસ પાછો આવ્યાથી તેને આપવો. પોતાનું કુટુંબ છોડીને કોઈ માણસ પરદેશમાં રહેવા ગયો હોય અને તેનો વંશજ પાછો આવે ત્યારે તેને તેનો વિભાગ જરૂર આપવો જોઈએ એમાં સંશય નથી. માણસ ત્રીજી પેઢીનો, પાંચમી પેઢીનો અથવા સાતમી પેઢીનો હોય તથાપિ તેનો જન્મ અને ઉપનામની સાબીતી થાય એટલે વંશ પરંપરાના વારસાનો હિસ્સો તેને મળવો જોઈએ. એ પ્રમાણે બૃહસ્પતિ સ્મૃતિના દેશાંતર પ્રકરણમાં કહ્યું છે.

માતા પ્રમાણે વિભાગ.

क्वचिन्मातृतोविभागमाहबृहस्पतिः । यद्येकजाताबहवःसमानाजा तिसंख्यया । सापत्न्यास्त्रैर्विभक्तव्यंमातृभागेनधर्मतः। व्यासः। समानजातिसंख्यायेजातास्त्वेकेनसुनवः । विभिन्नमातृकास्तेषांमातृभागःप्रशस्यते ॥ एतत्प्रत्युदाहरणमाहबृहस्पतिः। सवर्णाभिन्नसंख्यायेपुंभागस्तेषुशस्यते । विजातीयविभागमाहयाज्ञवल्क्यः। चतुस्त्रिव्येकभागास्युः क्रमशोब्राह्मणात्मजाः । क्षत्रजास्त्रिव्येकभागाविट्जास्तुव्येकभागिनः। ब्राह्मणात्मजाब्राह्मणीक्षत्रियावैश्याशूद्रीसुताः। क्षत्रजाः क्षत्रियावैश्याशूद्रीसुताः । विड्जावैश्यशूद्रोः

કેટલીક જગોએ માતાની સંખ્યા પ્રમાણે વિભાગ થાય છે એમ બૃહસ્પતિ કહેછે;— એક બાપથકી અનેક માતાઓને અનેક પુત્ર થયા હોય અને તેઓ એકજ વર્ણના

હોય તથા તે પુત્રોની સંખ્યા સરખીજ હોય તો માતાઓની સંખ્યા પ્રમાણે વારસાની વેંહેચણ કરવી કાયદેસર છે.

વ્યાસ—અનેક સ્ત્રીઓને એકજ પુરૂષ થકી અનેક પુત્ર થયા હોય તથા તેમની જાતિ અને સંખ્યા સમાન હોયતો માતાની સંખ્યા પ્રમાણે વારસાની વેહેંચણ કરવી ઉત્તમછે.

બૃહસ્પતિ એથી વિરૂદ્ધ ઉદાહરણ કહે છે કે,—એકજ જાતિના હોય પરંતુ જેમની સંખ્યા સમાન ન હોય એવા અનેક માતાના અનેક પુત્રોના વારસાની વેહેચણ પુરૂષની સંખ્યા પ્રમાણે (એટલે પુત્રોની સંખ્યા પ્રમાણે) કરવી ઠીક છે. મતલબ કે માતાઓની સંખ્યા પ્રમાણે વેહેચણ કરવી નહિ.

એકજ પિતાથી જૂદી જૂદી જાતિની સ્ત્રીઓને ઉત્પન્ન થયેલા પુત્રોને વારસો કેવી રીતે આપવો તે વિષે યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર જાતિની સ્ત્રીઓથી બ્રાહ્મણને થયેલા પુત્રોને અનુક્રમે ચાર, ત્રણ, બે અને એક ભાગ મળે છે; ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર જાતિની સ્ત્રીઓથી ક્ષત્રિયને થયેલા પુત્રોને અનુક્રમે ત્રણ, બે અને એક ભાગ મળે છે; અને વૈશ્ય તથા શૂદ્ર જાતિની સ્ત્રીઓથી વૈશ્યને થયેલા પુત્રોને અનુક્રમે બે અને એક વિભાગ મળેછે.

ટીકા—ब्राह्मणात्मजाः એનો અર્થ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર જાતિની સ્ત્રીઓથી બ્રાહ્મણને થયેલા પુત્ર. क्षत्रजाः એટલે ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રની સ્ત્રીઓથી ક્ષત્રિયને થયેલા પુત્ર. विड्जाः એટલે વૈશ્ય અને શૂદ્રની સ્ત્રીઓથી વૈશ્યને થયેલા પુત્ર.

જમીનનો વિભાગ.

बृहस्पतिः॥ नप्रतिग्रहभूर्देयाक्षात्रियादिसुतायवै । यद्यप्येषांपितादद्यान्मृतेविप्रासुतोहरेत् । देवलः॥शूद्र्यांद्विजातिभिर्जातोनभूमेर्भागमर्हति । सजातावाप्नुयात्सर्वमितिधर्मोव्यवस्थितः । भूमेःक्रयादिप्राप्तायाअपि । द्रव्यस्यतुलभतएव । अपरिणीतशूद्रापुत्रस्तु द्रव्यांशमपिनलभते

બૃહસ્પતિ—પ્રતિગ્રહ (દાન લેવું) દ્વારા બ્રાહ્મણને મળેલી જમીન ક્ષત્રિય જાતિના અથવા તેથી હીન વર્ણની સ્ત્રીને ઉત્પન્ન થયેલા પુત્રને કદાપિ પણ આપવી નહિ. એમ છતાં જો કદાચિત તેવી જમીન હીન વર્ણની સ્ત્રીના પુત્રને બાપે આપેલી હોય તો તે બાપ મરી ગયા પછી બ્રાહ્મણ સ્ત્રીથી થયેલા છોકરાએ તે પાછી લઈ લેવી.

દેવલ—બ્રાહ્મણ જાતિના પુરૂષથકી શુદ્ર જાતિની સ્ત્રીને થયેલા પુત્રને જમીનનો વિભાગ લેવો યોગ્ય નથી. પણ પોતાના વર્ણની સ્ત્રીથી થયેલા પુત્રને સ્થાવર અને જંગમ સર્વ મિલકત લેવાનો હક છે એવો નિયમ ઠરેલો છે.

ટીકા—મૂળમાં ભૂમેઃ (પૃથ્વીનો ભાગ) એવો શબ્દ છે એનો અર્થ એમ થાયછે કે ખરીદ કરેલી જમીન હોય તથાપિ તેનો હિસ્સો આપવો નહિ. પરંતુ જંગમ મિલકતનો

હિસ્સો તો તેને મળેજ. પરંતુ લગ્ન સંબંધ થયા વિનાની શુદ્રાને પેટે થયેલા પુત્રને તો દ્રવ્યનો હિસ્સો પણ મળે નહિ.

શુદ્રીનો પુત્ર વિભાગને યોગ્ય નથી.

तथाचमनुः ॥ ब्राह्मणक्षत्रियविशांशूद्रापुत्रोनरिक्थभाक् ॥ यदेवास्यपितादद्यात्तदेवास्यधनंभवेत् ॥ पितृमरणोत्तरंविशेषमाहबृहस्पतिः ॥ अनपत्यस्यशुश्रुषागुणवान्शूद्रयोनिजः ॥ लभेतजीवनंशेषंसपिंडासममाप्नुयुः ॥ गौतमः ॥ शूद्रापुत्रोप्यनपत्यस्यशुश्रूषुश्चेल्लभतेवृत्तिमूलं । वृत्तिमूलंजीवनकारणम् ॥

એ વિષે મનુ કહેછે કે—શુદ્રજાતિની સ્ત્રીને બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્ય એમનાથી થયેલા પુત્રને વારસાનો વિભાગ મળે નહિ; તેનો બાપ તેને જે કાંઇ દ્રવ્ય આપે તેટલુંજ તેનું સમજવું.

પિતા મરી ગયા પછી એવા પુત્રને મળવાના દ્રવ્ય સંબંધી થોડોક ફેરફાર બૃહસ્પતિ બતાવે છે:—

કોઈ પુરૂષને બીજો પુત્ર ન છતાં શુદ્ર જાતિની સ્ત્રીથી ઉત્પન્ન થયેલો પુત્ર આજ્ઞા પાળનારો અને ગુણવાન હોય તો તેને અન્નવસ્ત્ર આપવાં; બાકીની મિલકત સપિંડ પુરૂષોએ સમાન વેહેંચી લેવી.

ગૌતમ—સંતતિ વિનાના પુરૂષને શુદ્ર જાતિની સ્ત્રીથી થયેલો પણ પુત્ર હોય અને જો તે આજ્ઞા પાળનારો હોય તો તેને અન્નવસ્ત્ર આપવાં જોઇએ.

ટીકા—મૂળમાં 'વૃત્તિમૂલં' એવા શબ્દ છે એનો અર્થ અન્નવસ્ત્રની તજવીજ એવા થાય છે.

પ્રતિલોમ પુત્રના વિભાગ વિષે.

सएव ॥ शूद्रापुत्रवत्प्रतिलोमेस्विति ॥ प्रतिलोमाभूत्पादकापेक्षयोत्कृष्टवर्णस्त्रीषूत्पन्नेष्वित्यर्थः ॥ शूद्रेणापरिणीतायामुत्पन्नेविशेषमाहयाज्ञवल्क्यः ॥ जातोपिदास्यांशूद्रेणकामतोंशहरोभवेत् ॥ मृतेपितरिकुर्युस्तेभातरास्तद्विभागिकम् ॥ कामःपितुरिच्छा। शूद्रेणेतिपदाद्विजातिभिर्दास्यामुत्पत्यापित्रिच्छयापिनांशभाक् नापिपितृमरणोत्तरंअर्द्धं । नापिपुत्राद्यभावेसर्वमितिमदनरत्नादिषु ॥

' તેજ સ્મૃતિકાર કહેછે કે,—શુદ્ર જાતિની સ્ત્રીના પુત્રો અર્થે જે તજવીજ કરવાની કહી છે તેજ પ્રતિલોમ ( એટલે નીચ વર્ણના પુરૂષથી ઉત્તમ વર્ણની સ્ત્રીને થયેલા પુત્ર )

ને અર્થે પણ કરવી જોઇએ. પ્રતિલોમનો અર્થ એવા છે કે હીનવર્ણના પુરૂષથી ઉચ્ચ વર્ણની સ્ત્રીને થયેલો પુત્ર, લગ્ન થયા વિનાની સ્ત્રીને શુદ્રથી થયેલા પુત્ર વિશેષ યાજ્ઞવલ્ક્ય વિશેષ કહેછે કે,—

શુદ્રજાતિના પુરૂષે દાસીને વિષે ઉત્પન્ન કરેલો પુત્ર, પિતાની ઇચ્છા હોય તો અર્ધો ભાગ લેનારો થાય છે. પિતા મરીગયા પછી તે દાસી પુત્રના બંધુઓ ( ઔરસ પુત્રો ) એ તેને અર્ધો હિસ્સો એટલે એકને મળેલા હિસ્સાનો અર્ધો હિસ્સો આપવો.

ટીકા—મૂળમાં **काम** શબ્દ છે તેનો અર્થ પિતાની ઇચ્છા. शूद्रेण એવો શબ્દ છે, એ ઉપરથી માલમ પડેછે કે દાસીને વિષે બ્રાહ્મણથી થયેલા પુત્રને બાપની ઇચ્છા હોય તોપણ વિભાગ મળે નહિ. બાપ મરી ગયા પછી પણ એવા પુત્રને અર્ધો હિસ્સો મળવો જોઇએ નહિ; અથવા પુત્રાદિક ન હોય તો બધો વારસો પણ તેને મળવો જોઇએ નહિ. એમ મદનરત્નાદિ ગ્રંથોમાં કહ્યું છે.

વિભાગ કર્યા પછી જન્મેલા પુત્ર વિષે.

विभागानंतरोत्पन्नेपुत्रेविशेषमाहबृहस्पतिः। पुत्रैःसहविभक्तेनपित्रा यत्स्वयमर्जितम्। विभक्तस्तस्यतत्सर्वंअनीशाःपूर्वजाः स्मृताः। यथाधनेतर्पणेचदानाधानक्रयेषुच। परस्परमनीशास्तेमुक्त्वाशौचोदकक्रियाम्। करणमात्रसत्वेतुपूर्वविभक्तेभ्योविभागग्रहणंविना तेनऋणंनैवदेयं। रिक्थग्राहऋणंदाप्यइतिवक्ष्यमाणात्। कस्यचित्संसृष्टत्वेतुतेनसहविभागः उर्ध्वंविभागाज्जातस्तुपित्र्यमेवहरेद्धनम्। संसृष्टास्तेनवायेस्युर्विभजेतसतैःसहेतिमनुक्तेः। पितृमरणोत्तरविभागकालेऽस्पष्टगर्भायांमातरितत्सपत्न्यांभ्रातृपत्न्यांवानंतरमुत्पन्नेविशेषमाहयाज्ञवल्क्यः। विभक्तेषुसुतोजातः सवर्णायांविभागभाक्। विभागश्चसर्वैर्भ्रात्रादिभिःस्वस्वांशात्किंचित्किंचिदुधृत्ययथास्वांशसमोभवतितथाकार्यः। विष्णुःपितृविभागानंतरोत्पन्नस्यविभागंदधुः। इदंचतदंशेषुरंकसेवकसहितेषुज्ञेयं। तत्सत्वेतुसएवाह। दृश्याद्वातद्विभागःस्यादायव्ययविशोधितात्। दृश्याद्विघमानत्वात्।

વારસાની વેહેંચણ થયાપછી ઉત્પન્ન થયેલા પુત્રના સંબંધમાં વિશેષ બૃહસ્પતિ કહેછે,—

પુત્રોથી જુદા થયા પછી પિતાએ જે કાંઈ મેળવેલું હોય તે સર્વ, વિભાગ થયા પછી

ઉત્પન્ન થયેલા પુત્રનું છે; વિભાગ થયા પેહેલાં ઉત્પન્ન થયેલા પુત્રોની તે ઉપર કાંઈજ હક નથી, એમ માનેલું છે. આ શૌચ અને પિતૃ તર્પણ આ બે બાબતો બાદ કરીને બાકીની સર્વ બાબતોમાં, જેમકે દ્રવ્ય, કરજ, દેવું, લેવું, ખરીદ કરવું એ સંબંધે કરીને તે બંને (વેહેચણ પેહેલાં ઉપજેલ તથા વેહેચણ પછી ઉપજેલા પુત્રો) સ્વતંત્ર છે. પણ પિતાએ પેહેલાંનું કરેલું કરજ માત્ર હોય અને તેની પાસે કાંઇ મીલકત ન હોય તો પ્રથમ વેહેચેલો હિસ્સો મળ્યા શિવાય, વેહેચણ કર્યા પછી ઉપજેલા પુત્રે કરજ આપવુંજ જોઇએ એમ નથી. કારણ કે યાજ્ઞવલ્ક્ય કહેછે કે,—વારસો લેનારા પાસેથી કરજ અપાવવું. (એનો સવિસ્તર વિસ્તાર આગળ આવવાનોજ છે.) પણ એક વખત જૂદા થયા પછી એકાદો પુત્ર ફરીને પિતાની સાથે એકઠો થાય તો તેને પણ માંહે ગણીને વિભાગ કરવો. મનુ કહેછે કે,—

વિભાગ થયા પછી જન્મેલા પુત્રે માત્ર પિતાનુંજ દ્રવ્ય લેવું. અથવા જો બીજા પુત્રો એક- વાર જૂદા થઇને પછી ફરીને પિતાની સાથે આવી એકઠા થયા હોય તો તેમની સાથે વિભાગ કરીને તે લેવું.

પિતાના મરણ પછી કરવાની વેહેચણ વખતે મા, સાવકી મા, અથવા ભોજાઈ (ભાઇની વહુ) ગર્ભવતી છે એમ જાણ્યામાં ન હોય અને પછી તેને પુત્ર થાય ત્યારે પિતાના મરણ પછી કરવાની વેહેચણના સંબંધમાં તેને કેટલો હિસ્સો આપવો એ સંબંધી વિશેષ નિયમ યાજ્ઞવલ્ક્ય કહે છે;—

પુત્રો વગેરેએ વેહેચણ કર્યા પછી સવર્ણ સ્ત્રીને પુત્ર થાય તો તેને વિભાગ લેવાનો હક છે. એટલે વારસાના વિભાગ એવી રીતે કરવા કે ભાઇઓ વગેરેએ પોતપોતાના હિસ્સામાંથી કાંઈ કાંઈ ભાગ કાઢીને, પછી જન્મેલા પુત્રને પોતાના ભાગ જેટલો ભાગ થાય તેમ કરી આપવું.

વિષ્ણુ—બાપ પાસેથી વિભક્ત થયેલા પુત્રોએ વિભાગ કર્યા પછી જન્મેલા પુત્રને હિસ્સો આપવો. અહીં જે પુત્રોનો હિસ્સો સમજવો તે નફાનુકશાનને લીધે ઓછો વત્તો થયેલો નહિ જોઇએ. પણ તેવા કારણથી ઓછો વત્તો થયેલો હોય તો તે વિષે તેજ સ્મૃતિકાર કહે છે કે,—

તેને જે હિસ્સો આપવો તે નફાનુકશાન બાદ કરીને બાકી રેહેલી મિલકત જેવી દેખાતી હોય તેના પ્રમાણમાં આપવો.

ટીકા—દૃશ્યાત્ એટલે પ્રત્યક્ષ જેવી મિલકત હોય તેમાંથી.

વિભાગ સમયે ગર્ભવાળી સ્ત્રીના વિભાગ વિશે.

भ्रातृणांविभागकालेविशेषमाहवसिष्ठः। अथभ्रातृणांदायविभागो ॥ याश्चानपत्यास्त्रियस्तासामापुत्रलाभादिति । प्रतीक्षाकार्यैतिशेषः। पितृमरणोत्तरविभागेविशेषमाहबृहस्पतिः॥ असंस्कृताभ्रातरस्तुये स्युस्तत्रयवीयसः। संस्कार्यापूर्वजेनैवपैतृकान्मध्यमाद्धनात् ॥ यवीयांसइति । नुमूदीर्घाभावश्चछांदसः

ભાઈઓ ભાઈઓમાં વેહેંચણ કરતી વેળાએ કાંઈ વિશેષ કરવાનું હોય છે તે વિશે વસિષ્ઠ કહે છે કે,—

હવે વારસાના વિભાગ શી રીતે કરવા તે કહીએ છીએ. જેને વિભાગ મળવાનો હકછે તેને સંતાન ન હોય અને તે સ્ત્રીઓ ગર્ભવતી હોય તો તેમની પ્રસૂતિ થાય ત્યાં સુધી વાટ જોવી.

ટીકા—प्रतीक्षाकार्या આ શબ્દ મૂળગ્રંથમાં નથી, પણ અર્થ પુરો કરવામાટે લેવો જોઇએ.

પિતાનું મરણ થયા પછી વિભાગ કરવા હોય તો તે સંબંધી બૃહસ્પતિ કાંઈ વિશેષ કહે છે કે, વિભાગ કરતી વેળાએ વ્રતબંધાદિક સંસ્કાર કર્યા વિનાના નાના ભાઈઓ હોય તો પિતાના સામયિક દ્રવ્યમાંથી ખર્ચ કરીને મોટા ભાઇએ તેના સર્વ સંસ્કાર કરવા.

ટીકા—મૂળમાં यवीयसः એવો શબ્દ છે; ખરૂં જોતાં यवीयांसः એમ જોઇએ. પણ આ જગોએ નુમ્આગમ અને દીર્ઘ કર્યા નથી તે છાંદસ (એટલે વેદની ભાષાના નિયમને અનુસરીને કરેલો) પ્રયોગ છે.

બેહેનોને પરણાવવી વગેરે.

भ्रातृग्रहणंभगिनीनामप्युपलक्षणं। तथाचनारदः । असंस्कृतास्तुयास्तत्रपैतृकादेवतांधनात् । संस्कार्याभ्रातृभिर्ज्येष्ठैःकन्यकाश्चयथाविधीति । भगिनीसंस्कारेविशेषमाहयाज्ञवल्क्य । असंस्कृतास्तुसंस्कार्याभ्रातृभिःपूर्वसंस्कृतैः । भगिन्यश्चनिजादंशाद्दत्वांशंतुतुरीयकम् । यज्जातीयाकन्यातज्जातीयपुत्रस्ययावान्भागःतस्यचतुर्थंचतुर्थमंशंप्रतिभगिनींदत्वाताःसंस्कर्त्तव्याइत्यर्थः ।

આ સ્મૃતિમાં 'ભાઈ' એવું કહેલું છે તે ઉપલક્ષણ છે; એટલે તે શબ્દથી બેહેન પણ સમજવી. તેમજ નારદ કહેછે કે,—

તે સમયે જે બેહેનોના લગ્ન વગેરે સંસ્કાર થયેલા ન હોય, તે સર્વ સંસ્કાર શાસ્ત્રવિધિ પૂર્વક મોટા ભાઇઓએ પિતાના એકંદર દ્રવ્યમાંથી ખર્ચ કરીને કરવા.

બેહેનોનો સંસ્કાર કરવા સંબંધી વિશેષ વાત યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—

વિભાગ કરતી વેળાએ જે ભાઇઓના ઉપવીત વગેરે સંસ્કાર થયા નથી તેમના ઉપવીત વગેરે સંસ્કાર કરવાને જે ખરચ લાગે તે બાદ કરીને બાકીના દ્રવ્યના વિભાગ કરવા. જે બેહેનોનાં લગ્ન થવાનાં છે તે પ્રત્યેકને સર્વ ભાઈઓએ પોતપોતાની ! જાતિના ક્રમ પ્રમાણે આ ગ્રંથમાં કહેલા હિસ્સાનો ચોથો હિસ્સો આપવો. તાત્પર્ય એ છે કે, જે વર્ણની કન્યા હોય તે વર્ણમાંના પુત્રને હિસ્સે જે ભાગ આવે તેનો ચોથો હિસ્સો 'પ્રત્યેક બેહેનને પ્રથમ આપીને તેમનો સંસ્કાર કરવો.

पुत्रोना बार प्रकार.

दायग्रहणव्यवस्थोपयोगितयामुख्यगौणपूत्रव्यवस्थामाहयाज्ञवल्क्यः औरसोधर्मपत्नीजस्तत्समःपूत्रिकासुतः ॥ क्षेत्रजःक्षेत्रजातस्तुसगोत्रेणेतरेणवा ॥ गृहेप्रच्छन्नऊत्पन्नेगूढजस्तुसुतःस्मृतः॥ कानीनःकन्यकाजातोमातामहसुतोमतः ॥ अक्षतायांक्षतायांवाजातःपौनर्भवःस्मृतः ॥ दद्यान्मातापितावायंसपूत्रोदत्तकोभवेत् ॥ क्रीतश्चताभ्यांविक्रीतःकृत्रिमःस्यात्स्वयंकृतः दत्तात्मानुस्वयंदत्तोगर्भेवितःसहोढजः ॥ उत्सृष्टोगृह्यतेयस्तुसोपविद्धोभवेत्सुतः ॥

વારસાનો વિભાગ લેવાની વ્યવસ્થામાં ઉપયોગી પડે માટે મુખ્ય પુત્ર અને ગૌણ પુત્રની વ્યવસ્થા યાજ્ઞવલ્ક્ય કહે છે કે—

(૧) શાસ્ત્રોક્ત ધર્મ પ્રમાણે લગ્ન થયેલી સ્ત્રીને વિષે ઉત્પન્ન થએલો તે 'ઔરસ' પુત્ર જાણવો. (૨) દીકરીનો પુત્ર એ પણ ઔરસ પુત્રની સમાન જાણવો. (૩) ક્ષેત્રજ એટલે સ્વામિના સગોત્ર પુરૂષથી અથવા બીજા પુરૂષથી સ્ત્રીને થએલો પુત્ર. (૪) જેનો બાપ પ્રસિદ્ધ નથી એવો ઘરમાં ને ઘરમાંજ ગુપ્તપણે ઉત્પન્ન થયો હોય તે પુત્રને 'ગૂઢજ' એમ કહેલો છે. (૫) લગ્ન કર્યા વિનાની સ્ત્રીને થએલો પુત્ર તે 'કાનીન' કહેવાય છે; આ પુત્ર માના બાપનો પુત્ર એમ માનેલું છે. (૬) જે સ્ત્રીનો વિવાહ સંસ્કાર એકવાર થયો છે. તે સ્ત્રીનો ફરીને જો વિવાહ સંસ્કાર થાય તો તેને પુનર્ભૂ સ્ત્રી જાણવી. તેવી સ્ત્રીને પ્રથમ વિવાહ થયા પછી પુરૂષ સુખ મળ્યું હોય તો તેને ક્ષત સ્ત્રી જાણવી અને ન મળ્યું હોય તો અક્ષત સ્ત્રી જાણવી. ક્ષત કે અક્ષત ગમે તેવી હો પણ પુનર્ભૂ સ્ત્રીને વિષે થએલા પુત્રને 'પૌનર્ભવ' જાણવો. (૭) પિતા કે માતાએ જે બીજાને આપેલો હોય તે પુત્ર દત્તક કહેવાય. (૮) માતા પિતાએ વેચાણ લીધેલો પુત્ર તે 'ક્રીત' પુત્ર જાણવો. (૯) પોતાની મેળેજ જે દીકરો થઈ રહેલો હોય તે 'કૃત્રિમ' પુત્ર કહેવાય. (૧૦) પોતાની મેળેજ જે બીજાનો આપાયલો હોય તે 'સ્વયંદત્ત' પુત્ર કહેવાય. (૧૧) લગ્ન થતાં પેહેલાં (બીજા થકી) જે ગર્ભમાં રહેલો પુત્ર હોય તે 'સહોઢજ' કહેવાય. (૧૨) માતા પિતાએ નાખી દીધેલા પુત્રને બીજો કોઈ લઈ જઇને પુત્ર પ્રમાણે તેનો સ્વિકાર કરે તો તે 'અપવિદ્ધ' પુત્ર કહેવાય.

ગૌણ પુત્ર.

सवर्णायांधर्मपत्न्यामुत्पन्नऔरसःपूत्रोमुख्यः ॥ पुत्रिकासुतोद्वेधा तत्राद्यमाहवसिष्ठः ॥ अभ्रातृकांप्रदास्यामितुभ्यंकन्यामलंकृताम् ॥ अस्यायोजायतेपूत्रः समेपूत्रोभविष्यतीति ॥ अंत्यमाहसएव ॥तृती

यःपुत्रिकैवाति ॥ अस्मिन्पक्षेकन्ययैव पितुरौर्ध्वदैहिकंकार्यं ॥क्षेत्रजःअपुत्रपत्न्यांगुर्वाज्ञयादेवरादिसगोत्रेणोत्पन्नः ॥ अक्षतायांपूर्ववोढ्राभुक्तायांक्षतायांतेनभुक्तायांवावोढ्रंतरेणोत्पन्नःपौनर्भवः ॥ अत्र दत्तकभिन्नागौणाःपूत्राःकलौवर्ज्याः दत्तौरसेतरेषांतुपूत्रत्वेनपरिग्रहःइतितन्निषेधेषुपाठात् ॥

શાસ્ત્રોક્ત વિધિપૂર્વક લગ્ન કરેલી સ્વવર્ણની સ્ત્રીને વિશે ઉત્પન્ન થયેલો ઔરસ પુત્ર એ મુખ્ય. પુત્રિકાસુત બે પ્રકારનો છે. તેનો પેહેલો પ્રકાર વસિષ્ઠ કહે છે કે, મારી આ કન્યાને ભાઈ નથી, તેને અલંકૃત કરીને હું તને આપુંછું; એને જે પુત્ર થશે તે મારો પુત્ર. તેજ સ્મૃતિકાર પુત્રિકાસુતનો બીજો પ્રકાર કહે છે કે, કન્યા એજ ત્રીજો પુત્ર. દીકરીજ પુત્રની પેઠે માનેલી હોય તો પિતાના મરણ પછી તેની ઔર્ધ્વ દૈહિક સંસ્કાર આદિક કન્યાએજ કરવું. ક્ષેત્રજ પુત્ર એટલે શાસ્ત્રમાં કહેલી રીતિ પ્રમાણે ગુરૂની આજ્ઞા લેઈને ભાઇની સ્ત્રી વગેરે સ્ત્રીઓને વિશે દીયર આદિક સગોત્ર પુરૂષે ઉત્પન્ન કરેલો પુત્ર. અક્ષતા એટલે પ્રથમ સ્વામિએ ઉપભોગ કર્યા વિનાની, અને ક્ષતા એટલે પ્રથમ પતિએ ઉપભોગ કરેલી. એવી સ્ત્રીને પછીથી પરણેલા સ્વામિ થકી થયેલો પુત્ર તે પૌનર્ભવ. હવે દત્તક શિવાય બીજા ગૌણ પુત્ર કળીમાં વર્જ્ય છે, કારણ કે કલિયુગમાં વર્જવા જેવી બાબતોમાં "દત્તક અને ઔરસ વિના બીજા પુત્રોનું પુત્રપણે ગ્રહણ કરવું નથી." એમ કહેલું છે.

---

# अथ दत्तक विधिः

## દત્તક પુત્ર પ્રકરણ.

### દત્તકનું લક્ષણ.

मनुःमातापितावादद्यातायमद्भिःपुत्रमापदि । सदृशंप्रीतिसंयुक्तं सज्ञेयोदत्रिमःसुतः॥वाशब्दान्मात्रभावेपितैवदद्यात् । पित्रभावेमातैवोभयसत्वेतूभावपीतिमदनः॥ आपद्ग्रहणादिनापदिनदेयः। अयंनिषेधोदातुरेवपुरुषार्थोनक्रत्वर्थइतिविज्ञानेश्वरः। तन्न ।अस्यवाक्याददृष्टार्थतयाक्रत्वर्थत्वावगमात्कथंचिददृष्टार्थत्वेपिवानियमोऽदृष्टस्य आवश्यकत्वान्नतदतिक्रमेकार्यविशेषप्रयोजकादृष्टसिद्धिः।

**મનુ**—માતા અથવા પિતા અથવા બંને મળીને આપત્કાળમાં (એટલે કુલ્લુકભટ્ટને મતે લેનારો અપુત્ર હોય ત્યારે) પોતાના વર્ણનો અને પ્રીતિ સંપન્ન એવો પોતાના જે પુત્ર ઉદક પૂર્વક આપવામાં આવે છે તેને દત્તક પુત્ર સમજવો.

મૂળ ગ્રંથમાં માતા અથવા પિતા (मातापितावा) એમાં वा શબ્દ છે તેનો અર્થ મદનને મતે એવો થાય છે કે માતા ન હોય તો એકલા પિતાએ આપવો, અને પિતા ન હોય તો એકલી માતાએ આપવો, અથવા બંને હોય તો બંનેએ આપવો. એવો અર્થ થાય છે. आपदि (આપત્તિકાળમાં) એમ કહેલું છે માટે આપત્તિકાળ ન છતાં પુત્ર આપવો નહિ એમ સમજવું. વિજ્ઞાનેશ્વર કહે છે કે આ નિષેધ માત્ર આપનારનેજ લાગુ છે, કેમકે એમાં આપનારનો માત્ર આ લોક સંબંધી અર્થ રહેલો છે પણ કાંઈ યજ્ઞસિદ્ધિનો અર્થ એમાં રહેલો નથી. મતલબ કે આપનારને લોકનીંદા અને લેનારને પુત્ર સુખ પ્રાપ્તિ એવા આ લોકના અર્થ એમાં છે પણ શાસ્ત્રોક્ત પારલૌકિક એમાં નથી માટે લોક નીંદાવાળું કૃત્ય આપતકળ વિના કરવું નહિ. અને એ રીતે એ નિષેધ માત્ર આપનારનેજ લાગુ થાય છે. પણ એમ નથી. કારણ કે મૂળમાં જે નિષેધપરત્વે કહેલું વચન છે તેનો સંબંધ અદૃષ્ટ ફળ સાથે રહેલોજ છે, અને તેથી યજ્ઞયાગ વગેરેની સિદ્ધિ વિરૂદ્ધજછે એમ નિશ્ચય થાય છે. કદાચિત ગમે તેમ કરીને આ વાક્યમાં દૃષ્ટાર્થકતા આણશો, તો સ્મૃતિમાં જે એમ નિયમ કર્યો છે કે આપત્કાળમાંજ પુત્રનું દાન કરવું, તેનું દૃષ્ટફળ સંભવતું નથી. માટે તેમાં અદૃષ્ટફળ છે એમ કહેવુંજ પડે છે. આટલા માટે નિયમ વિધિનું ઉલ્લંઘન કર્યું તો ઇષ્ટસિદ્ધિનું સાધન ભૂત જે અદૃષ્ટ તેની સિદ્ધિ થનાર નથી. (આ ટીકામાં દૃષ્ટફળ અને અદૃષ્ટફળ એવા શબ્દો આવ્યા છે તેના અર્થ અનુક્રમે આ લોકનું ફળ અને પરલોકનું (પુણ્ય) ફળ, એવા જાણવા.

**आपद्** શબ્દની ટીકા.

**केचित्त्वापच्छब्दस्यस्वार्थत्यागाद्यापत्तेरनापत्परिसंख्यायकत्वाभावे ननिषेधार्थकत्वं । किंत्वापदोनिमित्तमात्रबोधकत्वमेव । नच निमित्तकत्वेऽनापदिपुत्रादानेप्रत्यवायापत्तिः । एतद्वाक्यस्यसंज्ञासंज्ञिसंबंधमात्रबोधकत्वात् ।आपदिनिमित्तेदानविधायकत्वाभावात् ।**

કેટલાક કહેછે કે 'આપત્કાળમાં પુત્ર આપવો' આ વાક્યને, 'આપત્તિકાળ ન હોય તો પુત્ર આપવો નહિ' એવો નિષેધ લાગુ પડતો નથી. કેમકે આપત્કાળમાં આ શબ્દનો અર્થ છોડી દઇને તેથી ઉલટા અર્થની કલ્પના વગેરે કરવી પડવાના કારણથી અનાપત્કાળની નિવૃત્તિ થતી નથી. માટે 'આપત્કાળ' એ શબ્દ કેવળ આપદાનું નિમિત્ત માત્ર બતાવનારો છે. એવી આપદાનું નિમિત્ત આવ્યા છતાં પણ કોઈ કદાપિ પુત્રદાન ન કરે તો તેને કાંઈ દોષ લાગતો નથી. મનુએ કહેલા વચનમાં 'દત્રિમ' એ સંજ્ઞા, અને એ સંજ્ઞા જેને લાગુ થાયછે એવો પુત્ર જે સંજ્ઞી, તેનો સંબંધ માત્ર બતાવેલો છે; પણ આપત્કાળ આવવાથી પુત્રદાન કરવુંજ એવો વિધિ કાંઈ એ સ્મૃતિમાં બતાવ્યો નથી.

यदपिविवाहप्रकरणेतेनैवोक्तंरोगिण्यादिनिषेधातिक्रमे दृष्टविरोध एव। भार्यात्वंतूत्पद्यतएवेति । तदप्यनेनैवापास्तम् ।

વળી વિવાહ પ્રકરણમાં તે વિજ્ઞાનેશ્વરેજ કહ્યું છે કે,—

'રોગવાળી અને જેને ભાઈ નથી એવી કન્યા સાથે વિવાહ કરવો નહિ' એ નિયમનું ઉલ્લંઘન કરવાથી કેવળ દૃષ્ટવિરોધ આવેછે; લગ્ન કરેલી કન્યાનું ભાર્યાપણું તો ઉપજેછેજ. માટે એ વાતનું નિરાકરણ પણ ઉપરના કોટિક્રમથી થઈ જાયછે.

સમાન જાતિનો દત્તક જોઇએ.

सदृशंकुलगुणादिभिर्नजात्या अतःक्षत्रियादिरपिविप्रादेर्दत्तकोभवतीतिमेधातिथिः। सदृशंजात्येतिकुल्लूकभट्टः । युक्तंचेदंयाज्ञवल्क्येन औरसोधर्मपत्नीजइतिद्वादशापिपुत्राननुक्रम्यसजातीयेष्वयंप्रोक्तस्तनयेषुमयाविधिरित्युपसंहारात्स्पष्टीकरिष्यतेचेदंवक्ष्यमाणशौनकवचोभ्यां। विज्ञानेश्वरोप्येव। ज्येष्ठेनजातमात्रेणपुत्रीभवतिमानवइति। ज्येष्ठस्यैवपुत्रकार्यकरणेमुख्यत्वात्सनदेयइत्ययमपिनिषेधोदातुरेव नप्रतिग्रहीतुरित्यपिसः ॥ स्यादयंप्रतिषेधोदातुरेव। यद्येतस्यज्येष्ठदाननिषेधःकतमःस्यान्नतुसोस्तिमानाभावात्। पुत्रीभवतीतिपुत्रीत्वोक्तेः ऋणापाकरणमात्रत्वाच्च । अतएवपितृणामनृणश्चैवसतस्मात्सर्वमर्हतीत्युत्तरार्धसंगच्छते । सर्वंद्रव्यम् ।

**સદૃશ** એવો શબ્દ મૂળમાં છે, તેનો અર્થ કુળ અથવા ગુણે કરીને સમાન, પણ જાતિએ કરીને નહિ. માટે ક્ષત્રિય વગેરે પણ બ્રાહ્મણ વગેરેનો દત્તક થઈ શકે એમ મેધાતિથિ કહે છે. કુલ્લૂક ભટ્ટનો મત એવો છે કે જાતિએ કરીને સમાન જોઇએ. એ કહેવુંજ યોગ્ય છે, કેમકે યાજ્ઞવલ્ક્યે 'ધર્મ પત્નીથી ઉત્પન્ન થયેલો ઔરસ પુત્ર' એમ આરંભીને બારે પ્રકારના પુત્રોનાં લક્ષણ કહ્યાપછી "આ વિધિ મેં સજાતીય પુત્રોનો કહ્યો છે" એમ છેવટ કહ્યું છે. શૌનકનાં બે વચન આગળ લખેલાં છે તે ઉપરથી આ વાત સ્પષ્ટ થશે. વિજ્ઞાનેશ્વર પણ એમ કહે છે કે,—"જ્યેષ્ઠ પુત્ર ઉત્પન્ન થતાંજ માણસ પુત્રવાળો થાય છે" એવું વચન છે, તે ઉપરથી પુત્રને કરવાનાં સર્વ કાર્ય કરવાનો મુખ્ય અધિકાર જ્યેષ્ઠ પુત્રને હોવાથી તેને દત્તક આપવો નહિ, એવો જે નિષેધ છે તે પણ માત્ર આપનારાને લાગુ પડે છે; લેનારાને લાગુ પડતો નથી. જ્યેષ્ઠ પુત્રને દત્તક ન આપવો એવો નિષેધ મનુના તે વચને કર્યો હોત તો તે નિષેધ આપનારને લાગુ પડત, પણ જ્યેષ્ઠને દત્તક

આપવાના નિષેધને પ્રમાણ નથી. બીજુ કારણ એવું છે કે 'માણસ પુત્રવાન થાય છે' એ વાક્યવડે પુત્રવાનપણુંજ માત્ર બતાવ્યું છે, તેનો ઉદ્દેશ માત્ર એટલોજ છે કે પુત્રવાળો ઋણમાંથી મુક્ત થાય છે. આ કારણથી 'જ્યેષ્ઠ પુત્રના જન્મથી પિતા, પિતૃઓના ઋણમાંથી મુક્ત થાય છે, માટે જ્યેષ્ઠ પુત્ર પિતાના સર્વ દ્રવ્યનો માલિક થાયછે.' એમ ઉત્તરાર્ધમાં કહ્યું છે તે યથાર્થ છે. મૂળમાં સર્વ શબ્દ છે તેનો અર્થ દ્રવ્ય.

પુરૂષ માત્ર દત્તક હોઈ શકે છે.

दत्तकश्चपुमानेवभवातिनकन्या । सज्ञेयोदात्रिमःसुतइतिसंज्ञासंज्ञिसंबंधबोधकवाक्यगतेनसइतिसर्वनाम्नामातापितृकर्तृकप्रीतिजलगुणकापन्निमित्तकदानकर्मीभूतसजातीयपुंसएवाष्टवर्षंब्राह्मणमुपनयीततमध्यापयीतेतितच्छेब्देनाष्टवर्ष ब्राह्मण्यपुंस्त्वोपनयनादिसंस्कृतस्यैवपरामर्शात् । एतेनत्क्रेर्मम्नित्यमितिमत्रंतोदात्रिमशब्दोदानानिवृत्तकर्मत्वाविशेषाद्वरायान्यस्मैवादत्तांकंन्यामप्यभिधत्तइतिकेषांचिदुक्तिःपरास्ता

પુરૂષ માત્ર દત્તક હોઈ શકેછે, કન્યા દત્તક હોઈ શકતી નથી; કારણ કે 'તે દત્તક પુત્ર સમજવો' એવું સ્મૃતિ વાક્ય છે, તેથી સંજ્ઞા અને સંજ્ઞી, એ બન્નેનો સંબંધ બતાવનાર આ વાક્યમાં 'સઃ' એવું સર્વનામ છે. તે ઉપરથી માતાપિતાએ પ્રીતિપૂર્વક અને જળપૂર્વક કરેલા તથા આપત્તિકાળ જેનું નિમિત્ત છે, એવા દાનનો વિષયભૂત જે પુરૂષ તેનોજ બોધ થાય છે. જેમ "આઠ વર્ષના બ્રાહ્મણને ઉપવીત આપવું અને તેને અધ્યયન કરાવવું." એમાંના तम् શબ્દવડે આઠ વર્ષના બ્રાહ્મણ, પુરૂષ અને ઉપવીત સંસ્કાર થયેલા પુરૂષનોજ બોધ થાયછે, તેમ અહીં પણ જાણવું. કેટલાકનું મત એવું છે કે 'त्क्रेर्मम् नित्यम्' (એટલે ત્રિ પ્રત્યયાંત શબ્દને મપ્ નિત્ય થાયછે) એ સૂત્રવડે दत्रिम શબ્દ સિદ્ધ થાયછે. માટે એ સ્થળમાં સ્ત્રી કે પુરૂષ ગમે તે વાચ્ય હોય તથાપિ જે અર્થમાં દાનનું કર્મત્વ બન્ને સ્થળમાં સમાન છે, તે અર્થમાં તે શબ્દવડે વરને આપેલી કન્યાનો જેમ બોધ થાયછે, તેમ દત્ત કરીને આપેલી કન્યાનો પણ બોધ થાયછે. પરંતુ એ કહેવું ઉપર કહેલા કારણથી ખોટું ઠરેછે.

દત્તક આપવાનો વિધિ.

पुत्रप्रतिग्रह प्रकारमाहशौनकः शौनकोहंप्रवक्ष्यामिपुत्रसंग्रहमुत्तमं अपुत्रोमृतपुत्रोवापुत्रार्थंसमुपोष्यच वाससीकुंडलेदत्वाउष्णीषंचांगुलीयकं आचार्यंधर्मसंयुक्तंवैष्णवंवेदपारगं बर्हिःकुशसमं

चैवपालाशंचेध्ममेवच एतानाहृत्यबंधूंश्चज्ञातीनाहूयसत्तमः बंधून न्नेनसंभोज्यब्राह्मणांश्चविशेषतः अन्वाधानादियत्तंत्रंकृत्वाज्योत्पव नादिकं दातुःसमक्षंगत्वातुपुत्रंदेहीतियाचयेत् दानेसमर्थोदास्या मियेयज्ञेनेतिपंचभिः देवस्यत्वेतिमंत्रेणहस्ताभ्यांप्रतिगृह्यच अंगा दंगेत्यृचंजप्त्वाचाघ्रायशिशुमूर्धनि वस्त्रादिभिरलंकृत्यपुत्रच्छायाव हंसुतं नृत्यगीतैश्चवाद्यैश्चस्वस्तिशब्दैश्चसंयुतं गृहमध्येतमादायच रुंहुत्वाविधानतः यस्त्वाहृदात्यृचाचैवतुभ्यमग्नऋचैकया सोमोदददि त्येताभिःप्रत्यृचंपंचभिस्तथा स्विष्टकृदादिहोमंचहुत्वाशेषंसमापयेत् ब्राह्मणानांसपिंडेषुकर्त्तव्यःपुत्रसंग्रहः तदभावेऽसपिंडोवाअन्यत्र तुनकारयेत् क्षत्रियाणांस्वजातौवागुरुगोत्रसमोपिवावैश्यानांवैश्य जातेषुशूद्राणांशूद्रजातिषु सर्वेषांचैववर्णानांज्ञातिष्वेवनचान्यतः दौहित्रोभागिनेयश्चशूद्रस्यापिचदीयते नैकपुत्रेणकर्तव्यंपुत्रदानंक दाचन बहुपुत्रेणकर्तव्यंपुत्रदानंप्रयत्नतः दक्षिणांगुरवेदत्वायथाश क्तिद्विजोत्तमः नृपोराष्ट्रार्धमेवापिवैश्योवित्तशतत्रयम्शूद्रःसर्वस्वमे वापिअशक्तश्चेद्यथाबलम् छायावहंसदशम्

પુત્ર દત્તક લેવાની રીતિ શૌનક કહેછે;—હું શૌનક દત્તપુત્ર લેવાની ઉત્તમ રીતિ કહુંછું. જે મનુષ્ય સંતતિ ન હોય અથવા સંતતિ મરી ગયેલી હોય તેણે દત્તપુત્ર લેવો હોય તો પુત્રને માટે ઉપવાસ કરવો; અને સર્વ વેદ જાણનારા, વિષ્ણુભકત અને સ્વધર્મથી ચાલનારા એવા પોતાના આચાર્યને ધોતીજોડો, કાનમાંનાં કુંડળ, પાઘડી, અંગૂઠીઓ, એ આપવું. પછી દર્ભસમાન (દર્ભનું) આસન, ખાખરનું સમિધ, એ સામગ્રી લાવીને તે ઉત્તમ પુરૂષે પોતાના બાંધવોને બોલાવવા. પછી અન્નવડે બંધુઓને જમાડવા તથા વિશેષે કરીને બ્રાહ્મણોને તૃપ્ત કરવા. અને અન્વાધાનાદિ (અગ્નિ ઉપર સમિધ નાખવું વગેરે) તથા ઘૃતશુદ્ધિ વગેરે કરીને દત્તક આપનારની સામે જઈને 'પુત્ર આપ' એ પ્રકારે પ્રાર્થના કરવી. દત્તક આપનાર પુત્રનું દાન કરવાને સમર્થ હોય તો તેણે येयज्ञेन० એવા પાંચ મંત્રો ભણીને 'આપીશ' એમ કહેવું. લેનારાએ देवस्यत्वा० એ મંત્ર ભણીને,બન્ને હાથે તે પુત્રને લેવો પછી अंगादंगात्० એ ત્રણ મંત્રો ભણીને બાળકના માથાનો વાસ

લેવો. પછી પુત્રને વસ્ત્ર પેહેરાવીને અને તેના અંગ ઉપર અલંકાર ધારણ કરાવીને પોતાના પુત્રની છાયા પ્રમાણે માનેલા એ પુત્રને નૃત્ય, ગીત, વાદિત્ર અને મંગળ શબ્દોસહિત ઘરના મધ્ય ભાગમાં આણવો. પછી શાસ્ત્રોક્ત માર્ગ પ્રમાણે ભાતનો હોમ કરવો. એ હોમ यस्त्वाहृदा० એવા ત્રણ મંત્રો, तुभ्यमग्ने० એવો એક 'મંત્ર, અને सोमोददत्० એવો એક મંત્ર, એમ પાંચ મંત્રથી કરવો૦—પછી સ્વિષ્ટકૃત આદિ દેવતાઓનો હોમ કરીને હવન સમાપ્ત કરવો. બ્રાહ્મણે દત્તપુત્ર લેવો હોય તો સપિંડને લેવો અને તે ન હોય તો પછી અસપિંડને પણ લેવો. પણ તે ન મળે તો ભિન્નવર્ણનો દત્તપુત્ર લેવો નહિ. ક્ષત્રિયે પોતાના વર્ણનો અથવા ગુરૂના ગોત્રનો હોય તે લેવો. વૈશ્યેવૈશ્ય જાતિમાંથી અને શૂદ્રે શૂદ્ર જાતિમાંથી લેવો. સર્વ વર્ણના લોકોએ પોત પોતાની જાતિનોજ દત્તપુત્ર લેવો; બીજી જાતિનો લેવો નહિ. શૂદ્ર વર્ણમાં દીકરીનો દીકરો તથા બેનનો દીકરો એ મુખ્ય દત્તક અપાય છે. જેને એકનો એકજ છોકરો હોય તેણે કદીપણ પુત્રદાન કરવું નહિ. જેને અનેક પુત્ર હોય તેણે યત્ને કરીને પુત્રદાન કરવું. પુત્ર લેનારાએ પોતાની શક્તિ પ્રમાણે ગુરૂને દક્ષિણા આપવી. દત્તપુત્ર લેનારા રાજાએ અરધું રાજ્ય પણ આપવું. વૈશ્યે ત્રણસે રૂપિયા આપવા. શૂદ્રે તો પોતાની માલકીનું સર્વસ્વ આપવું. એટલું આપવાની શક્તિ ન હોય તો શક્તિ પ્રમાણે આપવું. મૂળ ગ્રંથમાં छायावहं એવો શબ્દ છે એનો અર્થ એવો કે પુત્ર સમાન કે પુત્ર સરખો.

શુદ્રના દત્તક સંબંધી વિવેચન.

दौहित्रोभागिनेयश्चेतियथाभूतभाव्योपयोगित्वेनदंडस्यमैत्रावरुणायदंडंप्रयच्छतीत्यत्रसंभवत्यपिभाव्यत्वेचतुर्थ्यादंडी प्रैषानन्वाहेति प्रैषानुवचनकर्तृत्वेनभाव्युपयोगिनोमैत्रावरुणस्यैवभाव्यत्वमुक्तम् तथेहाप्यनपाकृतर्णत्वेनचतुर्थ्यर्थषष्ठ्याशूद्रस्यैव दौहित्रभागिनेयावपिप्रातिशेषितयाभाव्यत्वम् अतस्तयोरेवाविधेयत्वेनदौहित्रभागिनेयावेवशूद्रस्येतिनियमविधिविषयताप्युक्ता शूद्रस्यत्वाविधेयत्वेनतद्विषयत्वायोगात्तौशूद्रस्यैवेतिवचनव्यक्तौविप्रादिशेष्यंतरपरिसंख्यापत्तेः तस्माद्दौहित्रभागिनेयावेवशूद्रस्यमुख्यौ तदभावेऽप्यन्योपिसजातीयः शूद्राणांशूद्रजातिष्वितितेनैवोक्तेः नचेदंजातिपदंदौहित्रभागिनेययोरेवोपसंह्रियते दौहित्रत्वभागिनेयत्वयोःसजातीयत्वस्यचपरस्परव्यभिचारित्वात् एकस्मृतौसामान्यवाक्यवैयर्थ्यापत्तेश्च विवृतंचै

तन्द्वैतनिर्णयेतातचरणैः शिष्टाचारोप्यवम्

મૂળ ગ્રંથમાં 'દીકરીનો કે બેનનો દીકરો' એવું વાક્ય છે. આ સ્મૃતિનો અર્થ દીકરીનો અથવા બેનનો દીકરો દત્તક લેવાનો આધિકાર શુદ્રનેજ છે એવો સમજવો કે દીકરીનો કે બેનનો દીકરો એજ માત્ર શુદ્રનો દત્તક હોઇ શકેછે એવો સમજવો? હવે જેમ मैत्रा वरुणा यदंडं प्रयच्छति (મૈત્રા વરૂણને દંડ આપેછે.) આ વાક્યમાં પૂર્વે થયેલો અને હવે પછી થવાનો ઉપયોગ હોવાના કારણથી દંડને ભાખ્યત્વ (મુખ્ય કહેવાપણું) સંભવેછે તથાપિ मैत्रा वरुणाय એ ચોથી વિભક્તિ છે તેથી 'दंडी प्रैषानन्वाह' (દંડી પ્રૈષને કહેછે) એ વાક્યમાં જેમ દંડીને ભાખ્યત્વ કહેલુંછે તેમ અહીં પણ ભાખ્ય વિષયને ઉપયોગી જે મૈત્રા વરૂણ, તેનેજ ભાખ્યત્વ કહેલુંછે. અને એજ રીતે આ જગોએ પણ ત્રણ અદા કરવું નથી માટે ચતુર્થીને અર્થે વપરાયલી ષષ્ઠી વિભક્તિના યોગથી શુદ્રનેજ ભાખ્યત્વ સંભવેછે અને દૌહિત્ર તથા ભાણેજ એમનું ભાખ્યત્વ શુદ્રનેજ અવલંબીને રહ્યુંછે. એ કારણથી દૌહિત્ર અને ભાણેજ એમનેજ અપ્રાધાન્ય પ્રાપ્ત થવાથી દૌહિત્ત અને ભાણેજ એજ શુદ્રના દત્તક હોઇ શકેછે એવી રીતે નિયમ વિધિનું વિષયપણું પણ સમજાયછે. શુદ્રને અવિધેયત્વ (મુખ્યત્વ) પ્રાપ્ત થવાથી તે વિધિનો વિષય શુદ્ર હોઇ શકતો નથી. તેથી શુદ્રનેજ દૌહિત્ર અને ભાણેજ દત્તક લેવાનો હક છે એમ નિયમ વિધિ સંભવતો નથી. જો એ વચનનો અર્થ એમ માનીએ કે દૌહિત્ર અને ભાણેજ શુદ્રનાજ દત્તક થઈ શકે છે ત્યારે બ્રહ્માદિ ત્રણ વર્ણના લોકો તેમને દત્તક લેઇ શકે નહિ એવો અર્થ કરવો પડે. માટે શુદ્રને ભાણેજ અને દૌહિત્ર એજ દત્તક લેવામાં મુખ્યછે, એ સિદ્ધાંત; તે જો ન હોય તો પોતાની જાતિના બીજાને પણ દત્તક તે લેઈ શકે. કેમકે તે શૌનકનુંજ વચનછે કે "શુદ્રોએ શુદ્ર જાતિમાંનોજ દત્તક લેવો." 'જાતિ' શબ્દનો અર્થ 'દૌહિત્ર અને ભાણેજ' એવો સંકુચિત ન કરવો. કેમકે જે જે સજાતિય હોય તે તે દૌહિત્ર અને ભાણેજ હોઇ શકતા નથી. માટે જાતિ શબ્દનો અર્થ 'દૌહિત્ર અને ભાણેજ' એટલોજ કરવાથી ઉપર કહ્યું તેમ પરસ્પર *અબિચારિપણું પ્રાપ્ત થાયછે. વળી બીજું કારણ એવુંછે કે એમ કરવાથી એકજ સ્મૃતિમાં કહેલું સામાન્ય વાક્ય ("શુદ્રોએ શુદ્ર જાતિનોજ દત્તક લેવો") વ્યર્થ થાયછે. આ વિષયનો સવિસ્તર નીર્ણય અમારા પિતાજીએ દ્વૈત નીર્ણય નામે ગ્રંથમાં કર્યો છે. અને શિષ્ટ સંપ્રદાય પણ એવોજ છે.

શૂદ્રનો દત્તક વિધિ.

एवंचनिषादस्थपतिवत्तस्याधिकारेसिद्धेयच्छुद्रिविवेकेउक्तम् ॥ वैदिकमंत्रसाध्यहोमवतिपुत्रप्रतिग्रहे शूद्रस्यानधिकारइतितदपास्तम् ॥ समंत्रकहोमस्तुतेनविप्रद्वाराकार्यः ॥ उपवासोव्रतंहोमस्तीर्थस्नानजपादिकम् विप्रैःसंपादितंयस्यसपन्नंतस्यतत्फलमिति

* એકજ વસ્તુમાં બે ધર્મમાંનો એક ધર્મ ન હોવો તેને બ્યભિચાર કહેછે.

पराशरोक्तेः ॥ स्मार्तहरिनाथावप्येवमेव ॥ यत्तुपराशरएव ॥ दक्षिणार्थंतुयोविप्रः शूद्रस्यजुहुयाद्धविः ब्राह्मणस्तुभवेच्छूद्रः शूद्रस्तुब्राह्मणोभवेदितितत्तुशूद्रस्यकर्मसाद्गुण्यंविप्रस्यचदोषंप्रतिपादयतीतिमाधवः ॥ ३ ॥

શુદ્ધિવિવેક નામે ગ્રંથમાં કહ્યું છે કે દત્તક પુત્ર લેવામાં વૈદિક મંત્ર સહિત હોમ કરવો પડે છે; તે કરવાનો શૂદ્રને અધિકાર નથી, માટે દત્તક લેવાનો પણ શૂદ્રને અધિકાર નથી એ પણ "‡નિષાદસ્થપતિ" ન્યાયથી આ શૌનકના વચન પ્રમાણે ખોટું ઠરેછે. સમંત્રક હોમ તેણે બ્રાહ્મણદ્વારા કરવો. કેમકે " ઉપવાસ, વ્રત, હોમ, તીર્થ, સ્નાન, જપ વગેરે જેને અર્થે બ્રાહ્મણે કરીને, તેનું ફળ તેને આપ્યું હોય તો તે ફળ તેને પ્રાપ્ત થાય છે " એવું પરાશરનું વચન છે. સ્માર્ત અને હરિનાથ એ બન્નેનું પણ એવુંજ મતછે. તે સંબંધી પરાશર કહેછે કે,—" દક્ષિણા મેળવવાના અર્થેથી જે બ્રાહ્મણ શૂદ્રનો હોમ કરેછે તે બ્રાહ્મણ શૂદ્ર થાય છે અને શૂદ્ર બ્રાહ્મણ થાય છે " એનો અર્થ માધવ એવો કરે છે કે—શૂદ્રનું કર્મ યથાસાંગ થાય છે અને બ્રાહ્મણને દોષ પ્રાપ્ત થાય છે.

સ્ત્રીનો અધિકાર શૂદ્ર પ્રમાણે.

स्त्रियाअपिशूद्रवदेवाधिकारः स्त्रीशूद्राश्चसधर्माणइतिवाक्यात्। वसिष्ठः शुक्रशोणितसंभवःपुरुषोमातापितृनिमित्तकस्तस्यप्रदानविक्रयपरित्यागेषुमातापितरौ प्रभवतोनत्वेकंपुत्रंदद्यात्प्रतिगृह्णीयाद्वासहित्रायतेंपुरुषंनतुस्त्रीपुत्रंदद्यात्प्रतिगृह्णीयाद्वान्यत्रानुज्ञानाद्भर्तुः ॥ पुत्रंप्रतिगृहीष्यन्बंधूनाहूयराजनिचावेद्यनिवेशनस्यमध्येव्याहृतिभिर्हुत्वादूरेबांधवंसन्निकृष्टमेवगृह्णीयात् ॥ संदेहेचोत्पन्नेदूरेबांधवंशूद्रमिवस्थापयेत् विज्ञायतेह्येकेनबहूंस्तारयेदिति ॥ तस्मिंश्चेत्प्रतिगृहीते औरसउत्पद्येतचतुर्थभागभागीस्यादिति ॥ भर्त्रनुज्ञातुसधवायाएवदृष्टार्थत्वात् ॥ विधवायास्तुतांविनापिपितुस्तदभावेज्ञातीनामाज्ञयाभवति ॥ अतएव ॥ रक्षेत्कन्यांपितावि‌नाप

‡ 'निशादस्थपतिं याजयेत्' એવું વેદ વાક્યછે. પણ નિષાદનોસ્થપતિ (સુતાર) ને ઉપવીત નથી માટે યજ્ઞ કરવાનો અધિકાર નથી; પરંતુ આ વચનના બળથી તેને ઉપવીત આપીને તેની પાસે યજ્ઞ કરાવાયછે. (જૈમિનિ પૂર્વમીમાંસા અ. ૬, પા. ૧, સૂ. ૫૧.)

तिःपुत्रास्तुत्रार्धके अभावेज्ञातयस्तेषांनस्वातंत्र्यंक्वाचित्स्त्रियाइतिया ज्ञवल्क्येनावस्थाविशेषएवभर्तुःपारतंत्र्यमुक्तम् तदभावेवार्द्धकादि नातस्याक्षमतायांवापुत्रादीनामपि कात्यायनेनापि नारीखल्वननुज्ञा तापित्राभर्त्रासुतेनवा विफलंतद्भवेत्तस्यायत्करोत्यौर्ध्वदेहिकमित्यव स्थाविशेषएवभर्त्राद्यनुज्ञोक्ताऔर्ध्वदेहिकंपारलौकिकम् अतोय स्यामवस्थायांभर्त्रनुज्ञाप्राप्तासैवात्रानूद्यते नत्वपूर्वाविधीयते अतो विधवायाभर्तुराज्ञांविनाप्यधिकारः

સ્ત્રી અને શુદ્રનો ધર્મ સમાન છે એવું વચન છે, માટે સ્ત્રીને પણ શુદ્રની પેઠેજ અધિકાર છે. તે વિશે વશિષ્ઠ—રૂધિર અને વીર્યનો બનેલો તથા માતા પિતા એ બન્નેના કારણથી ઉપજેલો એવો પુત્ર છે માટે તેને આપવો, વેચવો અથવા તજી દેવાનો માતા પિતાનો અધિકાર છે. પણ એકજ પુત્ર હોય તો કોઇએ આપવો નહિ કે કોઇએ લેવો પણ નહિ. કારણ કે તે પુરૂષને પુત નામે નરકથી તારે છે. સ્વામિની રજા વિના સ્ત્રીએ પુત્ર આપવો નહિ કે લેવો નહિ. જેણે દત્તપુત્ર લેવો હોય તેણે પોતાના બાંધવોને બોલાવવા અને રાજાને તે વાતની જાણ કરવી. તથા ઘરના મધ્ય ભાગમાં વ્યહૃતિ મંત્રોવડે હોમ કરીને પોતાના વર્ણના અને પોતાની જાતિમાંના નજીકના પુત્રને દત્તક લેવો. જ્યાં સંશય હોય ત્યાં જેના જ્ઞાતિબંધુ દુરછે તેવા પુત્રને શુદ્ર પ્રમાણે બિલકુલ દુર રાખવો કારણ કે, આ વાત સહુ જાણેછે કે દત્તક લીધેલા એકજ પુરૂષવડે દત્તક લેનારો ઘણાને તારેછે. જો દત્તક લીધા પછી ઔરસ પુત્ર ઉત્પન્ન થાય તો દત્તક લીધેલા પુત્રને ઔરસ પુત્રના હિસ્સાનો ચોથો ભાગ આપવો. સ્વામિની આજ્ઞા લેઇને દત્તક લેવો એવું જે પાછળ લખ્યુંછે તે માત્ર સધવાનેજ લાગુછે એમ સ્પષ્ટછે. વિધવાને તો સ્વામિની આજ્ઞા ન છતાં પણ પિતાની અને પિતા ન હોય તો જ્ઞાતિજનની આજ્ઞા લેઇને દત્તક લેવાનો અધિકારછે. એવાજ હેતુથી યાજ્ઞવલ્ક્યે પણ સાધવાપણામાંજ સ્ત્રીઓ સ્વામિને આધીનછે એમ કહ્યુંછેઃ તે કહેછે કે,—સ્ત્રીઓનું કન્યા અવસ્થામાં પિતાએ, લગ્ન થયા પછી પતિએ અને વૃદ્ધાવસ્થામાં પુત્રોએ, રક્ષણ કરવું. પુત્ર ન હોય તો જ્ઞાતિજનોએ તેનું રક્ષણ કરવું સ્ત્રીઓને સ્વતંત્રપણું કોઈ પણ કાર્યમાં નથી. તે ન હોય અથવા વૃદ્ધાવસ્થાને લીધે અથવા બીજા કોઇ કારણથી તે રક્ષણ કરવાને અશક્ત હોય તો પુત્રો વગેરે ઉપર પણ સ્ત્રી આધાર રાખીને રહેછે. પિતાની સ્વામિની, વગેરે આજ્ઞા લેવા વિષે જે શાસ્ત્રછે, તે તે તે વયમાંજ માત્ર લાગુછે એવો કાત્સાયનનો પણ અભિપ્રાયછે. જેમ,—"કોઈ પણ ઔર્ધ્વ દેહિક (પાર લૌકિક ક્રિયા) ધર્મ કૃત્ય બાપ, સ્વામિ કે પુત્રની આજ્ઞા લીધા વિના સ્ત્રી કરે તો તે વ્યર્થ છે." 'ઔર્ધ્વદેહિક' એટલે પરલોકને ઉદ્દેશીને કરેલું ધર્મ કૃત્ય. આ ઉપરથી જે અવસ્થામાં સ્વામિના આજ્ઞા લેવી જરૂરછે એ સંબંધી જે કાંઈ

પૂર્વે કહ્યુંછે, તેનોજ આ અનુવાદછે; હા કોઈ નવો નિયમ સ્થાપન કરેલો નથી. આ કારણથી સ્વામિની આજ્ઞા લીધા વિના પણ વિધવાને દત્તક લેવાનો અધિકાર છે એમ સિદ્ધ થાય છે.

શબ્દોનું વિવેચન.

अदूरेबांधवोयथायथंसंनिहितःसपिंडः संनिहितेष्वपिभ्रातृपुत्रोमुख्यः भ्रातृणामेकजातानामेकश्चेत्पुत्रवान्भवेत् सर्वेतेतेनपुत्रेणपुत्रिणोमनुरब्रवीदितिमनूक्तेरितिमिताक्षरायाम् इदमेवचैतद्वचसःप्रयोजनंयुक्तमन्यासंभवात् दूरेबांधवंविजातीयं

મૂળમાં 'अदूरेबांधवः' એવો શબ્દ છે તેનો અર્થ એવો થાયછે કે, જેટલો નજિકનો સપિંડ પુરૂષ મળે તેટલો, કેવળ નજિકના સપિંડમાં ભાઇનો પુત્ર મુખ્ય. કારણ કે મિતાક્ષરા ગ્રંથમાં મનુસ્મૃતિનો આધાર બતાવેલો છે જેમ,—એક બાપ થકી ઉત્પન્ન થયેલા ભાઇઓમાંથી જો એક પુત્રવાળો હોય તો તે પુત્રવડે કરીને બાકીના સર્વે બાંધવો પુત્રવાન થાયછે. એવું મનુનું વચન છે. આ વચનનો હેતુ એવો છે કે દત્તક લેવો હોય તો જ્યાં સુધી ભાઇનો પુત્ર મળે ત્યાં સુધી તેજ લેવો એમ છે. બીજો હેતુ હોવાનો તેવો સંભવ દેખાતો નથી. दूरेबांधवं એટલે વિજાતીય.

લગ્ન થયેલો દત્તક.

दत्तकस्तुपरिणीतउत्पन्नपुत्रोऽपिचभवतीतितातचरणाः युक्तंचेदं बाधकाभावात् यत्तुकालिकापुराणे पितुर्गोत्रेणयःपुत्रःसंस्कृतःपृथिवीपते आचूडांतंनपुत्रःसपुत्रतांयातिचान्यतः चूडोपनयनसंस्कारानिजगोत्रेणवैकृताः दत्ताद्यास्तनयास्तेस्युरन्यथादासउच्यते उर्ध्वंतुपंचमाद्वर्षान्नदत्ताद्याःसुतानृप गृहीत्वापंचवर्षीयंपुत्रेष्टिंप्रथमंचरेदिति तदसगोत्रपरम् आचूडांतमित्याङभिव्याप्त्यर्थोमर्यादार्थत्वेनचूडोपनयनसंस्कारादित्यनेनविरोधापत्तेः इदंतुवचोनतथाविस्रंभणीयम् द्वित्रिकालिकापुराणपुस्तकेष्वदर्शनात्

અમારા પિતાજીનો અભિપ્રાય એવો છે કે જેનું લગ્ન થયેલું છે તથા જેને પુત્ર પણ થયેલો છે એવો પુરૂષ દત્તક થઈ શકેછે.એ યોગ્યછે કારણ કે એને કોઈ જગોએ બાધક નથી. કાળીકા પુરાણમાં જે એમ કહ્યું છે કે "હે રાજા, ચૌલકર્મ સંસ્કાર કરતાં સુધી જે પુત્ર પિતાના ગોત્રમાં રહીને સંસ્કાર પામ્યો હોય તે પુત્ર બીજાનો પુત્ર થઈ શકતો નથી જે

પુત્રનું ચૌલકર્મ અને ઉપવીત સંસ્કાર પુત્ર લેનારાએ પોતાના ગોત્રમાં કર્યાં હોય તે દત્તક આદિ પુત્ર થઈ શકેછે; એમ ન હોય તો તે દાસ ગણાય. જે પુત્ર પાંચ વર્ષની ઉમ્મર થયા પછી દત્તક કરીને આપ્યો હોય તે દત્તક વગેરે થઈ શકતો નથી; પાંચ વર્ષનો છોકરો લઇને પ્રથમ પુત્રેષ્ટિ સંસ્કાર કરવો." આ વચન અન્યગોત્રના પુત્રને લાગુ છે. 'आचूडांतं' ચૂડાકર્મ સુદ્ધાં પૂર્વના સંસ્કાર થયા હોય ત્યાં સુધી એવા અર્થમાં आङ् ઉપસર્ગ છે. ચૂડાકર્મ વિના પૂર્વના સંસ્કાર કરેલા હોય એવા અર્થમાં आङ्નો અર્થ કરીએ તો 'चूडोपनय नसंस्काराः' એ વચન સાથે વિરોધ આવશે. આ શિવાય આ વચન ઉપર ભરોંસો સર્વથા રાખી શકાતો નથી. કારણ કે કાલિકા પુરાણની બે ત્રણ પ્રતોમાં એ વચન જણાતું નથી.

દત્તકના પ્રકાર.

अयंचदत्तकोद्विविधः केवलोद्व्यामुष्यायणश्च संविदंविनादत्तआद्यः आवयोरसावितिसंविदादत्तस्त्वंत्यः तत्राद्यःप्रतिग्रहीतुरेवौर्ध्वदेहिकश्राद्धादिकुर्यात् तथाहिपुत्रप्रतिग्रहस्यभाव्याकांक्षायांपुत्रंप्रतिग्रहीष्यामित्यादिके तद्विधौपुत्रमितिद्वितीयांतेनपुत्रस्यभाव्यत्वमुक्तम् नचजन्यपुंस्त्वाख्यंपुत्रत्वंभावयितुंशक्यम् तेनपुत्रशब्देनसर्वपुत्रकार्यंलक्षयित्वातत्प्रयोजकमदृष्टभाव्यंगीकार्यम् अतःप्रतिग्रहीतृकुलेपुत्रापित्रादिसंबंधविशेषप्रयुक्तानिकार्याणिप्रवर्तंते अतएवाहमनुः गोत्ररिक्थेजनयितुर्नभजेद्दत्रिमःसुतःगोत्ररिक्थानुगःपिंडोव्यपैतिददतःस्वधा गोत्ररिक्थेअनुगच्छतीतिगोत्ररिक्थानुगःप्रायस्तत्समनियतइतियावत् दत्रिमःकेवलः द्व्यामुष्यायणे गोत्राद्यनुवृत्तेर्वक्ष्यमाणत्वात् पिंडश्राद्धमौर्ध्वदेहिकादीतिमेधातिथिकुल्लूकभट्टादयःपिंडःसापिंड्यम् स्वधौर्ध्वदेहिकश्राद्धादीत्यपरे वस्तुतस्तु यथाजातपुत्रःकृष्णकेशोऽग्निमादधीतेत्यत्रवयोवस्थाविशेषोयथावार्द्धमंतर्वेदिमिनोत्यर्द्धंबहिर्वेदीत्यनेनदेशविशेषोलक्ष्यते तथात्रगोत्ररिक्थपिंडस्वधापदैर्जनकादीनांपिंडसंबंधप्रयुक्तकार्यमात्रं लक्षयित्वातन्निवृत्तिरुच्यते तेनसोदरपितृव्यादिसंबंधनिवृत्तिरपिसि

द्धाभवति अतएवकेवलदत्तकजन्यःपुत्रोऽपिपितुः सपिंडीकरणपा र्वणश्राद्धादिप्रतिग्रहीत्रैवसहकुर्यात् एवंतत्पुत्रोऽपि

આ દત્તક પુત્ર બે પ્રકારનો. (૧) કેવળ, અને (૨) દ્વ્યામુષ્યાયણ (બે માલિકનો). કાંઈ સરત કર્યા શિવાય આપેલો પુત્ર તે પેહેલા પ્રકારનો તથા આપનાર અને લેનાર, બન્નેએ તે આપણ બન્નેનો પુત્ર એવી સરત કરીને આપ્યો લીધો હોય તે પુત્ર બીજા પ્રકારનો. તેમાં પેહેલા પ્રકારના પુત્રે લેનારા બાપનીજ ઔર્ધ્વ દેહિક શ્રાદ્ધ વગેરે ક્રિયાઓ કરવી. કેમકે પુત્ર લેવાવડે આ જગતમાં અથવા આગળ પણ કાંઈક સાધ્ય કરવાની ઈચ્છા તો હોયછેજ. માટે 'पुत्रंप्रतिग्रहिष्यन् (પુત્ર લેનારાએ)' ઇત્યાદિ વસિષ્ઠના વચનમાં પુત્ર લેવાનો વિધિ કહેલો છે ત્યાં "પુત્રને" એમ દ્વિતીયા વિભક્તિ વડે પુત્રની ભાવ્યતા (સાધ્ય કરવાની યોગ્યતા) કહેલી છે. કેમકે આ જગોએ ઉત્પન્ન કરેલા પુરૂષત્વ ગુણયુક્ત પુત્રત્વ સાધ્ય કરવાનો હેતુ છે એમ સંભવતું નથી. માટે પુત્ર શબ્દવડે પુત્રવડે પ્રાપ્ત થવાનું જે સ્વર્ગાદિક, તે સર્વ કાર્યની લક્ષણા કરીને તેનું કારણભૂત જે અદૃષ્ટ, તે આ સ્થળમાં પ્રતિગ્રહ વડે સાધ્ય કરવાનું છે એમજ માનવું જોઇએ. અને એમ માનવાથી માત્ર પિતા અને પુત્ર એઓના પરસ્પર સંબંધવડે જે કાંઈ વિશેષ કાર્ય બનવાનાં, તે કાર્ય દત્તક લેનારાના કુળમાં કરવાની પ્રવૃત્તિ થાયછે. માટેજ મનુ કહેછે કે,—"પોતાના ઉત્પન્ન કરનાર પિતાનું ગોત્ર અને મિલકત એનો અધિકારી દત્તક પુત્ર થઈ શકે નહિ; કેમકે પિંડ આપવાનો અધિકાર ગોત્ર અને મિલકતને અનુસરીને રહેલો છે. અર્થાત્, દત્તપુત્ર જેના ગોત્રમાં ગયો અને જેની મિલકત તેને મળી તેની પિંડ ક્રિયા તેણે કરવાની, માટે દત્તક આપનારા બાપનાં શ્રાદ્ધાદિક કર્મ કરવાનો અધિકાર દત્તકપુત્રને રહેવો નથી. 'गोत्ररिक्थानुगः' એટલે ગોત્ર અને મિલકતની સાથે જનાર (પિંડ આપવાનો અધિકાર). ગોત્ર અને મિલકત એ બેની બહુધા સમાન વ્યાપ્તિ છે. 'दत्रिमः' એનો અર્થ કેવળ દત્તક સમજવાનો, દ્વ્યામુષ્યાયણ સમજવો નહિ. 'पिंड' એનો અર્થ શ્રાદ્ધાદિક ઔર્ધ્વદેહિક એવો મેધાતિથિ, કુલ્લૂકભટ્ટ વગેરે ગ્રંથકારો કહેછે. બીજા ગ્રંથકારો કહે છે કે.—પિંડ સાપિંડ્ય (સપિંડ પુરૂષમાં પરસ્પર સંબંધ હોય છે તે) અને સ્વધા એટલે ઔર્ધ્વદેહિક શ્રાદ્ધાદિક કૃત્ય. વસ્તુતઃ તો, "પુરૂષના કેશ કાળા છતાં તેને પુત્ર થાય તો તેણે અગ્નિ સિદ્ધ કરવો." આ વાક્યમાં જેમ કાળા કેશ વડે તારૂણ્ય અવસ્થા સમજવામાં આવે છે; વળી જેમ "અધ્વર્યુ યજ્ઞસ્તંભ દાટવાને અર્ધી જમીન વેદીની માંહે અને અર્ધી બાહેર માપેછે" આ વાક્યમાં પ્રત્યક્ષ વેદી ન સમજતાં વેદી કરવાનું ઠેકાણું માત્ર સમજવામાં આવેછે; તેમજ અહીં મનુના વચનમાં પણ ગોત્ર, મિલકત, પિંડ, સ્વધા, એ શબ્દો વડે પિતા અને પુત્રના સંબંધને અર્થે પ્રાપ્ત થયેલાં પિતાપુત્રના અને બીજા સંબંધી પુરૂષોનાં જે કાર્ય તેની લક્ષણા કરીને તેની નિવૃત્તિ સ્મૃતિમાં કહેલી છે. તેથી ભાઈ, કાકો વગેરેના સંબંધની પણ નિવૃત્તિજ થાયછે. એટલા માટેજ 'કેવળ' દત્તપુત્રના પુત્રે પણ પોતાના બાપનું સપિંડિકરણ શ્રાદ્ધ અને પાર્વણ શ્રાદ્ધાદિક કરવું તે દત્તક લેનારાની સાથેજ મળીને કરવું. એજ પ્રમાણે તેના પુત્રે પણ કરવું.

દ્વ્યામુષ્યાયણ વિષે વિચાર.

यत्तु अथचेद्दत्तकक्रीतपुत्रिकापुत्राः परपरिग्रहेणानार्षेयास्तेद्व्यामुष्यायणाभवंतीत्यादिनाद्व्यामुष्यायणानुपक्रम्यकात्यायनः अथ यद्येषांस्वासुभार्यासुअपत्यंनस्याद्रिक्थंहरेयुः पिंडंचैभ्यस्त्रिपुरुषंदद्युरथयद्युभयोर्नस्यादुभाभ्यांदद्युरेकस्मिन्श्राद्धेपृथगुद्दिश्यद्वावनुकीर्तयेत् प्रतिग्रहीतारंचोत्पादयितारंचातृतीयात्पुरुषादिति तत्द्व्यामुष्यायणपरम् द्व्यामुष्यायणाभवंतीत्युपक्रमात् तेनद्व्यामुष्यायणोजनकस्यप्रतिग्रहीतुर्वापुत्रांतरासत्वेतस्मैपिंडंदद्यात् रिक्थंचगृहीयात्नतत्सत्वेयदातूभयोरप्यौरसाःपुत्रासंतितदाकस्याअपिनदद्यात् प्रतिग्रहीत्रौरसांशस्यचतुर्थभागंचहरेत्नास्मिंश्चेत्प्रातिगृहीतेऔरसउत्पद्येत चतुर्थभागभागीस्यादितिवसिष्ठोक्तेः उत्पन्नेत्वौरसेपुत्रेचतुर्थांशहराःसुताः सवर्णाअसवर्णास्तुग्रासाच्छादनभाजनाइतिकात्यायनोक्तेश्च तृतीयांशहराइतितुकल्पतरौपाठःसवर्णाःक्षेत्रजदत्तकादयइतिविज्ञानेश्वरः

કાત્યાયન ઋષિ દ્વ્યામુષ્યાયણ પુત્રના સંબંધમાં વિચાર કરતી વખતે કહેછે કે "હવે જેથી કરીને દત્તક, ક્રીત (ખરીદ કરેલો), અને પુત્રિકા પુત્ર, બીજાએ લીધેલા હોવાના કારણથી પ્રવર રહિત હોયછે, ને દ્વ્યામુષ્યાયણ થાયછે, એમજ સમજવું જોઇએ. એ રીતે આરંભ કરીને તે (કાત્યાયન કહેછે કે,—જો દત્તક લેનારાને તથા આપનારાને પોતાની સ્ત્રી થકી સંતાન થયું ન હોય તો દત્તકાદિ પુત્ર તેની મિલકતના વારસ થાય. અને તે બન્નેને ત્રણ પુરૂષ સુધી પિંડ આપે. જો ઉત્પાદક પિતા અને પાલક પિતા એ બન્નેને સંતાન હોય નહિ તો તે બન્નેને એકજ શ્રાદ્ધમાં ત્રણ પુરૂષ પર્યંત પિંડ આપે. દત્તક લેનાર પિતા અને ઉત્પાદક પિતા એ બન્નેના જુદાં જુદાં નામ ત્રણ પેઢી પર્યંત ગ્રહણ કરીને બન્નેને જુદા જુદા પિંડ આપવા. આ વચન દ્વ્યામુષ્યાયણ પુત્રનાજ સંબંધમાં છે; કેમકે 'તે દ્વ્યામુષ્યાયણ થાયછે' એવોજ પ્રથમ આરંભ કરીને આ વચન કહેલાં છે. તેથી દ્વ્યામુષ્યાયણ પુત્ર પોતાના ઉત્પાદક પિતાને તથા લેનારા પિતાને બીજું સંતાન હોય તોજ તેને પિંડ આપે અને મિલકત પણ લે. પણ જો તે બન્નેને ઔરસ પુત્ર હોય તો તે બન્નેમાંથી કોઇને પણ તેણે પિંડ આપવો નહિ. જો બન્નેને ઔરસ પુત્ર હોય તો કોઇને

પણ પિંડ આપવો નહિ; અને લેનારના ઔરસ પુત્રને જે વારસો મળે તેમાંથી ચોથો ભાગ તેણે લેવો. કેમકે વસિષ્ઠે એમ કહ્યું છે કે "દત્તક લીધા પછી જો ઔરસ પુત્ર ઉત્પન્ન થાય તો તે પિતાની મિલકતના ચોથા ભાગનો ભાગીયો થાય." કાત્યાયન પણ કહે-છે કે,—"(દત્તક લીધા પછી) જો ઔરસ પુત્ર ઉત્પન્ન થાય તો દત્તક વગેરે બીજા સવર્ણ પુત્રોને ચોથો હિસ્સો આપવો. અને અસવર્ણ પુત્રોને તો માત્ર અન્નવસ્ત્રજ આપવાં. કલ્પતરૂ નામે ગ્રંથમાં એવો પાઠ છે કે એ પુત્રોને ત્રીજો ભાગ આપવો. ઉપર કાત્યાયન સ્મૃતિમાં જે 'सवर्णाः' એવો શબ્દ છે એનો અર્થ વિજ્ઞાનેશ્વર એવો કરેછે કે 'ક્ષેત્રજ, દત્તક વગેરેને સવર્ણ જાણવા.'

દ્વ્યામુષ્યાયણે કોનાં શ્રાદ્ધ કરવાં?

यदातुभयोःपुत्राभावस्तदाएकस्मिन्श्राद्धे॰ इत्याद्युक्तप्रकारेणोभयो रप्येकमेवश्राद्धंकुर्यात् यदपिहेमाद्रौकाष्णर्याजिनिः यावंतःपितृव गाःस्युस्तावद्भिर्दत्तकादयः प्रेतानांयोजनंकुर्युःस्वकीयैःपितृभिःसह द्वाभ्यांसहाथतत्पुत्राःपौत्रास्त्वेकेनतत्समं चतुर्थेपुरुषेछेदस्तस्मादे षांत्रिपौरुषी साधारणेषुकालेषुविशेषोनास्तिवर्गिणाम् मृताहेत्वे कमुद्दिश्यकुर्युःश्राद्धंयथाविधीति तदपिकात्यायनीयसमानार्थमेव अयमर्थः द्व्यामुष्यायणदत्तकादयोजनकप्रतिग्रहीत्रोःकुलेमृतानां स्ववर्गैस्तत्पित्रादिभिःसहसपिंडीकरणंकुर्युः दत्तकादिपुत्रास्तुतेषां जनकप्रतिगृहीतृभ्यांसहकुर्युःतत्पौत्राअपिस्वपितरंदत्तकेनपितामहेन तज्जनकेनप्र पितामहेनचतुर्थेपुरुषेतत्प्रपौत्रेछेदइच्छाप्रतिग्रहीतारमु च्चारयेन्नवेतिजनकंतूच्चारयेदेवसाधारणेष्वमावास्यादिकालेषुजनकप्र तिग्रहीतृवर्गिणांश्राद्धादिकार्यम् मृताहेत्वेकमेवोद्दिश्यैकोद्दिष्टश्राद्धं कुर्यादितिकेचित्तुकेवलदत्तकस्या विधानात्सनास्त्येवआवयोरसाावि तिसंविदश्चविधानाभावात्तांविनागृहीतोपिद्व्यामुष्यायणएव तेनैवच जनकप्रतिग्रहीत्रोरुद्देशेनामावास्यादिषुश्राद्धद्वयमेकंवाश्राद्धं कार्यम् तत्पुत्रेणतुदत्तकस्यतज्जनकप्रतिग्रहीतृभ्यांद्वाभ्यामपिसह सपिंडी

करणपार्वणश्राद्धादिकार्यम् एवंतत्पुत्रादिभिरपीत्याहुःतच्चिंत्यम्

જ્યારે દેનાર અને લેનાર બન્નેને ઔરસ પુત્ર નહિ હોય, ત્યારે તેમણે પૂર્વે કહ્યા પ્રમાણે બન્નેયનું એકજ શ્રાદ્ધ કરવું. તો પણ હેમાદ્રિ ગ્રંથમાં કાષ્ણર્યાજિનિ કહે છે કે.— "જનક પિતા અને પાલકપિતા બન્નેના વંશમાં જેટલા પિતૃઓ હોય તે સર્વનું દત્તકાદિક પુત્રકોએ પોતાના પિતૃઓની સાથે સપીંડિકરણ કરવું. તેના પુત્રોએ બે પુરૂષ લગી (બે પેઢી લગી), અને તેના પુત્રોએ એક પેઢી લગી સપીંડિકરણ કરવું અને પછી ચોથી પેઢીથી તો ઇચ્છામાં આવે તો કરવું. આ કારણથી આ પુત્રોને પીંડનો સંબંધ તો માત્ર ત્રણ પુરૂષ લગીજ જાણવો. સાધારણ તિથિપર્વ વગેરેના શ્રાદ્ધમાં તો પિતૃઓની પેઢીઓનો વિશેષ વિચાર કરવાનો નથી; પણ વાર્ષિક (સંવત્સરીનું એકોદ્દિષ્ટ શ્રાદ્ધ તો એકનેજ ઉદ્દેશીને વિધિ પૂર્વક કરવું જોઇએ." પરંતુ આ વાક્યનો અર્થ પણ કાત્યાયન સ્મૃતિને અનુસરીનેજ છે. જેમ કે,—દ્વ્યામુષ્યાયણ અને દત્તક આદિક પુત્રોએ જનકપિતા અને પાલકપિતા એ બન્નેના કુળમાં જે મરી જાય તેનું સપીંડિકરણ શ્રાદ્ધ મરનારના ત્રણ પિતૃઓ સાથે કરવું; દત્તકાદિક પુત્રોના પુત્રોએ તો જનકપિતા અને પાલકપિતા એ બન્નેનું સપીંડિ કરણ તે બન્ને કુળમાંના ત્રણ પિતૃઓ સાથે કરવું. તેના પૌત્રોએ તો પોતાના પિતાનું સપીંડિકરણ દત્તક વંશમાંના ત્રણ પિતૃઓ સાથે કરવું. ચોથા પુરૂષ વિશે એટલે દત્તકના પ્રપૌત્ર વિશે તો તેની ઇચ્છા હોય તેમ કરવું. છંદ એટલે ઇચ્છા. દત્તકનું ગ્રહણ કરનાર પિતાનું તેણે ઉચ્ચારણ કરવું અથવા ન કરવું. પણ દતકના ઉત્પાદક પિતાનું તો ઉચ્ચારણ કરવુંજ જોઇએ. સાધારણેષુ એટલે અમાવાસ્યા જેવાં સાધારણ પર્વને દિવસે જનકપિતા અને પાલકપિતા એ બન્નેના પિતૃઓનું શ્રાદ્ધ વગેરે કરવું. મરણતિથિએ તો એકનેજ ઉદ્દેશીને એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરવું. કેટલાક કહેછે કે, 'કેવળ' દત્તકપુત્ર એવું કોઈ જગોએ કહેલું નથી માટે કેવળ દત્તક નથીજ. 'આ અમારા બન્નેનું કાર્ય કરનારો' એવા ઠરાવનું દત્તક પ્રકરણમાં કોઈ જગોએ વિધાન નથી, માટે એવી સરત વિના પણ લીધેલો દત્તકપુત્ર દ્વ્યામુષ્યાયણજ સમજવો; તેણેજ ઉત્પાદક પિતા અને લેનાર પિતાને ઉદ્દેશીને અમાવાસ્યા આદિકમાં બે શ્રાદ્ધ કે એક શ્રાદ્ધ કરવું. તેના (દ્વ્યામુષ્યાયણના) પુત્રે પોતાના બાપનું સપીંડિકરણ અને પાર્વણ શ્રાદ્ધાદિક કાર્ય પોતાના બાપના ઉત્પાદક પિતા અને ગ્રહણ કરનાર પિતા તે બન્નેની સાથે કરવું. એજ પ્રમાણે તેના પુત્રો (એટલે દ્વ્યામુષ્યાયણના પૌત્રો વગેરે) એ પણ કરવું. આ વાત સંશયાસ્પદ છે.

કેવળ અને દ્વ્યામુષ્યાયણ એ ભેદ વાજબી છે.

यद्यपिकेवलदत्तकःक्वापिशब्दतोनोक्तस्तथापिपूर्वोक्तमनुवचनेनज नकादीनांसंबंधमात्रानिवृत्तेरुक्तत्वात् द्व्यामुष्यायणेतदभावोऽर्था त्सिद्ध्यत्येव किंच ऊर्ध्वंसप्तमात्पितृबंधुभ्योबीजिनश्चमातृबंधुभ्यः पंचमादितिगौतमीयेनबीजिकुलेसप्तपुरुषंयावद्विवाहो ऽ तिविरुद्धः

स्यात् द्व्यामुष्यायणेऽयर्थःस्यात् तस्मिन्सापिंड्यसत्वात् अतोऽवश्यमेतत्सार्थक्यार्थंकेवलदत्तकोवाच्यः तत्रसापिंड्यनिवृत्तेरुक्तत्वात् अपिचप्रवराध्यायेद्व्यामुष्यायणकायेस्युर्दत्तकक्रीतकादयः गोत्रद्वयेऽप्यनुद्वाहःशौंगशैशिरयोर्यथेति एतेनगोत्रद्वयमपिद्व्यामुष्यायणस्योक्तम् मानवीयेनचजनकगोत्रनिवृत्तिरुक्तेतिविरोधः केवलद्व्यामुष्यायणभेदेनैवपरिहरणीयस्तेनासिद्धत्यैवकेवलोपिदत्तकः अतएवशूरेणकुंतीभोजायदात्रिमत्वेनदत्तायाःकुंत्याः सुतस्यार्जुनस्यशूरपुत्रवसुदेवदुहितुःसुभद्रायाः सापिंड्यनिवृत्तिमनुवचनेनोक्तस्यगौतमीयस्यबीजसंतानजायाअपिनिषेधमात्रपरत्वमेवचोक्त्वा अर्जुनेनसुभद्रापरिणयेत्याशंक्यवार्तिकोक्तसंबंधव्यवधानकल्पनारूपंसमाधानमाह भट्टसोमेश्वरः यत्तुकश्चित्सोमेश्वरेणगौतमवचनात्कुंत्याः शूरकुलेऽपिसाप्तपौरूषंसापिंड्यमुक्तमित्याह तद्ग्रंथानध्ययननिबंधनम् तेनहिसापिंड्यनिवृत्तिंपूर्वमुक्त्वागौतमीयस्यजनककुलेनिषेधपरत्वमुक्तम् नतुसापिंड्यबोधकत्वं

જો કે 'કેવળ દત્તપુત્ર' આમ શબ્દોવડે જાદો ભેદ કોઈ જગોએ કહ્યો નથી, તથાપિ ઉપર કહેલા મનુના વચન ઉપર વિચાર કરતાં જણાયછે કે (કેવળ) દત્તકના જનકપિતા અને તેનાં સગાં વગેરેનો સઘળો સંબંધ એ વચનથી તોડી નાખ્યો છે, અને દ્વ્યામુષ્યાયણનો તેવો સંબંધ તોડી નાખ્યો નથી,તે ઉપરથી સિદ્ધ થાયછે કે કેવળ અને દ્વ્યામુષ્યાયણ એ બે ભેદ ખરા છે. વળી બીજું કારણ, "ઉત્પાદક પિતાના બંધુઓથી ઉપરની સાત પેઢીઓ, અને માતાના બંધુઓથી ઉપરની પાંચ પેઢીઓસુધીના જે ગોત્રવાળા હોય તેમણે પરસ્પર લગ્ન સંબંધ કરવો નહિ." એવું ગૌતમનું વચન છે, માટે ઉત્પાદક પિતાના કુળમાં સાતમા પુરૂષ સુધી વિવાહ કરવો અતિ વિરૂદ્ધ કહેવાય. એથી આ વચન દ્વ્યામુષ્યાયણ દત્તકપુત્રના સંબંધમાં નિરર્થક થશે; કેમકે ઉત્પાદક પિતા સાથે તેનો સાપીંડ્ય સંબંધ નિત્ય છેજ, માટે એ ગૌતમ વચનની સાર્થકતા માટે 'કેવળ દત્તક' ભેદ માનવો જોઇએ, કારણ કે કેવળદત્તકનો સાપીંડ્ય સંબંધ ઉત્પાદક પિતા સાથે રહેતો નથી એમ કહેલું છે. વળી પ્રવરાધ્યાયમાં કહેલું છે કે, "દત્તક થવાથી, વેચાણ લેવાથી કે બીજી રીતે જે પુત્ર દ્વ્યામુષ્યાયણ થયા હોય તેમણે શૌંગ અને શૈશિરની પેઠે બન્ને કુળમાં લગ્ન સંબંધ કરવો નહિ."

આ વચનવડે દ્ધ્યામુષ્યાયણને બન્ને ગોત્ર કહેલાં છે; પણ મનુએ તો ઉત્પાદક પિતાના ગોત્ર સાથે દત્તકપુત્રનો સંબંધ તોડેલો છે. ત્યારે આ વિરોધ, કેવળ અને દ્ધ્યામુષ્યાયણ એવા બે ભેદ પાડીનેજ મટાડવો જોઇએ છીએ. આ રીતે પણ કેવળ દત્તક સિદ્ધ થાય છે. એટલા માટેજ, શુરસેન રાજાએ કુંતીભોજ રાજાને દત્તક આપેલી પોતાની કુંતી નામની કન્યાના પુત્ર અર્જુનનો સાપીંડ્ય સંબંધ, તેજ શુરસેન રાજાના પુત્ર વસુદેવની પુત્રી સુભદ્રાની સાથે છતાં, તે પૂર્વે કહેલા મનુના વચનવડે દુર કરીને, ઉત્પાદક પિતાની સાતપેઢીની માંહેના પુરૂષ સાથે લગ્ન સંબંધ થાય નહિ એવું જે ગૌતમવચન પૂર્વે કહ્યું છે, તે ઉપરથી અર્જુન સુભદ્રા એ બન્ને શુરરાજાનાં સંતાન હોવાથી એ બેનો વિવાહ ન થાય એવા તેમના સંબંધ હોવાથી તેમનો વિવાહ થવો યોગ્ય નથી, એવી આશંકા લઇને, ભટ્ટસોમેશ્વરે સમાધાન આપ્યુંછે કે અર્જુન અને શુભદ્રા એ બન્નેનો તેવો સંબંધ નથી, કેમકે તે બન્નેની વચમાં દત્તકરૂપ વ્યવધાનછે, (કુંતી દત્તક આપેલી માટે કુળ જુદું થયેલું છે). આ સમાધાન, જો 'કેવળદત્તક' ભેદ માનીએ તોજ યથા યોગ્ય થાય છે. કોઈ ગ્રંથકાર એમ કહેછે કે, "ભટ્ટસોમેશ્વરે શુરકુળની સાથે સાત પુરૂષ સુધી કુંતીનો સાપીંડ્ય સંબંધ કહેલો છે." પણ આ કહેવું, જેઓ ગ્રંથ ભણ્યા નથી તેમનું છે એમ જાણવું. કેમકે તેણે તો પ્રથમ સાપીંડ્ય સંબંધ રહેતો નથી એમ કહીને પછી ગૌતમના વચનવડે પિતાના કુળમાં સાત પેઢીસુધી લગ્ન કરવાનો નિષેધ છે એમ કહેલું છે; પણ ગૌતમના વચનથી સાપીંડ્ય સંબંધનો બોધ થાયછે એમ કાંઈ કહ્યું નથી.

દત્તકનો સાપિંડ્ય અધિકાર.

एवंसिद्धेकेवलेद्व्यामुषायणेच आवयोरसाविति संविदपिसिद्ध्यति प्रतिग्रहीतुर्द्व्यामुष्यायणज्ञापनार्थत्वेनदृष्टार्थत्वात् अत्रकेवलदत्तकस्यपालकपितृकुलेसाप्तपौरुषंमातृकुलेचपंचपौरुषंसापिंड्यम् यत्तुवृद्धगौतमः स्वगोत्रेणकृतायेस्युर्दत्तक्रीतादयःसुताः विधिनागोत्रमायांतिनसापिंड्यंविधीयतेयच्चबृहन्मनुः दत्तक्रीतादिपुत्राणांबीजवप्तुः सपिंडता पंचमीसप्तमीचैवगोत्रित्वंपालकस्यच यदपिनारदः धर्मार्थंवर्द्धिताः पुत्रास्तत्तद्गोत्रेणपुत्रवत् अंशपिंडविभागित्वंतेषुकेवलमिष्यतइति तान्यनाकराणि साकरत्वेद्व्यामुष्यायणस्यप्रतिग्रहीतृकुलेसाप्तपौरुषसापिंड्याभावप्रतिपादनार्थं केवलदत्तकेपूर्वोक्तगौतमीयेनपालककुलेसाप्तपौरुषसापिंड्यस्योक्तत्वात् मानवीयेनचजनककुलेसापिंड्यनिवृत्तेरुक्तत्वात्यस्तुसापिंड्यनिर्णयेकेषांचिन्मा

न्यानांलेखः जनकगोत्रेणोपनयनादिसंस्कृतस्यजनककुलेपितृतो मातृतश्चपांचपौरुषंसाप्तपौरुषंचसापिंड्यम् प्रतिग्रहीतुःकुलेतुत्रिपुरुषं प्रतिग्रहीतरिगौणपितृत्वप्रयोजकस्योत्पादकस्योपनेतृत्वस्यचाभावात् प्रतिग्रहीतृगोत्रेणसंस्कृतस्यतुप्रतिग्रहीत्रादिभिरेवसाप्तपौरुषंपांचपौरुषंचेति तत्रमूलंनविद्मःकिंच यदिप्रतिग्रहीतुर्न्युत्पादकत्वोपनेतृत्वाद्यभावात् नपितृत्वंकथंतर्हित्रिपुरुषंसापिंड्यंप्रतिग्रहीत्रादिश्राद्धादिकर्तृत्वंवादत्तकस्य नचापितृत्वंसापिंड्यं समानियतंयेनतदभावात्सापिंड्याभावःस्यात् वस्तुतस्तुऊर्ध्वंसप्तमात्पितृबंधुभ्यइतिगौतमप्रदिवचनैःप्रतिग्रहीत्रादिभिःसहसापिंड्यंपूर्वमुक्तमेवेनिदिक्

એ પ્રમાણે કેવળ અને દ્યામુષ્યાયણ એવા દત્તકના બે ભેદ સિદ્ધ થયા એટલે 'આ આપણ બેનો પુત્ર' એવી દ્યામુષ્યાયણ સંબંધી સરત પણ અર્થાત્ સિદ્ધજ થઈ એમ જાણવું. કેમકે દત્તક લેનારા પિતાએ, એ પુત્ર બન્નેનો છે એમ સમજવું જોઇએ, એવા એનો હેતુ એથી સફળ થાયછે. હવે આ સ્થળમાં કેવળ દત્તક પુત્રનો સાપિંડ્ય સંબંધ પાળક પિતાના કુળમાં બાપની સાત પેઢી સુધી અને માતાની પાંચ પેઢી સુધી પહોચેછે. પરંતુ વૃદ્ધ ગૌતમ કહેછે કે,—"દત્તક આપેલા, વેચાણ લીધેલા, અથવા એવાજ બીજા પુત્રોના સંસ્કાર પાળક પિતાના ગોત્રમાં થયા હોય તો તે સંસ્કારના કારણથી તે માત્ર તે ગોત્રમાં આવેછે પણ સાપિંડ્ય સંબંધ ઉત્પન્ન થતો નથી." બૃહત્ મનુનુ કહેવું પણ એવુંજ છે;— "દત્તક આપેલા, વેચાણ લીધેલા, અને બીજા પુત્રોનો સાપિંડ્ય સંબંધ ઉત્પાદક પિતાના કુળની સાથે (માની) પાંચ અને (બાપની) સાત પેઢી સુધી રહેછે; પરંતુ પાળક પિતાના સંબંધથી આ પુત્રને કેવળ ગોત્રીપણું માત્ર આવેછે." વળી નારદ પણ એમજ કહેછે;— "ધર્મક્રિયા સિદ્ધ કરવાના હેતુથી જે પુત્રોને પુત્રની પેઠે ઊછેરેલા હોય, તે પુત્રો જે વારસાનો હિસ્સો તથા પિંડ, એનાજ માત્ર ભાગદાર થાયછે." પરંતુ આ વચનો કેવળ નિરાધાર છે; આ વચનોનો જો કાંઈ આધાર હોય તો તે દ્યામુષ્યાયણ પુત્રને પાળક પિતાના કુળમાં સાત પુરૂષો સુધી સાપિંડ સંબંધ નથી એટલુંજ માત્ર પ્રતિપાદન કરવાને અર્થે છે એમ સમજવું જોઇએ, કારણ કે પૂર્વે કહેલા ગૌતમના વચન વડે 'કેવળ દત્તક' પુત્રને પાળક પિતાના કુળમાં સાત પુરૂષ લગી સાપિંડ્ય સંબંધ કહેલો છે; અને મનુના વચનવડે ઉત્પાદક પિતાના કુળ સાથે સાપિંડ્ય સંબંધ નહીં જેવો થાયછે એમ કહ્યું છે. સાપિંડ્ય નિર્ણય ગ્રંથમાં કેટલાક માન્ય કરવા જેવા ગ્રંથકારોના મત બતાવ્યા છે કે "દત્તક આપેલા પુત્રના ઉપવીત આદિક સંસ્કાર ઉત્પાદક પિતાના ગોત્રમાં થયા હોય અને તે પછી તેને દત્તક

આપ્યો હોય તો ઉત્પાદક પિતાનાં કુળમાં પિતાની સાત પેઢી સુધી અને માતાની પાંચ પેઢી સુધી સાપિંડ્ય સંબંધ રહેછે; પરંતુ ગૌણ પિતાપણું પ્રાપ્ત થવાને જરૂરનું જે ઉત્પન્ન કરવાપણું તે ન હોવાથી તથા ઉપવીત સંસ્કાર તેણે નહિ કરેલો હોવાથી પાળક પિતાના કુળમાં ત્રણ પેઢી સુધીજ સાપિંડ્ય સંબંધ રહેછે. પરંતુ દત્તકના ઉપનયનાદિ સંસ્કાર પાળક પિતાના ગોત્રમાં થયા હોય તો પાળક પિતાની સાથે સાત અને પાંચ પેઢી સુધી સાપિંડ્ય સંબંધ ઉત્પન્ન થાયછે. પણ આને આધાર શાનો છે તે અમે જાણતા નથી. કેમકે જો લેનાર પિતાને ઉત્પાદકત્વ નથી કે તેણે ઉપવીત સંસ્કાર પણ કર્યો નથી, અને તેથી તેને પિતૃત્વ પ્રાપ્ત થતું નથી તો તેના કુળમાં ત્રણ પુરૂષ લગી સાપિંડ્ય સંબંધ, અને લેનારા પિતા વગેરેનાં શ્રાદ્ધ કરવાનો અધિકાર દત્તકને શી રીતે પ્રાપ્ત થાય? એનો ઉત્તર એવોજ અપાય કે પિતૃત્વ અને સાપિંડ્ય સંબંધની વ્યાપ્તિ સરખી નથી, તેથી જ્યાં પિતૃત્વ ન હોય ત્યાં સાપિંડ્ય સંબંધ પણ ન હોય, એમ થતું નથી. ખરેખરૂં પૂછો તો "બાપની સાતમી પેઢી સુધીના બાંધવો સુધી" એવાં ગૌતમાદિકનાં વચનો વડે પાળક પિતા વગેરે પુરૂષો સાથે સાપિંડ્ય સંબંધ છે એ પૂર્વે કહેલુંજ છે.

દત્તપુત્ર લેવાના નિયમ.

अथपुत्रदानप्रतिग्रहविधी तत्रानेकपुत्राणामज्येष्ठदानएवाधिकारः सर्वेषांप्रतिग्रहेत्वजातपुत्राणांमृतपुत्राणांवास्त्रीणांसधवानांभर्त्रनुज्ञया भर्त्रभावेपित्रादीनाम् शूद्रेणदौहित्रोभागिनेयोवाग्राह्योनान्यः अन्यैस्तुसंनिहितःसपिंडस्तदभावेविप्रकृष्टोनत्वन्यजातीयइति

પુત્રનું દાન અને પ્રતિગ્રહનો વિધિ હવે કહીએ છીએ તેમાં જેને ઘણા પુત્ર હોય તેને મોટો પુત્ર બાદ કરીને બાકીના પુત્રોમાંથી ગમે તેને દત્તક આપવામાં સર્વને અધિકાર છે. પણ પોતાને પુત્ર ન હોય અથવા થઈને મરી ગયો હોય ત્યારે માત્ર લેનારનેજ લેવાનો અધિકાર છે. સધવા સ્ત્રિઓને સ્વામિની આજ્ઞાવડે દત્તપુત્ર લેવાનો અધિકાર મળેછે. સ્વામિ ન હોય તો પિતા વગેરે જ્ઞાતિજનની આજ્ઞાવડે અધિકાર મળેછે. શૂદ્ર જાતિમાં દીકરીનો દીકરો કે બેનનો દીકરોજ માત્ર દત્તક લેવાનો અધિકાર છે; બીજો નહિ. બીજી ઊંચી કોમમાં છેકજ નજિકનો સપિંડ હોય તેને દત્તક લેવાનો અધિકાર છે. નજિકનો ન હોય તો દુરનો; પણ બીજી જાતિનો દત્તપુત્ર લેવાનો અધિકાર નથી.

પુત્રદાન અને પ્રતિગ્રહનો વિધિ.

अथदाताप्रतिग्रहदिनेकालादिस्मृत्वादादीनामस्यचपुत्रस्यपरस्परंवर्तमानपितृपुत्रादितत्तत्संबंधनिमित्तकतत्तत्कार्यनिवृत्तयेप्रतिग्रहीत्रादीनामस्यचपरस्परंपितृपुत्रादितत्तत्संबंधनिमित्तकतत्तत्कार्यप्रवृत्त

येचपुत्रदानंकरिष्यइतिसंकल्प्य गणेशपूजास्वस्तिवाचनमातृकापू
जावृद्धिश्राद्धानिकुर्यात् प्रतिग्रहीतातुप्रतिग्रहदिनपूर्वदिनेउपोष्याप
रदिनेबंधूनाहुयपुत्रप्रतिग्रहंराज्ञेनिवेद्यकालादिस्मृत्वाग्रहीष्यमाणपु
त्रस्यतज्जनकादीनांचपरस्परं वर्तमानपितृपुत्रादितत्तत्संबंधनिवृ
त्तयेऽस्मदादीनाचपरस्परंपितृपुत्रादितत्तत्संबंधनिमित्तकतत्तत्का
र्यप्रवृत्तयेचपुत्रंप्रतिग्रहीष्यइतिसंकल्प्यगणेशपूजास्वस्तिवाचनमा
तृकापूजावृद्धिश्राद्धाचार्यवरणकुंडलांगुलीयकवासोयुगलोष्णीपम
धुपर्कादिभिराचार्यपूजनानिसंकल्पपूर्वकंकृत्वात्रीन्विप्रान्बंधूंश्चभो
जयेत् अथाचार्यःस्वकर्मकरिष्यइतिसंकल्प्यस्थंडिलोल्लेखनाद्य
ग्निप्रतिष्ठांतंकृत्वान्वाधानचक्षुषी . आज्येनेत्यंतमुक्त्वाऽत्रप्रधानं
अग्निंवायुंसूर्यं प्रजापतिंचैकैकयाहुत्या अग्निमेकयासूर्यांसावित्रीं
चषड्भिश्चर्वाहुतिभिर्यक्ष्ये शेषेणस्विष्टकृतमित्याद्याज्योत्पवनांतंकुर्या
त् अथप्रतिग्रहीतादातृनिकटेगत्वापुत्रंदेहीतियाचयेत् दातातु
येयज्ञेनेतिऋक्पंचकमुक्त्वाकालादिस्मृत्वास्मदादीनामित्यादिप्रवृ
त्तयइत्यंतमुक्त्वा अमुंपुत्रंयथाशक्त्यालंकृतंतुभ्यमहंसंप्रददेइतिव
देत् येयज्ञेनेतिपंचानांमानवपुत्रोनाभानेदिष्ठोविश्वेदेवाजगतीपुत्रदा
नेविनियोगः प्रतिग्रहीतातुदेवस्यत्वेत्यनेनप्रतिगृह्य स्वस्वशाखोक्तां
कामस्तुतिंपठित्वा अंगादंगादित्यृचंजप्त्वापुत्रंमूर्द्धन्याघ्रायवस्त्रादि
भिरलंकृत्य मंगलशब्दैर्गृहांतर्नयेत् अथाचार्य आज्यस्थापनाद्या
ज्यभागांतंकृत्वाआज्येनैवव्यस्तसमस्तव्याहृतिभिर्हुत्वाचरुणाजुहुया
त् यस्त्वाहृदावसुश्रुतोऽग्निस्त्रिष्टुप् पुत्रप्रतिग्रहप्रधानचरुहोमेविनि०
ॐ यस्त्वाहृदा० अग्नयइदंनममेतित्यागः तुभ्यमग्नइत्यस्यसूर्यासा

वित्रीसूर्यासावित्र्यनुष्टुप् तुभ्यमग्ने० सूर्यासावित्र्याइदंनममं सोमो ददद्दितिपंचानांसूर्यासावित्रीसूर्यासावित्र्यनुष्टुप् विनियोगःप्राग्वत् ॐ सोमोददत्० ततःस्विष्टकृदादिसमापयेत् इतिविधिः

દત્તપુત્ર આપવાને અર્થે ઠરાવેલા દિવસે પુત્ર આપનારે દેશકાળનું સ્મરણ કરીને સંકલ્પ કરવો કે, 'અમે અને અમારા વંશમાંના પુરૂષો તથા આ (દત્તક આપવાનો) પુત્ર, એ બન્નેની વચ્ચે પરસ્પર જે પિતૃપુત્રાદિ સ્વરૂપના અનેક સંબંધ છે તથા તે સંબંધોથી જે અનેક કર્મ ઉત્પન્ન થાયછે તે સંબંધ અને તે કર્તવ્યની નિવૃત્તિને અર્થે તથા આ પુત્ર અને દત્તક લેનાર વગેરે (તેના વંશમાંના પુરૂષો) એ બન્નેની વચ્ચે તે તે સંબંધ માનીને તે તે કાર્યની પ્રવૃતિ થવા માટે હું પુત્રદાન કરૂંછું.' પછી ગણપતિ પૂજન, સ્વસ્તિવાચન, માતૃકાપૂજન, અને વૃદ્ધિશ્રાદ્ધાદિક ધર્મકાર્ય કરવાં. પુત્ર લેનારાએ પુત્ર લેવાને આગલે (પૂર્વને) દિવસે ઉપવાસ કરીને બીજે દિવસે પોતાના સર્વ બાંધવોને બોલાવીને તથા પોતે પુત્રનું દાન લેવાનો છે તે વાત રાજાને સંભળાવીને વર્ષ, માસ, દિવસ વગેરે કાળનું સ્મરણ કરીને આવો સંકલ્પ કરવો કે, 'જે પુત્રને હું દત્તક લેવાનો છું તેની તથા તેના પિતાની વચ્ચે વર્તમાનકાળમાં જે પિતૃપુત્ર વગેરે અનેક સંબંધો છે તેની નિવૃત્તિને અર્થે તથા હું અને મારા વંશમાંના પુરૂષો સાથે તેનો પરસ્પર પિતૃપુત્ર વગેરે તે તે સંબંધે કરીને તે તે અનેક કાર્યોની પ્રવૃત્તિ થવાને અર્થે પુત્રનો પ્રતિગ્રહ કરીશ' પછી ગણપતિ પૂજન, સ્વસ્તિ વાચન, માતૃકા પૂજન અને વૃદ્ધિશ્રાદ્ધ કરવાં. અને દત્તપુત્રની વિધિ ચલાવવાને માટે આચાર્યને સોપારી આપીને તથા તેને કાનમાં કુંડળ, આંગળીઓએ વીંટીઓ, ધોતીજોડો, પાઘડી,મધુપર્ક વગેરે આપીને સંકલ્પ પૂર્વક પૂજન કરીને ત્રણ બ્રાહ્મણ તથા પોતાના બાંધવોને ભોજન કરાવવું. પછી આચાર્યે 'હું મારૂં કર્મ કરૂંછું' એમ સંકલ્પ કરીને વેદી કરવી, તેના ઉપર રેખાઓ કાઢવી અને સર્વ બીજાં કર્મ કરીને પછી અગ્નિનું સ્થાપન કરવું. પછી અન્વાધાન કરવું. એટલે 'अस्मिनन्अन्वाहितेग्नौ' ત્યાંથી આરંભ કરીને 'चक्षुषीआज्येन' અહીં સુધી બોલીને આ કર્મમાં મુખ્ય અગ્નિ, વાયુ, સૂર્ય, અને પ્રજાપતિને એક એક ઘીની આહુતી આપીશ; ફરીને એક ચરૂની (ભાતની) આહુતી અગ્નિને અને સૂર્યા સાવિત્રીને છ ચરૂની આહુતીઓ આપીશ; તથા બાકી રહેલા ચરૂવડે સ્વિષ્ટકૃત હોમ કરીશ; એમ મોઢેથી બોલવું. પછી 'આજ્યોત્પવન' નામે કર્મ સુધી કર્મ કરવું. આટલું થયા પછી પ્રતિગ્રહ કરનારાએ દાન કરનારા પાસે જઇને 'પુત્ર આપ' એમ પ્રાર્થના કરવી. પછી આપનારે येयज्ञेन० ઇત્યાદિ પાંચ મંત્ર ભણીને દેશકાળનું સ્મરણ કરીને તેણે કરવાનો સંકલ્પ જે પૂર્વે કહ્યો છે તેમાંથી 'પ્રવૃત્તિ થવાને અર્થે' ત્યાં સુધી બોલીને 'યથાશક્તિ અલંકૃત કરેલો આ પુત્ર હું તને આપુંછું' એમ બોલવું. येयज्ञेन० એ પાંચ મંત્રના નાભાનેદિષ્ટ ઋષિ, વિશ્વેદેવા દેવતા, અને જગતીછંદ, છે. એ પાંચ મંત્રો પુત્રદાનની પરિપૂર્ણતાને અર્થે ભણવા. પુત્ર લેનારાએ 'देवस्यत्वा.' એ મંત્રવડે પુત્રનું ગ્રહણ કરીને પોતાની શાખામાંથી કામસ્તુતિનું પઠન કરવું. અને 'अंगादंगात्०' એ મંત્ર જપીને પુત્રના માથાનો

વાસ લેઇને વસ્ત્રાદિકથી તેને અલંકૃત કરીને મંગળ શબ્દો સહિત (ગીત વાદિત્ર સહિત) તેને ઘરનાં મધ્યમાં આણવો. પછી આચાર્યે આજ્યસ્થાપનથી તે આજ્યભાગવિધિ સુધી કર્મ કરીને વ્યાહૃતિ મંત્રોએ કરીને પ્રથમ એક એક વ્યાહૃતિ વડે અને પછી સમસ્ત વ્યાહૃતિવડે આજ્યહોમ કરવો તથા પછી ચરૂહોમ કરવો. પછી પુત્ર પ્રતિગ્રહ કર્મમાં મુખ્ય ચરૂહોમ यस्त्वाहृदा० એ મંત્રવડે કરવો. यस्त्वाहृदा० મંત્રના ઋષિ વસુશ્રુત, દેવતા અગ્નિ, અને છંદ અનુષ્ટુપ છે. પુત્રપ્રતિગ્રહની સંપૂર્તિને અર્થે આ મંત્રથી મુખ્ય ચરૂહોમ કરવો. પછી આહુતી આપીને "આ અગ્નિને સમર્પણ કર્યું તે હવે મારૂં નથી" એમ બોલવું. પછી तुभ्यमग्ने० ઇત્યાદિ મંત્રોથી હોમ કરવો. એ મંત્રના ઋષિ અને દેવતા સૂર્યાસાવિત્રી છે તથા છંદ અનુષ્ટુપ છે. तुभ्यमग्ने એ મંત્ર ભણીને આહુતિ આપીને પછી બોલવું કે "આ સૂર્યાસાવિત્રીને; હવે તે મારૂં નથી." પછી सोमोददत० એ પાંચ મંત્રોવડે હોમ કરવો. આ મંત્રના ઋષિ અને દેવતા સૂર્યાસાવિત્રી તથા છંદ અનુષ્ટુપ છે. વિનિયોગ પૂર્વનીપેઠેજ. सोमोददत० ઇત્યાદિ પાંચ મંત્રવડે આહુતીઓ આપવી. પછી સ્વિષ્ટકૃત હોમ કરીને હવનક્રિયા પુરી કરવી. આ પ્રમાણે દત્તપુત્ર લેવાનો વિધિ સંપૂર્ણ થયો.

ઋણવિભાગ.

प्रकृतमनुसराम: ऋणविभागेविशेषमाहकात्यायन:पित्र्यंपित्र्णसंब द्धमात्मीयंवात्मनाकृतम् ऋणमेवंकृतंशोध्यंविभागेबंधुभि:सह पित्र्यर्णसंबद्धंपितृऋणापाकरणार्थंकृतम् आत्मीयंकुटुंबभरणाद्यर्थमन्येनकृतम् सएव भ्रात्रापितृव्यमातृभ्यांकुटुंबार्थमृणंकृतम् विभागकालेदेयंतद्रिक्थिभि:सर्वमेवतु रिक्थादल्पर्णविषयेऽपिसएव ऋणंप्रीतिप्रदत्तंतुदत्वाशेषंविभाजयेत् प्रदत्तंप्रतिश्रुतं नारद: यच्छिष्टंपितृदायेभ्योदत्वर्णंपैतृकंचयत् भ्रातृभिस्तद्विभक्तव्यमृणीस्यादन्यथापिता पितृदाय: पित्राप्रतिश्रुतं सएव धर्मार्थंप्रीतिदत्तंचयदृणं स्वेनयोजितम् तद्दृश्यमानंविभजेन्नदानंपैतृकाद्धनात् धर्मार्थंप्रीत्या चयद्दत्तंदातुंप्रतिश्रुतंपित्रा स्वेनयोजितंस्वयंकृतं तदृणंदृश्यमानंच द्रव्यंविभजेत् एतदृणातिरिक्तस्यपैतृकाद्धनाद्दानंनास्तीत्यर्थ:अदृश्यमानशंकायामपिसएव दृश्यमानंविभज्येतगृहक्षेत्रचतुष्पदम् गूढद्रव्याभिशंकायांप्रत्ययस्तत्रकीर्तित:गृहोपस्करवाह्याश्चदोह्याभरण

कर्मिणःदृश्यमानाविभज्यंतेकोशंगूढेब्रवीन्मनुः कर्मिणोदासाद्याः अतएवदिव्यप्रकरणेऽस्मिन्विषयेकोशएवनियमितस्तेनैव शंकाविश्वाससंधानेविभागेरिक्थिनांसदाक्रियासमुहकर्तृत्वेकोशमेवप्रदापयेदिति

હવે ચાલતા વિષયનું અનુસરણ કરીએ છીએ. કરજના વિભાગ કરવામાં કાંઈ વિશેષ કાત્યાયન કહે છે કે,—"પિતાએ કરેલું કરજ પિતાના ત્રણના સંબંધનું હોય, અને પોતે કરેલું કરજ પોતાના ત્રણના સંબંધનું હોય, એ સર્વ કરજ ભાઈ ભાઇઓમાં વિભાગ કરતી વખતે શોધન કરવું એટલે તેનો નિકાલ કે ફડચો કરી નાખવો." આ વચનમાં पित्र्यर्णसंबद्धं પિતાના ત્રણના સંબંધનું એવું કહેલું છે તેનો અર્થ, પિતાએ કરેલું કરજ આપવા માટે કરેલું કરજ. आत्मीयं એટલે પોતાને અર્થે કરેલું; એટલે પોતાના કુટુંબના પોષણને માટે બીજાએ કરેલું કરજ ફરીને પણ કાત્યાયન કહે છે કે,—"કુટુંબના પોષણને અર્થે ભાઇએ, કાકાએ અથવા માતાએ કરેલું કરજ હોય તે સર્વ કરજ વારસાનો હિસ્સો લેનારાએ વિભાગ કરતી વખતે આપવું જોઇએ." વારસા કરતાં કરજ કમી હોય તો તે વિશે તેજ સ્મૃતિકાર કહે છે કે,—"કરજ આપીને તથા પ્રીતિપૂર્વક આપેલું હોય (બક્ષીસ તરિકે આપેલું હોય) તે આપીને, બાકી રહે તે ભાગદારોએ વેહેચી લેવું. प्रदत्तं એટલે બક્ષીસ આપેલું નારદ કહે છે કે,—"પિતૃદાય (બાપે આપવાનું કબૂલ કરેલું હોય તે) આપીને અને બાપનું કરજ અદા કરીને બાકી રહે તે સર્વે ભાઇઓએ વેહેચી લેવું; તેમ ન કરવાથી તેમનો બાપ કરજદાર રહે છે. पितृदाय એટલે બાપે આપવાનું કબૂલ કર્યું હોય તે. વળી નારદ કહેછે કે,—ધર્મ કરવાના હેતુથી તથા પ્રીતિવડે આપવા કબુલ કરેલું અને પિતાએ પોતેજ કરેલું કરજ; એ સર્વ તથા જે દેખાઈતી મિલકત હોય તે ભાઇઓએ વેહેચી લેવું. એ કરજ શિવાય બીજું કાંઈ વડિલોપાર્જિત મિલકતમાંથી અપાય નહિ. દ્રવ્ય સંતાડીને રાખેલું છે એવા સંશય વિશે પણ તેજ સ્મૃતિકાર કહે છે કે,—ઘર, ખેતર, ચોપગાં જનાવર વગેરે જે દેખાઇતી મિલકત હોય તેજ વેહેચી લેવી. મિલકત સંતાડી મુક્યા સંબંધી સંશય તો તેની ખાતરી કરવા સારૂ સોગંદ આપવાના કહેલા છે. મનુએ એમ કહેલું છે કે ઘરમાંનો સામાન સરંજામ, ગાડી વગેરે ખેંચનારાં અથવા બેસવાનાં જાનવર દૂધ દેનારાં જાનવર, ઘરેણાંગાંઠાં, દાસદાસી વગેરે, એમાંથી જે દૃશ્યમાન (ઉઘાડી) મિલકત હોય તેની વેહેચણ કરવી. મિલકત સંતાડીછે એવી શંકા થઈ હોય 'કોશ' નામે દિવ્ય કરાવવું. कर्मिण: એટલે દાસ વગેરે. એટલા માટેજ દિવ્ય પ્રકરણમાં મિલકત છૂપાવી રાખવા બાબત તેજ સ્મૃતિકારે (નારદે) 'કોશ'જ દિવ્ય કરવાનું કહેલું છે. તે સ્મૃતિ આ પ્રમાણે છે કે,—દાય ભાગ જેને મળવાનો તેને મિલકતનો વિભાગ આપતી વખતે, કાંઈ મિલકત તેણે છૂપાવી છે એવી શંકા આવવાથી તેવે પ્રસંગે વિશ્વાસ આવવા માટે, અને અનેક પ્રકારની ક્રિયાઓનો નિર્ણય કરવા માટે હમેશાં 'કોશ' નામે દિવ્યજ કરાવવું.

---

# अथाविभाज्यम्.

નહિ વેહેંચવા જેવી મિલકત.

मनुः विद्याधनंतुयद्यस्यतत्तस्यैवधनंभवेत् मैत्रमौद्वाहिकंचैवमाधुपर्किकमेवच व्यासःविद्याप्राप्तंशौर्यधनंयच्चसौदायिकंभवेत् विभागकालेतत्तस्यनान्वेष्टव्यंस्वरिक्थिभिः सौदायिकंवक्ष्यते एतच्चापितृद्रव्याविरोधेनार्जितंज्ञेयम् तथाचयाज्ञवल्क्यः पितृद्रव्याविरोधेनयदन्यत्स्वयमर्जितम् मैत्रमौद्वाहिकंचैवदायादानांनतद्भवेत् क्रमादभ्यागतंद्रव्यंहृतमभ्युद्धरेत्तुयः दायादेभ्योनतद्दद्याद्विद्ययालब्धमेवच क्रमागतायामुद्धृतायांभुविविशेषमाहशंखः पूर्वनष्टांतुयोभूमिमेकश्चेदुद्धरेत्क्रमात् यथाभागंलभंत्यन्येदत्वांशंतुतुरीयकम् उद्धृतायाश्चतुर्थमंशमुद्धर्त्रेदत्वावशिष्टमुद्धर्त्रासहविभजेयुः मनुः अनुपघ्नन् पितृद्रव्यंश्रमेणयदुपार्जयेत् दायादेभ्योनतद्दद्याद्विद्ययालब्धमेवच व्यासः अनाश्रित्यपितृद्रव्यंस्वशक्त्याप्नोतियद्धनम् दायादेभ्योनतद्दद्याद्विद्यालब्धंचयद्धनम्

વિભાગ નહિ કરવા જેવી મિલકત વિષે મનુ કહે છે કે,—વિદ્યા ઉપર મેળવેલું ધન, જેણે મેળવ્યું હોય તેનુંજ જાણવું. તેજ પ્રમાણે મિત્રતાના સંબંધથી પ્રાપ્ત કરેલું, વિવાહની વખતે અથવા મધુપર્ક સમયે મળેલું હરકાંઈ એ ધન પણ અવિભાજ્ય છે. વ્યાસ—વિદ્યાવડે મેળવેલું, શૌર્યથી મેળવેલું અથવા સૌદાયિક (વિવાહ સમયે જ્ઞાતિજન તરફથી મળેલું દ્રવ્ય), એ જેણે મેળવ્યું હોય તેનુંજ છે, એમ વિભાગ કરતી વખતે જાણવું. બીજા ભાગદારોનો તે ઉપર કાંઈ હક નથી. 'સૌદાયિક' એટલે શું તે આગળ કેહેવાશે. આ જગોએ જે અવિભાજ્ય ધન કહેલું છે તે વડિલોપાર્જિત મિલકતને કાંઈ નુકશાન થતાં મેળવેલું હોય તે સમજવું. તેમજ યાજ્ઞવલ્ક્ય,—વડિલોપાર્જિત દ્રવ્યને કાંઈ હાનિ ન પહોચાડતાં જે પોતે પ્રાપ્ત કર્યું હોય, અથવા સ્નેહના સંબંધમાં કાંઈ મળેલું હોય અથવા વિવાહના સંબંધમાં કાંઈ મળેલું હોય, તેના ઉપર ભાગીદારોનો કાંઈ હક નથી. વડિલોપાર્જિત મિલકત જતી રહી હોય અને તેને જે ફરીને પ્રાપ્ત કરે, તથા વિદ્યાના બળથી જે મિલકત પ્રાપ્ત કરે તે ધન હિસ્સેદારોને આપવું નહિ. જતી રહેલી વડિલોપાર્જિત મિલકત ફરીને પ્રાપ્ત કરનાર સંબંધી વિશેષ નિયમ શંખ કહે છે;—વડિલોપાર્જિત જમીન

કોઇએ પૂર્વે હરણ કરી લેવાથી જતી રહેલી હોય, તે મિલકત બીજાઓની મદદ લીધા વિના જે ફરીને સંપાદન કરે તેને તે જમીનનો ચોથો ભાગ આપીને બાકી રહેલી જમીન ફરીને સંપાદન કરનાર અને બીજા હિસ્સેદાર, એઓએ સરખી વેહેચી લેવી. અર્થાત ફરીને સંપાદન કરેલી પૃથ્વીનો ચોથો ભાગ સંપાદન કરનારને આપીને બાકીની જમીન સંપાદન કરનાર સહિત બધા હિસ્સેદારોએ સમાન ભાગે વેહેચી લેવી. મનુ કહે છે,— વડિલોપાર્જિત દ્રવ્યને કાંઈ હાનિ નહિ પોહોચાડતાં જે પોતાની મેહેનતથી કાંઈ મેળવે છે અથવા પોતાની વિદ્યાના બળથી કાંઈ સંપાદન કરે છે તે બીજા હિસ્સેદારોને આપવું નહિ. વ્યાસ પણ કહે છે કે, પિતાના દ્રવ્યનો ઉપયોગ કર્યા વિના જે કોઈ પોતાની શક્તિથી કાંઈ ધન મેળવે, અથવા વિદ્યાવડે કાંઈ ધન મેળવે, તો તે ધન બીજા હિસ્સેદારોને આપવું નહિ.

વિદ્યાધનનું નિરૂપણ.

विद्यालब्धंविशिनष्टिकात्यायनः परभक्तोपयोगेनविद्याप्राप्तान्यतस्तु या तयालब्धंधनंयत्तुविद्याप्राप्तंतदुच्यतेएतदेवाविशदयतिसएव उपन्यस्तेतुयल्लब्धंविद्ययापणपूर्वकम् विद्याधनंतुतद्विद्याद्विभागेनविभज्यते शिष्यादाचारतः प्रश्नात्संदिग्धप्रश्ननिर्णयात् स्वज्ञानशंसनाद्वादाल्लब्धंप्राध्ययनाच्चयत् विद्याधनंचतत्प्राहुर्विभागेनविभज्यते शिल्पिष्वपिहिधर्मोऽयंमूल्याद्यच्चाधिकंभवेत् विद्यालब्धकृतंचैवयाज्यतः शिष्यतस्तथा एतद्विद्याधनंप्राहुः सामान्यंयदतोऽन्यथा परंनिरस्यलब्धंविद्ययापणपूर्वकम् विद्याधनंतुतद्विद्यान्नविभाज्यंबृहस्पतिः विद्याप्रतिज्ञयालब्धंशिष्यादाप्तंचयद्भवेत् ऋत्विङ्न्यायेन यल्लब्धमेतद्विद्याधनंभृगुः उपन्यासःक्रमजटादीनांसंकलितानां पाठइतिमदनरत्ने सभायांगूढप्रमेयेविवृतिरितिकेचित् पणपूर्वमुपन्यस्तमित्यन्वयः शंसनंप्रख्यापनंप्राध्ययनंप्रकृष्टाध्ययनम् शिल्पिष्वपीति अयंविद्याधर्मःशिल्पिष्वपिज्ञेयइत्यर्थः मूल्याधिकंपारितोषकम् ऋत्विङ्न्यायउपदर्शनम् अत्रसर्वत्रापिविद्याधिगममेतयाद्रव्यार्जनेचापितृद्रव्याविरोधेसत्येवाविभाज्यम् विरोधेतुविभाज्यमेव

अतएवकात्यायनः कुलेविनीतविद्यानांभ्रातृणांपितृतोऽपिवा शौर्य प्राप्तंतुयद्वित्तंविभाज्यतद्बृहस्पतिः पितृद्रव्यविरोधेप्यर्जकस्यांशद्व यमस्त्येवयेनचैषांस्वयमुपार्जितंस्यात्सद्व्यंशमेवहरेदितिवसिष्ठोक्तेः कस्मिंमश्चिद्विद्याधनेविशेषमाहनारदः कुटुंबंबिभृयाद्भ्रातुर्योविद्या मधिगच्छतः भागंविद्याधनात्तस्मात्सलभेताश्रुतोऽपिसन् अश्रु तोऽविद्यइतिमदनरत्ने भागंदास्यामीत्यप्रतिश्रुतइतितुयुक्तम्

વિદ્યાથી પ્રાપ્ત કરેલા ધન વિષે કાત્યાયન વિશેષ વાત કહેછે કે,—"બીજા કોઇની પાસેથી અન્નવસ્ત્ર પ્રાપ્ત કરીને કોઈ અન્ય પુરૂષ પાસેથી જે વિદ્યા પ્રાપ્ત કરી હોય, તે વિદ્યાવડે પ્રાપ્ત કરેલા ધનને વિદ્યાથી મેળવેલું ધન કહેછે." એજ વિષયનું તેજ સ્મૃતિકાર સ્પષ્ટીકરણ કરેછે કે,—વિદ્યાના બળથી પણ (સરત) પૂર્વક ઉપન્યાસ કરીને જે ધન મેળવ્યું હોય તેને વિદ્યાધન જાણવું; વિભાગ કરતી વેળાએ તેની વેહેચણ કરવી નહિ. વળી શિષ્ય પાસેથી મેળવેલું, આચાર્ય પાસેથી મળેલું, સભામાં પ્રશ્ન કરીને મેળવેલું, સંદેહવાળા પ્રશ્નોનો નિર્ણય કરીને મેળવેલું, લોકોએ તેના જ્ઞાનની પ્રશંસા કરવાના કારણથી મેળવેલું, સભામાં વાદ કરીને મેળવેલું, ઉત્તમ અધ્યયન કરીને મેળવેલું, એ સર્વે વિદ્યાધન કહેવાય છે; વિભાગ કરતી વેળાએ તેની વેહેચણ થાય નહિ. કોઈ કારીગરે કરેલી કારીગરીના મૂળ કરતાં વિશેષ (બક્ષીસ દાખલ) જે તેને મળે તે ધનને પણ આ નિયમ લાગુ પડેછે, એટલે તે પણ વિદ્યાધન કહેવાય છે. વળી વિદ્વત્તા ઉપર સંપાદન કરેલું, કોઇનો યજ્ઞ કરાવીને પ્રાપ્ત કરેલું અથવા શિષ્ય પાસેથી મેળવેલું તેને વિદ્યાધન કહેછે; એ વિનાનું બીજું તે સામાન્ય ધન કહેવાયછે. બૃહસ્પતિએ કહ્યુંછે કે,—પોતાના પ્રતિપક્ષીનો પરાજય કરીને 'પણ' પૂર્વક વિદ્યાના બળથી મેળવેલું જે દ્રવ્ય તે વિદ્યાધન સમજવું; તેનો વિભાગ કરવો નહીં. ભૃગૂએ કહ્યુંછે કે પ્રતિજ્ઞા પૂર્વક વિદ્વત્તાના બળથી મેળવેલું, શિષ્યે આપેલું, અને ઋત્વિજ થઇને મેળવેલું, તે વિદ્યાધન જાણવું. 'उपन्यास' એવો શબ્દ સ્મૃતિમાં છે, તેનો અર્થ મદનરત્નમાં એવો કર્યો છે કે વેદનો ક્રમ, જટા, વગેરે સંકળનાઓનો સંપૂર્ણ પાઠ કરવો; કેટલાકનો મત એવોછે કે સભામાં અત્યંત ગહન વિષયનું વિવરણ કરવું. તેને ઉપન્યાસ કહેછે. સ્મૃતિમાં 'उपन्यस्ते' અને 'पणपूर्वकं' એવાં બે પદ દૂર દૂર છે, તેનો અન્વય पणपूर्वकं उपन्यस्ते એવો કરવો. शंसनं એટલે પોતાની વિદ્વત્તાની બીજાએ કરેલી પ્રશંસા. प्राध्ययनं એટલે ઉત્તમ પ્રકારનું કરેલું અધ્યયન. शिल्पिष्वपि એનો અર્થ કારીગર લોકમાં પણ આજ વિદ્યાધનનો નિયમ લાગુ છે એમ સમજવું. मूल्याधिक એનો અર્થ કારીગરોને વસ્તુની કીમત કરતાં બક્ષીસ દાખલ જે વધારે આપવામાં આવેછે તે. ऋत्विज्न्याय એનો અર્થ ઋત્વિક્ કર્મ કરીને અને તેના સરખુંજ બીજું કર્મ કરીને મેળવેલું દ્રવ્ય. જ્યારે વિદ્યાપ્રાપ્તિ અને તેનાથી થયેલી ધનપ્રાપ્તિ વડિલોપાર્જિત દ્રવ્યમાંથી

કોઈપણ ખરચ કર્યા વિના થયેલી હોય ત્યારેજ માત્ર ઉપર કહેલા વિદ્યાધનનો વિભાગ કરવો નહિ, એમ સમજવું; જો ખરચ થયો હોય તો વિભાગ કરવો. એટલા માટેજ કાત્યાયન કહેછે. બૃહસ્પતિએ એમ કહેલું છે કે, પોતાના કુળમાં રહીને પિતાના સામર્થ્યથી વિદ્યા સંપાદન કરી હોય અથવા શૌર્યથી જે દ્રવ્ય પ્રાપ્ત કર્યું હોય તેનો વિભાગ થઈ શકે. પિતાના દ્રવ્યનો ઉપયોગ કરીને વિદ્યાદિ સંપાદન કર્યું હોય તથાપિ તે દ્રવ્ય મેળવનારને બે ભાગ તો આપવાજ. વસિષ્ઠે એમ કહ્યું છે કે ભાઈઓમાંથી જેણે પોતે તેવું દ્રવ્ય ઉપાર્જન કર્યું હોય તે બે ભાગ લેઈ શકે. કોઈક પ્રકારના વિદ્યાધન વિષે નારદ વિશેષ નિયમ કહેછે કે,—વિદ્યાભ્યાસ કરનારા ભાઈના કુટુંબનું જે પોષણ કરેછે, તેને પોતાના વિદ્યાર્જિત ધનમાંથી હિસ્સો આપવાનું પૂર્વે વચન ન આપ્યું હોય, તોપણ તે વિદ્યાધનમાંથી હિસ્સો લેઈ શકે છે. સ્મૃતિમાં અશ્રુત એવું પદ છે તેનો અર્થ અવિદ્વાન એવો મદનરત્ન કરેછે; પણ 'હું ભાગ આપીશ એમ વચન નહિ આપ્યું હોય એવો' એ અર્થ યોગ્ય છે.

વિદ્યાધનના હિસ્સાવિષે વિશેષ નિયમ.

पितृद्रव्याविरोधार्जितेऽपिविशेषमाहगौतमः स्वमर्जितंवैद्योवैद्येभ्यः कामंदद्यादिति विद्यांवेत्तीतिवैद्यः सइच्छयाविद्वद्भ्योभ्रातृभ्योदद्यादित्यर्थः कात्यायनःनांविद्यानांतुवैद्येनदेयंविद्याधनंक्वचित् समविद्याधिकानांतुदेयंवैद्येनतद्भवेत् वैद्योवैद्यायनाकामोदद्यादंशंस्वतोधनात् पितृद्रव्यंसमाश्रित्यनचेत्तेनत्तदाहृतम् अयंचानिषेधोऽविद्याभ्रातृणांधनांतरसत्वे धनांतराभावेतुतेभ्योपिद्देयमेवेतिमदनः

પિતાના દ્રવ્યનો ઉપયોગ કર્યા સિવાય મેળવેલા દ્રવ્યમાંથી કોઈ પ્રસંગે વિભાગ આપવો પડેછે તે વિષે ગૌતમ કહેછે કે વિદ્વાન પુરૂષે પોતાના મેળવેલા ધનનો મરજીમાં આવે તો વિદ્યાવાન હિસ્સેદારોને હિસ્સો આપવો. સ્મૃતિમાં वैद्य શબ્દ છે. તેનો અર્થ વિદ્યા જાણનારો એવો થાયછે. અર્થાત્ તેને પોતાના વિદ્વાન ભાઈઓને મરજીમાં આવે તો હિસ્સો આપવો. કાત્યાયન કહેછે કે, વિદ્વાન ભાઈએ, પોતાના વિદ્યાથી મેળવેલા ધનનો, હિસ્સો અવિદ્વાનભાઈને કદાપિ આપવો નહિ; પણ વિભાગ લેનાર ભાઈની વિદ્યા પોતાના બરાબર હોય અથવા પોતાથી વધારે હોય, તો વિદ્વાન ભાઈએ પોતાના વિદ્યાધનમાંથી તેનો હિસ્સો આપવો. પણ વડિલોપાર્જિત દ્રવ્યની મદત લીધા સિવાય, મેળવેલા પોતાના વિદ્યાધનનો વિભાગ, વિદ્વાન ભાઈએ પોતાની ઇચ્છા ન હોય તોપણ બીજા વિદ્વાન ભાગીદારોને પણ આપવો નહિ; મદન એમ કહેછે કે, અવિદ્વાન ભાઈઓની પાસે, બીજી કોઈ પ્રકારની મિલકત હોય તો તેને વિદ્યાધનનો હિસ્સો ન આપવા વિષે, ઉપરનું વચન છે; પણ જો તેમની પાસે બીજા પ્રકારની મિલકત ન હોય, તો તેમને પણ પોતાના ધનનો હિસ્સો આપવો.

શૌર્યાદિકથી મેળવેલું ધન અવિભાજ્ય છે.

पित्रादिदत्तस्याविभाज्यत्वमाहबृहस्पतिः पितामहापितृभ्यांचदत्तंमात्रापियद्भवेत् तस्यतन्नापहर्तव्यंशौर्यभार्याधनेतथा नारदः शौर्यभार्याधनेचोभयच्चविद्याधनंभवेत् त्रीण्येतान्यविभाज्यानिप्रसादोयश्चवैपितुः कात्यायनः ध्वजाहृतंभवेद्यत्तुविभाज्यंनैवतत्स्मृतम् संग्रामादाहृतंयच्चविद्राव्यद्विषतांबलम् स्वाम्यर्थेजीवितंत्यक्त्वातद्ध्वजाहृतमुच्यते सएव आरुह्यसंशयंयत्रप्रसभंकर्मकुर्वते तस्मिन्कर्मणितुष्टेनप्रसादःस्वामिनाकृतः तत्रलब्धंतुयत्किंचिद्धनंशौर्येणतद्भवेत अत्रविशेषमाहव्यासः साधारणंसमाश्रित्ययत्किंचिद्वाहनादिकम् शौर्यादिनाप्रोतिधनंभ्रातरस्तत्रभागिनः तस्यभागद्वयंदेयंशेषास्तुसमभागिनः

બાપ વગેરે પાસેથી મળેલી મિલકતના વિભાગ ન થઈ શકે તે વિષે બૃહસ્પતિ કહે છે કે, દાદાએ, બાપે, તથા માએ જે આપેલું હોય, તેમજ શૂરપણાથી મેળવેલું ધન તથા સ્ત્રીધન, એ જેને મળ્યું હોય તેનુંજ સમજવું તેની પાસેથી લઈ લેવું નહિ; નારદ કહે છે કે; સૌર્યથી મેળવેલું ધન, સ્ત્રીધન, અને વિદ્યાધન, એ ત્રણ પ્રકારનાં ધન તથા પિતાએ પ્રસન્ન થઈને આપેલી બક્ષીસ એનો વિભાગ થાય નહિ; કાત્યાયન કહે છે કે; ધ્વજાહૃત ધનનો વિભાગ કરવો નહિ.

સ્વામીને અર્થે પોતાના જીવની દરકાર ન કરીને, શત્રુઓના બળને નસાડીને લડાઇમાંથી જે ધન આણેલું હોય, તેને ધ્વજાહૃત ધન જાણવું. વળી તે સ્મૃતિ કરનાર કહેછે કે; જેમાંથી પણ સંકટ ઉત્પન્ન થાય એવુ સાહસ કામ જે કોઈ કરે અને તેના તે કર્મથી પ્રસન્ન થઈને સ્વામી તેને જે બક્ષીશ આપે તે ધન, સૌર્યથી ઉત્પન્ન કરેલું જાણવું. આ વિષે કાંઈ વિશેષ નિયમ વ્યાસ કહે છે કે; જેના ઉપર સરવનો હિસ્સો પહોંચે છે એવી સાધારણ મિલકત જેવા કે ગાડી ઘોડા વગેરે, લઇને એક ભાઇએ, સૌર્યાદિક કર્મ કરીને દ્રવ્ય પ્રાપ્ત કર્યું હોય, તો તેમાં બીજા ભાઇઓ હિસ્સેદાર થઈ શકે છે; માત્ર તે દ્રવ્ય મેળવનારાને બે ભાગ આપીને બાકીની મિલકત સમ ભાગે વહેંચી લેવી.

સૌદાયિકનું લક્ષણ.

सौदायिकस्वरूपमाहव्यासः ऊढयाकन्ययावापिपत्युःपितृगृहादपि भ्रातुःसकाशात्पित्रोर्वालब्धंसौदायिकंस्मृतम् कात्यायनः यल्लब्धं

लग्नकालेतुस्वजात्याकन्ययासह कन्यागतंतुतद्वित्तंशुद्धंवृद्धिकरं स्मृतम् वैवाहिकंतुतद्विद्याद्भार्ययायत्सहागतम् धनमेवंविधंसर्वंविज्ञेयंधर्मसाधनम् आदायार्षस्तुगोद्वयमितिप्रकारेणलब्धंकन्यागतम् अत्रापिविद्याधनवदेवपितृद्रव्याविरोधश्चेदविभाज्यत्वम्

સૌદાયિક ધન એટલે શું તે વ્યાસ કહેછે;—પરણેલી કે વગર પરણેલી સ્ત્રીને તેના સ્વામી તરફથી, તેના બાપના ઘર તરફથી તેના ભાઇ તરફથી અથવા તેના માબાપ તરફથી જે ધન મળે તે સૌદાયિક કહેવાય છે. કાત્યાયન કહે છે કે, પોતાની જાતની કન્યાની સાથે લગ્ન થતી વખતે, જે ધન મળે છે તેને કન્યાગત ધન જાણવું તે શુદ્ધ અને વૃદ્ધિ કરનારૂં છે. સ્ત્રીની સાથે જે આવ્યું હોય તે વૈવાહિક દ્રવ્ય જાણવું એ પ્રકારનું સરવે ધન ધર્મના સાધન રૂપ જાણવું. આર્ષ એટલે બે ગાય લઇને વિવાહ કરવો તેને આર્ષ વિવાહ કહે છે. એ રીતે આર્ષ વિવાહ વખતે મળેલું ધન તે કન્યાગત કહેવાય. એમાં પણ વિદ્યાધનની પેઠે પિતાના દ્રવ્યનો ઉપયોગ ન કર્યો હોય તોજ તે અવિભાજ્ય કહેવાય.

ખેતી વગેરેનું ધન વિભાજ્ય છે.

विद्यादिव्यतिरिक्तप्रकारेणतुलब्धंविभाज्यमेव तथाचमनुः अविद्यानांतुसर्वेषामीहातश्चेद्धनभवेत् समस्तत्रविभागःस्यादपित्र्यइति धारणा ईहाकृष्यादिचेष्टा अपित्र्येपितृद्रव्यानाश्रयणे अन्यदप्यविभाज्यमाहमनुः वस्त्रंपत्रमलंकारंकृतान्नमुदकंस्त्रियः योगक्षेमंप्रचारंचनविभाज्यंप्रचक्षते पत्रंवाहनम् वस्त्रपत्रालंकारायेयेनधृतास्तेतस्यैवसममूल्याश्चेत् न्यूनाधिकमूल्यास्तुविभाज्याएव पितृधनंतुवस्त्रादितच्छ्राद्धभोक्त्रेदेयम् वस्त्रालंकारशय्यादिपितुर्यद्वाहनादिकम् गंधमाल्यैः समभ्यर्च्यश्राद्धभोक्त्रेतदर्पयेदितिबृहस्पत्युक्तेःविषमेष्वजादिषुविशेषमाहमनुः अजाविकंसैकशफंनजातुविषमंभजेत् अजाविकंसैकशफंज्येष्ठस्यैवविधीयते कृतान्नोदकेयथासंभवमुपयोज्यम् स्त्रियोदास्योविषमायथासंभवंकर्मकारणीयाः समास्तुविभाज्याः पित्रवरुद्धास्तुसमाअपिनाविभाज्याः स्त्रीषुचसंसक्तास्त्वविभा

गइतिगौतमोक्तेः योगक्षेमशब्देनमंत्रिपुरोहितादयउच्यंतेइतिक ल्पतरौ लौगाक्षिस्तु क्षेमंपूर्तंयोगमिष्टमित्याहुस्तत्त्वदर्शिनः अवि भाज्येतुतेप्रोक्तेशयनासनमेवचेत्याह तत्रपूर्ततडागारामादि इष्टंया गविप्रभोजनादि तदर्थमविभागदशायांसर्वानुमत्यायद्रव्यंयेनोत्सृज्य पृथक्कृस्थापितंतेनद्रव्येणसधर्मस्तेनैवकार्योनान्येन नवासंभूयसर्वैरि त्यर्थः प्रचारोगृहादिमार्गः गवादिप्रचारार्थभूश्च

વિદ્યા વગેરે સાધન શિવાય બીજાં સાધનથી પ્રાપ્ત કરેલું ધન વિભાજ્ય (એટલે વેહે- ચવાને યોગ્ય) છે. મનુ પણ એમજ કહેછે;—અવિદ્વાન બાંધવોએ પિતાના ધનનો ઉપયોગ કર્યા શિવાય ખેતી વગેરેમાંથી દ્રવ્ય સંપાદન કરેલું હોય તો તેના પણ સર્વે ભાઇએ સરખા વિભાગ કરી લેવા. સ્મૃતિમાં इहा શબ્દ છે એનો અર્થ ખેતી વગેરે કર્મ. अविभाज्य—પિતાના દ્રવ્યની મદદ લીધા શિવાય બીજા પણ નહિ વિભાગ કરવા જેવા ધન વિષે મનુ કહેછે;— વસ્ત્ર, વાહન, અલંકાર તૈયાર થયેલું અન્ન, પાણી, સ્ત્રિયો, ઇષ્ટા પૂર્તાદિ સંબંધી દ્રવ્ય, અને ઘરમાંથી જવા આવવાનો માર્ગ અથવા ગોચર, એનો વિભાગ કરવો નહિ, એમ કહેલુંછે. સ્મૃતિમાં पत्र શબ્દ છે; તેનો અર્થ વાહન, વસ્ત્ર, વાહન, અલંકાર વગેરે જો સમાન મૂ- લના હોય તો જે જેણે ધારણ કર્યા હોય તેનીજ પાસે તે રહેવા દેવા; પણ તેની કીમત વત્તીઓછી હોય તો તેનો પણ વિભાગ કરવો. પિતાએ વાપરેલાં વસ્ત્ર વગેરે તેના શ્રાદ્ધનું ભોજન કરનારાને આપવાં; કેમકે બૃહસ્પતિ કહે છે કે વસ્ત્ર, અલંકાર, શય્યા, વાહન, વગેરે જે કાંઇ પિતાએ વાપરેલું હોય તે તેના શ્રાદ્ધનું ભોજન કરનારને ચંદન, પુષ્પાદિકથી પૂજીને અર્પણ કરવું. બકરાં, ઘેટાં, વગેરે વેહેચણીમાં સમાન ન હોય તો તે વિશે વિશેષ નિયમ મનુ કહે છે કે,—બકરાં, ઘેટાં, તથા એક ખરીવાળાં જનાવરની વેહેચતાં વેહેચતાં વિષમ સંખ્યા રહે, એટલે સર્વને બરોબર સંખ્યા ન આવી રહે, તો તેની વેહેચણ કદાપિ કરવી નહિ; પણ તે બકરાં, મેંઢાં વગેરે મોટા ભાઇનેજ આપવાં. તૈયાર થયેલાં અન્ન તથા પાણીનો જરૂર પ્રમાણે સહુએ ઉપયોગ કરવો स्त्रिय; એટલે દાસીઓ જો તેમની સંખ્યા વિષમ હોય તો અનુકૂળતા પ્રમાણે તેમની પાસેથી કામ લેવું. અને સમાન હોય તો વિભાગ કરવો. પિતાએ રાખેલી સ્ત્રીઓ (રાખ્યો) તો સમાન હોય તથાપિ તેનો વિભાગ કરવો નહિ. કેમકે ગૌતમ કહે છે કે,—પિતાએ ઉપભોગને અર્થે રાખેલી રાખ્યોની વેહે- ચણ થાય નહિ. સ્મૃતિમાં योगक्षेम શબ્દ છે, તેનો અર્થ કલ્પતરૂ નામે ગ્રંથમાં એમ ક- રેલો છે કે મંત્રી, પુરોહિત વગેરે. પરંતુ લૌગાક્ષિ એમ કહે છે કે, "તત્વદર્શી પુરૂષો પૂર્ત કર્મને ક્ષેમ અને ઇષ્ટ કર્મને યોગ કહે છે; એ બન્ને તથા શયન અને આસન એ વિભાગ કરવાને યોગ્ય નથી." पूर्त એટલે તળાવ, બાગ, વગેરે. इष्ट એટલે યજ્ઞ, બ્રહ્મભોજ્ય, વગેરે આ કામોને માટે એકઠા છતાં સર્વના અનુમતથી જે પુરૂષે આવાં કામ માટે જે દ્રવ્ય

કાઢીને જુદું રાખેલું હોય, તે દ્રવ્યવડે તે ધર્મ તેણેજ કરવો; બીજાએ નહિ. મતલબકે બધાએ એકઠા મળીને પણ કરવો નહિ. સ્મૃતિમાં પ્રચાર એવો શબ્દ છે એનો અર્થ ઘરમાંથી જવા આવવાનો મારગ અથવા ગાયો વગેરેને ચરવાની જગા, જેને ગોચર કહેછેતે.

ગૃહાદિકના વિભાગ વિશે.

यत्तुशंखलिखितौ नवास्तुविभागोनोदपात्रालंकारोपयुक्तवाससामिति यच्चव्यासः अविभागः सगोत्राणामासहस्रकुलादपि याज्यंक्षेत्रंचपत्रंचकृतान्नमुदकंस्त्रियइति वास्तुक्षेत्रयोरविभाज्यत्वमाहुः तद्धर्मवास्तुगोप्रचारक्षेत्रादिपरम् प्रतिग्रहोपात्तयोस्तयोः क्षत्रियादिविभागप्रतिषेधपरम पूर्वोक्तनिषेधात् अल्पमूल्ययोर्मूल्येनविभागोनस्वरूपतइत्येवंपरंवा वस्त्रादिषुविशेषमाहबृहस्पतिः वस्त्रादयोविभाज्यायैरुक्तंतैर्नविचारितम् धनंभवेत्समृद्धानांवस्त्रालंकारसंश्रितम् मध्यस्थितमनाजीव्यंदातुंनैकस्यशस्यतेयुक्त्याविभाजनीयंतदन्यथानर्थकंभवेत् विक्रीयवस्त्राभरणमृणमुद्राह्यलेखितम् कृतान्नंवाकृतान्नेनपरिवर्त्यविभज्यते उद्धृत्यकूपवाप्यंभःस्वानुसारेणभुज्यते एकांस्त्रींकारयेत्कर्मयथांशेनगृहेगृहे बव्ह्यः समांशतोदेयादासानामप्ययंविधिः यथाभागानुसारेणसेतुक्षेत्रंविभज्यते प्रचारश्चयथांशेनकर्तव्योरिक्थिभिःसदेति उद्राह्येतिअधमर्णादुद्धृत्येत्यर्थः कात्यायनः धनंपत्रानिविष्टंतुधमार्थयन्निरूपितम् उदकंचैवदासश्चनिबंधोयःक्रमागतः धृतंवस्त्रमलंकारोनानुरूपंतुयद्भवेत् यथाकालोपयुक्तानितथायोज्यानिबंधुभिरिति धनमितिधर्मांशेनोत्सृज्यपत्रेलिखितमित्यर्थःउदकंकूपादिगतम् निबंधोवृत्तिःनानुरूपंविभागयोग्यं

શંખલિખિત કહે છે કે,—રહેવાનું ઘર, પાણી ભરવાનાં વાસણ, અલંકાર, વાપરેલાં વસ્ત્ર, એની વેહેચણ થાય નહિ. વ્યાસ કહે છે કે,—યજ્ઞ કર્મમાં આચાર્યને મળેલું દ્રવ્ય, ખેતર, વાહન, તૈયાર કરેલું અન્ન, પાણી અને સ્ત્રીઓ, એમની વેહેચણ હજાર પેઢીઓ થાય તોપણ સગોત્ર પુરૂષોમાં થાય નહિ. રહેવાના ઘરની અને ખેતરની વેહેચણ થાય

નહિ, એમ જે કહ્યું છે, તે ધર્મ ક્રિયાને અર્થે જે ઘર હોય તેની તથા ગાય વગેરેને ચરવાનું જે ખેતર હોય તેની વેહેંચણ થાય નહિ; અને દાન પ્રતિગ્રહ કરીને મેળવેલી જમીન અને ઘર એની વેહેંચણ ક્ષત્રિયાદિ જાતિની સ્ત્રીઓ થકી થયેલા પુત્રોમાં થાય નહિ, એવો નિષેધ પૂર્વે કહેલો છે, તે આ વચનથી સ્પષ્ટ કર્યો એમ સમજવું; અથવા ઘર અને જમીન હલકી કીમતનાં હોય તો તેની કીમતની વેહેંચણ કરવી, પણ પ્રત્યક્ષ વેહેંચણ કરવી નહિ, એમ અર્થ સમજવો. વસ્ત્રાદિકના વિભાગ વિશે બૃહસ્પતિ વિશેષ નિયમ કહે છે;—વસ્ત્રાદિકનો વિભાગ થાય નહિ એમ જેણે કહેલું છે, તેણે આ વાતનો બરાબર વિચાર કર્યો નથી; કારણ કે ધનવાન લોકોનું દ્રવ્ય વસ્ત્ર અને અલંકાર રૂપેજ હોય છે. તે વસ્ત્રાલંકારનો વિભાગ કર્યા વિના એમને એમ રેહેવા દીધાથી તે નકામું થાય છે, અને એકનેજ તે આપી દેવું એ ઠીક નથી; માટે જુક્તિવડે તેની પણ વેહેંચણ કરવી, કેમકે એમ વેહેંચણ ન કરવાથી તે નિરર્થક થાય છે. માટે • વસ્ત્રાલંકાર વેચીને તેની કીમત વેહેંચી લેવી; દસ્તાવેજની વેહેંચણ લેણું આવ્યા પછી કરવી; તૈયાર કરેલા અન્નને બદલે કાચું અન્ન આપીને તેની વેહેંચણ કરવી; કૂવા અને વાવનું પાણી કાઢીને પોતપોતાની જરૂર પ્રમાણે સહુએ વાપરવું; એક દાસી હોય તો તેના સમયની વેહેંચણ કરીને તે પ્રમાણે વારાફરતી સર્વેનું કામ તેણે કરવું; ઘણી દાસીઓ હોય તો સમાન ભાગે તેની વેહેંચણ કરવી; દાસ વિશે પણ એજ નિયમ લાગુ છે. સેતુ . એટલે બાંધકામ, પૂલ વગેરે તથા ગોચર અને આવવા જવાના મારગ વગેરેનો પણ હિસ્સા પ્રમાણે વિભાગ હિસ્સેદારોએ હમેશા કરવો. સ્મૃતિમાં उद्धृत्य શબ્દ છે એનો અર્થ દેણદાર આશામી પાસેથી લઇને કાત્યાયન કહે છે કે,—ધર્મને અર્થ ખરચ કરવા માટે તે વિશે લેખ કરીને રાખી મૂકેલું દ્રવ્ય, પાણી, દાસ, વંશપરંપરાનો ચાલતો આવેલો નિબંધ (હક, ઉત્પન્ન, ચાકરી, વગેરે.) વાપરેલાં વસ્ત્ર, અલંકાર, અને જે કાંઇ વિભાગ કરવા યોગ્ય ન હોય, તેનો ઉપભોગ પરાપૂર્વથી જેમ ચાલતો આવેલો હોય તે ભાઇઓએ કરવો. સ્મૃતિમાં धनं શબ્દ છે, તેનો અર્થ ધર્મને અર્થે જુદું કાઢીને દાખલા માટે કાગદમાં લખેલું, એવો અર્થ છે. उदकं એટલે કુવા વગેરેમાંનું પાણી निबंध એટલે વૃત્તિ. नानुरूपं એટલે વિભાગ કરવાને અયોગ્ય.

છુપાવી રાખેલા દ્રવ્યનો વિભાગ.

भ्रात्रादिवंचनयास्थापितद्रव्यस्यविभागमाहयाज्ञवल्क्यः अन्योन्यापहृतंद्रव्यंविभक्तैयत्तुदृश्यते तत्पुनस्तेसमैरंशैर्विभजेरन्नितिस्थितिः अन्योन्यापहृतंज्येष्टकनिष्ठाद्यपहृतमप्यत्तुमनुः योलोभाद्विनिकुर्वीत ज्येष्ठोभ्रातृन्यवीयसः सोज्येष्ठःस्यादभागश्चनियंतव्यश्चराजभिरिति तत्रापिज्येष्ठपदंदंडापूपिकनीत्यादायादमात्रोपलक्षकम् ज्येष्ठस्यापिदोषः किमुतयवीयसामित्यर्थः अतएवगौतमः योवैभागिनं

भागान्नुदतेच यतएवैनंसयादिचैनंनचयतेऽथपुत्रमथपौत्रंचयतइति भागिनंभागार्हम् भागान्नुदतेऽपाकरोति सनुन्नएतंनोत्तरंचयते नाशयति यदितंननाशयाति तत्पुत्रंपौत्रंवानाशयतीत्यर्थः नारदः विभक्तेनैवयत्प्राप्तंतत्तस्यैवधनंभवेत् हृतंनष्टंचयल्लब्धंप्रागुक्तंचपुनर्भवेदिति प्रागुक्तंदायादमध्येकेनचित्प्रच्छादितम् पुनर्भवेत् विभाग इतिशेषः मनुः विभागेतुकृतेकिंचित्सामान्यंयत्तुदृश्यते नासौविभागोविज्ञेयः कर्तव्यःपुनरेवहीति

ભાઇઓ આદિકને ઠગીને છૂપું દ્રવ્ય કોઈએ રાખેલું હોય, તેનો વિભાગ કરવા વિષે યાજ્ઞવલ્ક્ય કહેછે કે,—એક બીજાને માલમ ન પડવા દેતાં સંતાડીને રાખેલું દ્રવ્ય વિભાગ થયા પછી પ્રકટ થાય તો તે સર્વે ભાગદારોએ ફરીને સમાન ભાગે વેહેચી લેવું. સ્મૃતિમાં अन्योन्यापहृतम् એવો શબ્દ છે તેનો અર્થ મોટા કે નાના ભાઇએ એક બીજાને ન જાણવા દેતાં છુપાવેલું. પરંતુ મનુ કહેછે કે,—જે ભાઈ સર્વથી મોટો થઇને નાના ભાઇઓ ઠગે છે, તો તે મોટા ભાઇને તેનો ભાગ આપવો નહિ તથા રાજાએ તેને શિક્ષા કરવી. આ સ્મૃતિમાં ज्येष्ठ પદ છે તેનો અર્થ '¹દંડાપૂપિક' ન્યાયથી તમામ હિસ્સેદારોનો સૂચક થાયછે. મતલબ કે એવી ઠગાઈ કરવામાં જ્યેષ્ટ ભાઈ પણ દૂષિત થાયછે તો પછી બીજા નાના ભાઇઓનો દોષ ગણાય તેમાં શું આશ્ચર્ય છે? એટલા માટેજ ગૌતમ કહેછે કે,—જે કોઇ હિસ્સેદાર બીજા હિસ્સેદારને તેનો ભાગ મળવા દેતો નથી, તો તેથી તે બીજો હિસ્સેદાર પેલા પેહેલા હિસ્સેદારનો નાશ કરશેજ; જો તેનો નાશ નહિ કરે તો તેના પુત્રનો કે પૌત્રનો પણ નાશ કરશે. भागिनं જેને વારસો લેવાનો હક છે તે. भागान्नुदते—એક ભાગીદાર બીજાને તેનો ભાગ મળવા દેતો નથી. सः—જેને ભાગ મળવા દીધો નથી તે ભાગદાર. एनं—તેને ઠગનારને. चयते—નાશ કરેછે; એટલે ઠગાયલા ભાગદારે જો પોતાને ઠગનારાનો નાશ કર્યો નહિ, તો તેના પુત્રનો કે પૌત્રનો નાશ કરશે. નારદ કહેછે કે,—વિભાગ થયા પછી જે પુરૂષ જે મેળવે તે તેનું એકલાનુંજ જાણવું; પરંતુ ચોરીએ ગયેલું કે નાશ પામેલું દ્રવ્ય ફરીને મળે તો તેની પૂર્વે કહ્યા પ્રમાણે ફરીને પાછી વેહેંચણ થઈ શકે. प्रागुक्तं—વારસો મધ્યેથી કોઇએ સંતાડેલી મિલકત વિષે પાછળ કહ્યુંછે તે. पुनर्भवेत्—ફરીને વિભાગ

¹ દંડાપૂપિક ન્યાયનો એ અર્થ છે કે વડાં, ઘારીઓ વગેરે પદાર્થોની માળા કરીને તે એક લાકડી સાથે બાંધી મૂકવાનો ચાલ દક્ષિણ હિંદમાં છે ઘરધણી એકાદ વડું માગે તો ચાકર તે લાકડી લાવીને રજુ કરે તેમાંથી ઘરધણી જોઇએ એ વડું લઈ લે. તેજ પ્રમાણે અહીં જ્યેષ્ઠ શબ્દ સર્વે ભાઇઓનો ઉપલક્ષક છે. એટલે જ્યેષ્ઠ શબ્દથી વચેટ કે નાનો ભાઈ પણ સમજાય છે.

થાય. મનુ કહેછે કે,—વિભાગ કર્યા પછી જો કાંઈ સર્વની સામાન્ય માલમિલકત માલમ પડી આવે તો પ્રથમ થયેલો વિભાગ વાજબી થયો છે એમ સમજવું નહિ; પણ તે વિભાગ ફરીને કરવો.

વિભાગ થયા સંબંધી સાબિતીઓ.

केनचिद्विभागस्यापलापेनिर्णायकान्याह याज्ञवल्क्यः विभागनि न्हवेज्ञातिबंधुसाक्ष्यभिलेखितैः विभागभावनाज्ञेयागृहैःक्षेत्रैश्चयौ तकैः योतकैःपृथग्दत्तैर्गृहैः क्षेत्रैश्चेतिविशेषणविशेष्यभावः नारदः विभागधर्मसंदेहेदायादानांविनिर्णयः ज्ञातिभिर्भागलेख्येनपृथक्कार्य प्रवर्तनात् सएव भ्रातृणामविभक्तानामेकोधर्मःप्रवर्ततेविभागेसति धर्मोपिभवेत्तेषांपृथक्पृथक् अत्राविभक्तानामित्येवोद्दिश्यसमर्पकम् भ्रातृणामितितुतद्विशेषणत्वादविवक्षितम् तेनपितृपितामहपुत्रपौत्र पितृव्यभ्रातृभ्रातृपुत्रादिष्वप्यविभक्तेष्वेकएवधर्मः अत्रदेशकालक र्त्रादीनामैक्येकर्मणोनेकप्रयोगाविषयिणीन्यायेनप्राप्तापितंत्रताऽविभ क्तकर्तृभेदेपिवचनेनबाध्यते तेनश्रौतस्मार्ताग्निसाध्यास्तावद्धर्माअ विभक्तानांपृथगेव आहवनीयत्वावसथ्यादीनांसंबंधिकत्वेनभेदात् एवंश्राद्धमपिपितृव्यभ्रातृपुत्रादीनाममावास्यादौदेवताभेदात्पृथगेव भ्रातृणांतुनिरग्निकानांतंत्रेणैवदेवतैक्यात् प्रवासादिनादेशभेदेतुपृथ गेव साग्निकानामग्निसाध्यान्यपिपृथगेव गृहदेवतापूजावैश्वदेवादि तुतंत्रेणैव अतएवशाकलः एकपाकेनवसतामेकंदेवार्चनंगृहे वैश्व देवंतथैवंकाविभक्तानांगृहेगृहइति यत्तुपारिजातेआश्वलायनःएक पाकेनवसतांविभक्तानामपिप्रभुःएकस्तुचतुरोयज्ञान्कुर्याद्वाग्यज्ञपूर्व कान् अविभक्ताविभक्ताश्चपृथक्याकाद्विजातयः कुर्युःपृथक्पृथ क्यज्ञान्भोजनात्प्राग्दिनेदिनेइति तत्संसृष्टिपरम् विभक्तानामप्ये कपाकेनवसतामित्यनेनाविभक्ताअविभक्ताश्चेत्यनेनचतत्प्रतिपादना

त् अतःसंसृष्टिनांकदाचित्पृथक्क्याकेपृथङ्नहायज्ञाः वाग्यज्ञोब्रह्म यज्ञः तत्पूर्वकानित्यतद्गुणसंविज्ञानोबहुव्रीहिः तद्गुणसंविज्ञानेतुवा ग्यज्ञेत्याद्यनर्थकम् प्रथमत्यागेकारणाभावादितिन्यायादेवचतुर्णांप्रा प्तिसंभवात् अतोब्रह्मयज्ञःपृथगेवकार्यः इदंतुवचनद्वयंशिष्टैस्तथा नाद्रियते यानितुधर्मप्रवृत्तौवचांसि अविभक्ताःसुताःपित्रोरेकंकुर्यु र्मृताहिकं देशांतरेपृथक्कुर्युर्दर्शश्राद्धानुमासिकम् ग्रामांतरेव्रजेयुश्चे दविभक्ताःसदैवहि दर्शंचमासिकंश्राद्धंकुर्युःपित्रोःपृथक्पृथक् अ विभक्ताःपृथग्ग्रामाः स्वस्वार्जितधनेनाशिनः कुर्युस्तेभ्रातरःश्राद्धं पार्वणंचपृथक्पृथगिति यच्चस्मृतिसमुच्चये वैश्वदेवःक्षयाहश्चमहा लयविधिस्तथा देशांतरेपृथक्कार्योदर्शश्राद्धंतथैवचेतितान्यपिदेशां तरस्थसंसृष्टिविषयाणीतिकेचित् वस्तुतस्त्वेतानिनिर्मूलान्येव अथ वादेशकालकर्त्रादीनामैक्येन्यायेनप्राप्तातंत्रता कर्तृभेदेतुवाचनिकी देशभेदेतुवचनस्यन्यायस्यचाभावात्पृथगेवश्राद्धादिनि युक्तिमूलका निकेनचित्कृतानीतिदिक्

થયેલો વિભાગ કોઈ ના કબુલ કરે તેનો નિર્ણય યાજ્ઞવલ્ક્ય કહે છે કે, ભાગ વેહેચ્યા નથી એવી તકરાર પડે તો વેહેચણ થયા સંબંધી સાબીતી, બંધુઓ, સાક્ષીઓ અને લેખ- પત્રો તેમજ જુદાં જુદાં ઘર તથા ખેતર, જે વિભક્ત થયેલા પુરૂષોના તાબામાં હોય તે સંબંધી પુરાવા ઉપરથી કરવી યૌતકૈ એટલે જુદાં જુદાં કરી આપેલાં, એ વિશેષણ ઘર અને ખેતરનાં છે. નારદ કહે છે કે, વેહેચણ થઈ છે કે નથી થઈ એ સંબંધી ભાગદા- રોમાં તકરાર પડે તો તેની સાબિતી જ્ઞાતિ જન, વેહેચણનો લેખ (ફારગતીઓ વગેરે), અથવા વિભાગ થયા પછી જે કાર્ય જુદાં જુદાં બનવાં જોઇએ તે ઉપરથી કરવી. તેજ સ્મૃતિકાર કહે છે કે જુદા નહિ થયેલા ભાઇઓના ધર્મ સંબંધી ક્રિયા એકજ થાય છે; અને જુદા થયા પછી તેમની ધર્મ ક્રિયાઓ જુદી જુદી કરવામાં આવે છે. આ સ્મૃતિમાં अविभक्तभ्रातृणाम् એવા શબ્દો છે, તેમાં પહેલા શબ્દ ઉપર ઉદ્દેશપણું છે માટે તે વિશેષ્ય. બીજો શબ્દ भ्रातृणाम् એ વિશેષણ હોવાથી ફકત ભાઇજ એમ સમજવું નહિ, પણ તેની જાતિના સર્વ સમજવા; તેથી એવી મતલબ નીકળે છે કે, વિભક્ત નહિ થયેલા કુટુંબમાં બાપ, દાદો, છોકરો, પૌત્ર, કાકો, ભાઈ, ભત્રિજો ઇત્યાદિ ગમે તે હોય તો પણ તેઓની

એકજ ધર્મ ક્રિયા થાય છે. દેશ, કાળ અને કર્ત્તા એ જ્યાં એક હોય તે સ્થળમાં જુદા જુદા પ્રયોગથી કર્મ કરવાનાં હોય તો પણ એકજ કર્મથી તે કર્મ પરિપૂર્ણ ગણાય છે, એવો જે નિયમ છે તેજ આ જગોએ લાગુ પડવો જોઇએ. પણ જ્યાં જુદા જુદા અનેક કર્ત્તા હોય ત્યાં કદાપિ એક તંત્રતા ન કરતાં જુદાં જુદાં કર્મ કરવાં એવી શંકા પ્રાપ્ત થાય; પણ તેમ નથી; એકજ ક્રિયા બસ છે તે ઉપર કહેલા નારદના વચનમાં કહેલી વિશેષ વિધિવડે બતાવેલું છે. એજ કારણથી શ્રૌતાગ્નિ અને સ્માર્તાગ્નિથી સાધવાનાં જે ધર્મ કર્મ, તે અવિભક્ત કુટુંબમાં જુદા જુદા પુરૂષોએ જુદાં જુદાં કરવાં જોઇએ; કારણ કે આહવનીય આવસથ્ય અને બીજા અગ્નિનો સંબંધ કર્ત્તાના ભેદ પ્રમાણે બદલાય છે. એ પ્રમાણે કાકા, ભત્રિજા વગેરેએ, કરવાનાં અમાવાસ્યા વગેરે પર્વણિશ્રાદ્ધ પણ દેવતા ભેદને લીધે જુદાં જુદાં કરવાં જોઇએ. અગ્નિ સિદ્ધ ન કર્યો હોય એવા ભાઇઓએ કરવાનાં શ્રાદ્ધ તો દેવતા એક હોવાથી એકઠાંજ કરવાં. પ્રવાસ વગેરેના કારણથી જુદા દેશમાં હોય તો જુદાં કરવાં. અગ્નિ સિદ્ધ કરેલા ભાઇઓમાં અગ્નિના સંબંધથી કરવાની ક્રિયાઓ જુદી જુદી કરવી પણ ગૃહ દેવતાની પૂજા અને વૈશ્વદેવાદિ કર્મ તે એકજ કરવું. એટલા માટે શાકલ્ય કહે છે કે જેમની રસોઇ એકઠી થતી હોય એવા એક ઘરમાં રહેનારાં મનુષ્યોની દેવપૂજા અને વૈશ્વદેવ પણ એકજ કરવો પણ જુદા થયા પછી પ્રત્યેકને ઘેર તે કર્મ જુદાં જુદાં કરવાં. પારિજાત ગ્રંથમાં આશ્વલાયન કહે છે કે પ્રથમ વિભક્ત થયેલા પણ જેમની રસોઇ એકઠી થતી હોય એવા પુરૂષોમાં મોટાએજ વાગ્યજ્ઞ એટલે વેદપઠણ આદિ ચારે યજ્ઞ (સ્વાધ્યાય, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, ભૂતયજ્ઞ અને મનુષ્યયજ્ઞ) કરવા. પણ વિભક્ત થયા હોય કે વિભક્ત ન થયા હોય પરંતુ જેમની રસોઇ જુદી થતી હોય એવા બ્રાહ્મણોએ નિત્ય પ્રત્યે જમતાં પહેલાં જુદા જુદા યજ્ઞ કરવા એવું જે કહેલું છે તે એક વખત જુદા થઇને પછી એકઠા થયા હોય તેમને લાગુ પડે છે; કેમકે 'વિભક્તાનામપ્યેકપાકેનવસતામ એ વાક્યવડે અને 'અવિભક્તાવિભક્તાશ્ચ' એ વચન ઉપરથી એમજ સ્પષ્ટ પ્રતિપાદિત થાય છે. એ ઉપરથી એમ માલમ પડે છે કે એક વખત જુદા થઇને પછીથી એકઠા થએલા ભાઇઓની રસોઇ જુદી જુદી થતી હોય તો મહાયજ્ઞ જુદા જુદા કરવા. 'વાગ્યજ્ઞ' એટલે બ્રહ્મયજ્ઞ. 'વાગ્યજ્ઞપૂર્વકાનચતુરોયજ્ઞાન્' એ સ્મૃતિ વચનમાંનું પહેલું પદ અતદ્ગુણ સંવિજ્ઞાન બહુ વ્રીહિસમાસ જાણવો. આ સમાસને 'તદ્ગુણ સંવિજ્ઞાન' બહુ વ્રીહિમાનીએ તો 'વાગ્યજ્ઞ પૂર્વકાન્' એ પદ નકામું થશે; કારણ કે 'ચતુરઃ' એ વિશેષણવડેજ બ્રહ્મયજ્ઞ વગેરે ક્રમે કરીને ચાર યજ્ઞ સમજાય છે. એનું કારણ એ કે યોગ્ય પ્રમાણ મળ્યા શિવાય પ્રથમ પદાર્થનો ત્યાગ કરવો નહિ, એવો ન્યાય છે, માટેજ ચારની પ્રાપ્તિ સંભવે છે. તેથી કરીને બ્રહ્મયજ્ઞ જુદોજ કરવો. પણ આ બે વચન શિષ્ટ પુરૂષોએ માન્ય રાખેલાં નથી. ધર્મ પ્રવૃત્તિ ગ્રંથમાં નીચેનાં વચન છે;—બાપનું સંવત્સરી શ્રાદ્ધ, દર્શશ્રાદ્ધ અને માસિકશ્રાદ્ધ જુદા થએલા ભાઇઓએ જુદાં જુદાં કરવાં નહીં; એકજ કરવાં. પણ તે ભાઇઓ જુદા જુદા દેશમાં રહેતા હોય તો ઉપરનાં કૃત્ય હમેશાં જુદાં જુદાં કરવાં. ભાઇઓ જુદા થયા ન હોય અને જુદા જુદા ગામમાં ગયા હોય તો પણ માતાપિતાનું દર્શશ્રાદ્ધ અને માસિકશ્રાદ્ધ તેમણે જુદું જુદું કરવું. વળી જુદા ન થએલા છતાં જુદા જુદા ગામમાં રહીને

પોત પોતે પેદા કરેલું ધન ખાતા હોય તો તે ભાઇઓએ પણ શ્રાદ્ધ અને પાર્વણ શ્રાદ્ધ જુદું જુદું કરવું. વળી સ્મૃતિ સમુચ્ચ નામે ગ્રંથમાં કહ્યું છે કે ભાઇઓ જુદા જુદા દેશમાં રહ્યા હોય તો વૈશ્વદેવ, સંવત્સરી શ્રાદ્ધ, મહાલય શ્રાદ્ધ અને દર્શશ્રાદ્ધ જુદાં જુદાં કરવાં, કેટલાક કહે છે કે એ વચનો એક વખત જુદા થઇને ફરી ભેગા થયેલા દેશાંતરમાં રહેનારા ભાઈઓ વિષે છે. ખરેખરૂં જોતાં એ વચનો નિરાધાર છે. અથવા દેશકાળ અને કર્ત્તા એકજ હોય તો સાધારણ ન્યાયથી, એકજ કર્મ કરવું એમ પ્રાપ્ત થાય છે; પણ કર્ત્તા જુદા જુદા હોય તો એકજ કર્મ કરવું એમ પ્રત્યક્ષ વચનથી સિદ્ધ થાય છે; કર્ત્તા જુદા જુદા દેશમાં રહેતા હોય તો વચન અથવા ન્યાય એમાંથી એકે અનુકૂળ ન હોવાથી શ્રાદ્ધાદિક કર્મ જુદાં જુદાં થવાનાં એ પ્રમાણે એ વચનો કોઇએ જુક્તિથી નવીન રચેલાં હોવાં જોઇએ. એ પ્રમાણે દિગ્દર્શન કરાવીને આ વિષય પૂરો કરીએ છીએ.

વિભાગ થયા સંબંધી બીજાં લક્ષણો.

अन्यान्यपिविभागलिंगान्याहनारदः साक्षित्वंप्रातिभाव्यंतुदानंग्रहणमेवच विभक्ताभ्रातरः कुर्युर्नाविभक्ताःपरस्परम्दानग्रहणपश्वन्नगृहक्षेत्रप्रतिग्रहाः विभक्तानांपृथक्ज्ञेयादानधर्मागमव्ययाः येषामेताःक्रियालोकेप्रवर्तंतेस्वारिक्थिषु विभक्तानवगच्छेयुर्लेख्यमप्यंतरेणतानिति दानग्रहणेऋणविषये तेएवदानग्रहणेद्वितीयश्लोकेनूद्यतेस्पष्टतार्थं पश्वादिप्रतिग्रहाविभक्तानांपृथक्पृथगनुष्ठिताएवस्वत्वोत्पादकाः अविभक्तानांत्वेकेनकृताःपरस्यापिस्वत्वमुत्पादयंतीत्यर्थः दानधर्मोलेख्यादिः आगमोमूलकलाप्रवेशादिः बृहस्पतिः पृथगायव्ययधनंकुसीदंचपरस्परम् वणिक्पथंचयेकुर्युर्विभक्तास्तेनसंशयः वणिक्पथंवाणिज्यम् याज्ञवल्क्यः भ्रातृणामथदंपत्योःपितुःपुत्रस्यचैवहि प्रातिभाव्यमृणंसाक्ष्यमविभक्तेनतुस्मृतम्

વેહેંચણ થયા સંબંધી બીજાં પણ લક્ષણો નારદ કહેછે કે, વિભક્ત થયેલા ભાઇઓ પરસ્પરસ સાક્ષી અને જામીન થઈ શકેછે, તેમ આપવું, લેવું, પણ કરી શકેછે; પરંતુ વિભક્ત નહિ થયેલા ભાઇઓ કરી શકતા નથી. કરજ આપવું, કરજ લેવું. પશુ, અન્ન, ઘર, ખેતર, પ્રતિગ્રહ, લેખપત્ર, ઉપજ, ખરચ, એ સર્વે જૂદા થયેલા ભાઈઓના જૂદાં જૂદાં સમજવાં. જે હિસ્સેદારોમાં એ પ્રમાણે ક્રિયાઓ ચાલેછે, તેમના જુદા થયા સંબંધી લેખ ન હોય તથાપિ તેમને જુદાજ સમજવા, સ્મૃતિમાં દાન અને ગ્રહણ શબ્દો છે,

એનો અર્થ કરજ સંબંધી લેવું, દેવું, એવો થાયછે. તેજ દાનગ્રહણ શબ્દો બીજા શ્લોકમાં સ્પષ્ટતને અર્થે ફરી લખેલા છે. એ ઉપરથી એમ થાયછે કે જુદા થયેલાઓએ પશુ આદિક પ્રતિગ્રહ જુદો જુદો કર્યો હોય, તોજ તે પ્રતિગ્રહ ઉપર પ્રતિગ્રહ કરનારનું જુદું જુદું સ્વામિત્વ ઉત્પન્ન થાયછે; પણ અવિભક્તમાંથી એકાદે તે દાનનો સ્વીકાર કર્યો હોય તો તે વસ્તુ ઉપર સર્વની સાધારણ માલકી ઉત્પન્ન થાયછે. દાનધર્મ એટલે લેખપત્ર વ-ગેરે. આગમઃ એટલે બ્યાજ મુદલ સુદ્ધાં રકમ લેવી તે. બૃહસ્પતિ કહેછે કે,—જે ભાઇઓનું ઉત્પન્ન, ખરચ, તથા બ્યાજવટંતર જુદું હોય તથા જેમનો વેપાર પણ જુદો હોય તેઓ જુદાજ થયેલા સમજવા, એમાં સંદેહ નથી. वणिक्पथम् એટલે વેપાર રોજગાર, યાજ્ઞવલ્કય કહેછે કે, વિભાગ થયા પેહેલાં ભાઇઓમાં, સ્ત્રીપુરૂષમાં, અને બાપદીકરામાં, જામિની, લેણું દેણું, અને સાક્ષી થઈ શકે નહિ એમ કહેલું છે.

વિભાગ થયા સંબંધી વાંધો પડે તો દિવ્ય કરવું,

एतल्लिंगाभावेतुदिव्यम् एषामन्यतमाभावेदिव्यान्यतममुच्यतइति तेनैवोक्तत्वात् यत्तुवृद्धयाज्ञवल्क्यःविभागधर्मसंदेहेबंधुसाक्ष्यभिलेखितैः विभागभावनाकार्यानभवेद्दैविकीक्रियेति तल्लिंगांतरसद्भावपरम् कथंचिदविभक्ताविभक्तसंदेहानपगमेपुनर्विभागमाहमनुः विभागेयत्रसंदेहोदायादानांपरस्परम् पुनर्विभागःकर्तव्यःपृथक्स्थानस्थितैरपि

એ લક્ષણ જ્યાં માલૂમ પડે નહીં ત્યાં દિવ્યજ કરવું જોઇએ. કેમકે તેજ સ્મૃતિકારે કહેલું છે કે,—એમાંનાં કોઈપણ લક્ષણ હોય નહિ તો દિવ્યજ કરવું એમ કહેલું છે. પરંતુ "વિભાગ થયા સંબંધી તકરાર પડે તો જ્ઞાતિજન, સાક્ષીઓ, અને લેખ પુરાવાથી તેની સાબિતી કરવી; ત્યાં દિવ્ય કરવું નહિ." એમ જે વૃદ્ધ યાજ્ઞવલ્કય કહેછે, તે જ્યાં બીજાં પ્રમાણો મળી શકતાં હોય તે વિષે છે એમ સમજવું. વિભાગ થયો કે નથી થયો એ બાબતની તકરાર કોઈ પ્રકારે પતે એમ ન હોય તો ત્યાં ફરીને વિભાગ કરવો, એ વિષે મનુ કહેછે કે,—હિસ્સેદારોની વચ્ચે પરસ્પર વિભાગ થયા સંબંધી જ્યાં સંશય પડે ત્યાં, યદ્યપિ તે હિસ્સેદારો જુદા જુદા સ્થળમાં રહેતા હોય તથાપિ, ફરી વિભાગ કરવો.

વિભક્ત થયેલાનાં કૃત્ય.

विभक्तकृत्यमाहनारदः यद्येकजाताबहवःपृथक्धर्माःपृथक्क्रियाः पृथक्कर्मगुणोपेतानचेत्कार्येषुसंमताः स्वभावाद्यदिदद्युस्तेविक्रीणीयुरथापिवा कुर्युर्यथेष्टंतत्सर्वमीशास्तेस्वधनस्यवाइति धर्माःवैद्याः

पंचमहायज्ञाद्याः ।क्रियाःवाणिज्याद्याःलौकिक्यः कर्मगुणाःकर्म साधनानिगृहोपस्करादीनि एतेषांपार्थक्यनविभागोलक्ष्यते तेविभक्ताः परस्परानुमतिंविनापिदानविक्रयादिकुर्युरित्यर्थः यत्तुबृहस्पतिः अविभक्ताविभक्तावादायादाःस्थावरेसमाः एकोह्यनीशःसर्वत्रदानाधमनविक्रयइति तद्द्रव्यांशोविभक्तानामप्यविभक्तक्षेत्राद्युत्पन्नसस्यादिदानादावनुमतिंविनाधिकारप्रतिषेधार्थमितिमदनः विभक्ताविभक्तसंदेहनिरासार्थंविभक्तानुज्ञयाव्यवहारसौकर्यार्थमितिविज्ञानेश्वरादयः स्वेच्छयाविभक्तंपुनश्चाविवदमानंप्रत्याहसएव स्येच्छाकृतविभागोयःपुनरेववविसंवदेत् सराज्ञांशेस्वकेस्थाप्यःशासनीयोनुबंधकृत् अनुबंधोनिर्बंधः अथसप्रतिबंधदायहरणक्रमः

विभक्त थयेला पुरुषोनां कृत्य विषे नारद कहेछे के,—एक माणसथी उत्तम थएला अनेक पुरुषो जुदां जुदां धर्म कृत्य करेछे, जुदा जुदा कामधंधा करावेछे. कर्म करवाना साधनो जुदां जुदां राखेछे, अने परस्परना काममां सलाह मसलहत लेता नथी. तेओ, जो पोतानी मरजीथी पोतानी माल मिलकतनुं दान करे, अथवा वेचे, तो तेम करवानो तेमने अधिकार छे; केमके, तेओ पोतानी मिलकतना धणी छे. माटे ते संबंधी तेओ मरजीमां आवे तेम करे. धर्म—एटले पंच महा यज्ञादिक सरखां शास्त्रोक्त विधी प्रमाणे करवानां कृत्य. क्रियाः—वेहेपार वगेरे लौकिक कृत्य. कर्मगुणाः—घरमांनां पात्र वगेरे कामनां साधनो. ए जेनां, तेनी पासे जुदां जुदां होय. तो ते उपरथी तेओ विभक्त छे, एम समजायछे. एनो अर्थ एटलोज के, एम जुदा थइने रहेला, भाइओ वगेरे एक बीजानी संमति लीधा विना पण दान, वेचाण, वगेरे करी शकेछे. पण बृहस्पति कहेछे के,—वारसानाहिस्सेदार एकठा हो के जुदा थया हो, तोपण, स्थावर मिलकत संबंधी तेमनो सरखोज हकछे. ते मिलकत धर्मादा आपवाने, घरेणे मूकवाने, के वेचवाने, तेमांनो एक भागदार समर्थ नथी. एनो अर्थ मदन एम करेछे के—जंगम मिलकतनो विभाग थयो होय तथापि विभाग करती वखते वहेंचवानी बाकी रहेली स्थावर मिलकतनुं उत्पन्न अथवा, खेतर वगेरेनुं उत्पन्न होय ते बीजा भागीदारोनी संमति सिवाय कोई भागीआए बीजाने न आपवुं एवो निशेध जणाववाने वास्ते आ वचन कहेलुं छे. विज्ञानेश्वर ने बीजाओनो मत एवो छे के, विभाग थया हता के नहोता थया. ए संबंधी पाछळथी शंका रहेज नहि; अने विभक्त थएला सर्व भागीआओनी संमतिथी स्थावरनो विभाग रूडी रीते थाय. माटे विभक्त थयेलाओनी अनुमती लेवानुं कहेलुं छे. पोतानी

ઇચ્છાથી વિભક્ત થયા પછી વિભાગ થયા નથી અથવા તો તે યોગ્ય રીતે થયા નથી એવી તકરાર કોઈ કરે તો તે સંબંધી તેજ સમૃતિકાર કહેછે કે.—પોતાની ઇચ્છાથી પ્રથમ વિભક્ત થઇને પછીથી જે માણસ વિભાગ સંબંધી તકરાર કરે તો રાજાએ, પહેલાં કરેલા વિભાગ તેની પાસે કબૂલ કરાવવો, અને એવી તકરારનો આગ્રહ કરે તો તેને શિક્ષા કરવી. अनुबंध—આગ્રહ.

---

# अथ सप्रतिबंध दायहरणक्रमः

સપ્રતિબંધ દાય લેવાનો ક્રમ.

મરી ગયેલાનો વારસો કોને મળે?

तत्रविभक्तस्यासंसृष्टिनोधनग्रहणेक्रमसाहयाज्ञवल्क्यः पत्नीदुहित रश्चैवपितरौभ्रातरस्तथा तत्सुतागोत्रजाबंधुशिष्यसब्रह्मचारिणः एषामभावेपूर्वस्यधनभागुत्तरोत्तरः स्वर्यातस्यह्यपुत्रस्यसर्ववर्णेष्व यंविधिरिति पत्नीपतिव्रताधनहारिणी नव्यभिचारिणी पत्नीभर्तुर्ध नहरायास्याद्व्यभिचारिणीतिकात्यायनोक्तेः विधवायौवनस्थाचे न्नारीभवतिकर्कशा आयुषःक्षपणार्थंतुदातव्यंजीवनंतदेतिहारीतो क्तेः प्रजापतिःपूर्वंमृतात्वग्निहोत्रंमृतेभर्तारितद्धनम् लभेत्पतिव्रताना रीधर्मएषःसनातनःअग्निहोत्रमग्नीन् सएव जंगमंस्थावरंसर्वंकु प्यंहेमरसांबरम् आदायदापयेच्छ्राद्धंमासषाण्मासिकाब्दिकम् पि तृव्यगुरुदौहित्रान्भर्तुःस्वस्रीयमातुलान् पूजयेत्कव्यपूर्ताभ्यांवृद्धां श्चाप्यतिथींस्त्रियइति कुप्यंत्रपुसीसादि

વિભક્ત થઇને ફરીને એકઠો ન થએલો કોઈ પુરૂષ મરી જાય તેની મિલકત ઉપર વારસો મળવાના ક્રમ વિશે યાજ્ઞવલ્ક્ય કહેછે કે.—સ્ત્રી, દિકરીઓ, બાપ, મા, ભાઈ ભત્રિજા, ગોત્રી, બાંધવ, શિષ્ય, અથવા એકજ ગુરૂની પાસે ભણનારો સોબતિ એઓમાંથી પહેલો ન હોય તો બીજો એ પ્રમાણે, અપુત્ર પુરૂષ મરે તેના ધનના અધિકારી ઉતરોત્તર થાય છે. આ નિયમ સર્વે વર્ણને સરખો લાગુ પડેછે. સમૃતિમાં પત્ની કહેલી છે, તે પતિવ્રતા હોય તો તેને વારસો મળે પણ વ્યભિચારણી હોય તો ન મળે. કેમકે કાત્યાયન કહેછે કે.—જે સ્ત્રી પતિવ્રતા હોય તેનેજ સ્વામીના ધનનો વારસો મળેછે, હારીતે પણ કહ્યુંછે કે, જે જુવાન સ્ત્રી વિધવા હોઇને તેના પાતિવ્રત્ય વિશે શંકા ઉત્પન્ન થાય તો તેને દિવસ

નિર્ગમન કરવાને વાસ્તે અન્નવસ્ત્ર આપવાં પ્રજાપતિ કહેછે કે,—સ્વામીના પહેલાં પતિવૃતા સ્ત્રી મરે તો તેનો અગ્નિહોત્ર લઈ જાયછે; અને સ્વામી પહેલો મરે તો તે તેનું ધન પામે છે એવો પ્રાચિનકાળથી ચાલતો આવેલો ધર્મ છે. अग्निहोत्रं—ત્રણે અગ્નિઓ. તેજ સમૃતિકાર કહેછે કે,—હલકી ધાતુ (કલઈ, સીસુ વગેરે) સોનું પ્રવાહિ પદાર્થો, અને વસ્ત્ર વગેરે, સર્વે જંગમ અને સ્થાવર મિલકત સ્ત્રીએ લઇને પોતા સ્વામીનું માસિક, છમાસિક, અને વાર્ષિક, શ્રાધ પણ તેણે કરવાં તથા તર્પણ કરીને અથવા ભક્તિપૂર્વક દાન આપીને પોતાના ધણીના કાકા, ગુરૂ, દિકરીના દિકરા, બેહેનના દિકરા, અને તેના મામા, એમને સંતુષ્ટ કરવા; તેમજ વૃદ્ધ, અતિથી, અને સ્ત્રીઓ, એમને પણ સંતુષ્ટ કરવી. कुप्यं—કલઈ, સીસુ વગેરે.

સ્ત્રીને વારસો મળવા વિશે નિયમ.

यत्तुबृहस्पतिः यद्विभक्तेधनंकिंचिदाध्यादिविविधंस्मृतम् तज्जाया स्थावरंमुत्कालभेत्तन्मृतभर्तृका वृत्तस्थापिकृतेप्यंशंनस्त्रीस्थावरमर्हतीति तद्दुहितृरहितपत्नीपरम्दुहितृमतीतुस्थावरमपिलभतेइतिस्मृतिचंद्रिकायाम् दायादानुमतिंविनास्थावरविक्रयादिनिषेधपरमिति माधवः यत्तुकात्यायनः मृतेभर्तरिभर्त्रंशंलभेतकुलपालिका यावज्जीवंनहिस्वाम्यंदानाधमनविक्रयेइति तत्रं्दिचारणाद्यर्थदानादिनिषेधपरम् अदृष्टार्थदानतदुपयोग्याधमनादितुभवत्येव स्थावरंजंगमं चेत्यादिपूर्वोक्तवाक्यात् व्रतोपवासनिरताब्रह्मचर्येव्यवस्थिता दमदानरतानित्यमपुत्रापिदिवंव्रजेदितिकातीयाच्च यदपिसएव अदायिकंराजगामियोषिद्भृत्यौर्ध्वदेहिकम् अपास्यश्रोत्रियद्रव्यंश्रोत्रियेभ्यस्तदर्पयेदिति यदपिनारदः अन्यत्रब्राह्मणात्किंचिद्राजाधर्मपरायणः तत्स्त्रीणांजीवनंदद्यादेषदायविधिः स्मृतइति तदवरूद्धस्त्रीपरं पत्नीपदाश्रवणात् यत्तुनारदः भ्रातृणामप्रजाःप्रेयात्कश्चिच्चेत्प्रव्रजेतवा विभजेरन्धनंतस्यशेषास्तेस्त्रीधनंविना भरणंचास्यकुर्वीरन् स्त्रीणामाजीवनक्षयात् रक्षंतिशय्यांभर्तुश्चेदाच्छिंद्युरितरासुतु इति तुतदविभक्तसंसृष्टमृतस्त्रीपरम् तत्प्रक्रमेपाठादितिमदनः कात्या

यन: स्वर्यातेस्वामिनिस्त्रीतुग्रासाच्छादनभागिनी अविभक्तेधनांशं तुप्राप्नोत्यामरणांतिकम् अविभक्तपदंसंसृष्टस्याप्युपलक्षणम् तुश ब्दोवाशब्दार्थे तेनपक्षद्वयम् तत्रात्यःपत्नीपरः आद्योवरुद्धापरइ तिमदनः एतद्व्यवस्थामूलंचिंत्यम् तात्विकींतुव्यवस्थामाहसएव भोक्तुमर्हतिकृप्तांशंगुरुशुश्रूषणेरता नकुर्याद्यदिशुश्रूषांचैलंपिंडांनि योजयेदिति गुरुःश्वशूरादिःतदिच्छायामंशभात्कम् अन्यथाग्रा साच्छादनमात्रमित्यर्थः सएव अपकारक्रियायुक्तानिर्लज्जाचार्थ नाशिनी व्यभिचाररतायाचस्त्रीधनंनचसार्हति यत्तु एतमेवविधिं कुर्याद्योषित्सुपतितास्वपि वस्त्रान्नमासांदेयंतुवसेयुश्चगृहांतिकइति तद्भर्तृपरमितिग्रंथकृतः एतमेवविधिंपतितत्यागरूपम् शंकितव्यभि चारायाअपिभरणमात्रमेवच विधवायौवनस्थाचेन्नारीभवतिकर्कशा आयुषःक्षपणार्थंतुदातव्यंजीवनंतदेतिहारीतोक्तेः कर्कशाशंकित व्यभिचारेतिमिताक्षरायम् तत्सिद्धंसंयतापत्नीधनग्राहिणीति अने कास्तुविभज्यगृह्णीयुः

પરંતુ "સ્વામી વિભક્ત થયા પછી તેની ધરાણે મૂકેલી અને બીજી પણ અનેક પ્રકારની જે મિલકત હોય તે તેના મરી ગયા પછી તેની વિધવા સ્ત્રીને મળે ફક્ત સ્થાવર મિલકત મળે નહીં. સ્ત્રી સદાચરણી હોય તોપણ તેને સ્થાવર મિલકત લેવાનો હક નથી" એવું જે બૃહસ્પતિનું વચન છે તે જે સ્ત્રીને દિકરી ન હોય તેને લાગુ પડે છે; કેમકે જેને દિકરી છે તેને સ્થાવર મિલકત પણ મળે છે એમ સ્મૃતિ ચંદ્રિકા નામે ગ્રંથમાં કહેલુંછે. માધવ કહે છે કે,—વારસોની અનુમતિ વગર સ્થાવર મિલકત વેચવાનો સ્ત્રીને હક નથી એવો એ વચનનો અર્થ છે. વળી જે કાત્યાયન કહે છે કે,—સ્વામી મરી ગયા પછી પોતાના કુળનું પાળણ કરનાર વિધવા સ્ત્રીને તેના સ્વામીની મિલકતનો હિસ્સો જીવતા લગી મળે પણ તેને કૃષ્ણાર્પણ આપવાનો, ધરેણે મૂકવાનો કે વેચવાનો તેને હક નથી એ વચન સ્તુતિપાઠક ભાટ, ચારણ વગેરેને પૈસો આપી દેવાનો નિષેધ બતાવનાર માત્ર છે. કારણ કે, પરલોકનું સાધન કરવા માટે દાન કરવાનો તથા તેમને અર્થે મિલકત ધરેણે મૂકવાનો તો તેને અધિકાર છેજ કારણ કે 'સ્થાવર અને જંગમ' ઇત્યાદિ પૂર્વે પ્રજાપતિ સ્મૃતિમાં કહેલુંજ છે વળી કાત્યાયને પણ કહ્યું છે કે વ્રત અને ઉપવાસ કરવામાં આસક્ત બ્રહ્મ-

ચર્ય પાળનારી, ઇંદ્રિઓનું દમન કરનારી અને દાન કરવામાં હમેશાં પ્રીતિવાળી સ્ત્રી અપુત્ર છતાં પણ સ્વર્ગ પામે છે. પરંતુ તેજ સ્મૃતિકાર કહે છે કે,—મરી ગએલાની ઉત્તરક્રિયા કરવાને જે ખરચ લાગે તે તથા સ્ત્રીના ગુજરાનને અર્થે જે જોઇએ તે બાદ કરીને બાકીની નવારસી મિલકત રાજાએ લેવી; પણ શ્રોત્રિય બ્રાહ્મણનું દ્રવ્ય બીજા શ્રોત્રિય બ્રાહ્મણને આપવું. તથા જે નારદ કહે છે કે,—સ્વધર્મનું આચરણ કરનારા રાજાએ બ્રાહ્મણો શિવાય બીજાઓની વિધવા સ્ત્રીઓને તેમના ગુજરાનને માટે કાંઇક આપવું, એવા વારસાનો વિભાગ કરવાનો નિયમ છે પણ એ બંને વચનો રાખેલી સ્ત્રીઓ સંબંધી છે; કેમકે તેમાં પત્ની (પરણેલી સ્ત્રી) શબ્દ જોવામાં આવતો નથી. નારદ કહે છે કે,—ભાઇઓમાંથી કોઈ ભાઈ સંતાન વગરનો હોઇને મરી જાય અથવા સન્યાસી થાય તો તેની સ્ત્રીનું સ્ત્રીધન બાદ કરીને બાકીનું ધન ભાઇઓ અંદર અંદર વહેંચી લે અને સ્ત્રી જો સ્વામીની શય્યાનું રક્ષણ કરનારી હોય (પતિવ્રતાપણે ચાલનારી હોય) તો જીવતા સુધી તેમનું ભરણ પોષણ તે ભાઇઓએ કરવું; પણ પતિવ્રતાપણે ચાલનારી નહોય તો તેનાં અન્નવસ્ત્ર બંધ કરવાં પણ આ વચન, આ પ્રકરણમાં અવિભક્ત અને સંસૃષ્ટ સંબંધી નિયમ હોવાથી, અવિભક્ત અથવા ફરીને એકઠા થએલા પુરૂષની વિધવા સ્ત્રીઓ વિશે છે એમ મદનનું કહેવું છે. કાત્યાયન કહે છે કે,—સ્ત્રીનો સ્વામી મરી જાય તો તેની વિધવાને અન્નવસ્ત્ર આપવાં પણ વિભક્ત થયા વિના મરી ગયો હોય તો મરનારનો હિસ્સો તેની વિધવાના હયાતી સુધી મળે. अविभक्ते એવા શબ્દ સમૃતિમાં છે તે સંસૃષ્ટનું ઉપલક્ષણ છે. तु શબ્દ છે એનો અર્થ वा (અથવા) એટલે વિકલ્પ સમજવો; આથી બે પક્ષ ઉત્પન્ન થાય છે તેમાં બીજો પક્ષ પત્નિ (પરણેલી સ્ત્રી)ના સંબંધનો અને પહેલો પક્ષ રાખેલી સ્ત્રીના સંબંધનો એમ મદનનો મત છે પણ એવી વ્યવસ્થા કરવાને આધાર નથી. કારણ કે તેજ સમૃતિકાર (કાત્યાયન) એ સંબંધી યથાર્થ વ્યવસ્થા કહે છે કે,—ઘરમાંના વડીલ માણસોની સેવા અંતઃકર્ણ પૂર્વક કરવામાં જે સ્ત્રી તત્પર હોયતેને પોતાના યોગ્ય વિભાગનો ભોગ કરવાનો અધિકાર છે પણ જો સેવા કરે નહિ તો તેને અન્નવસ્ત્ર માત્ર આપવાં સમૃતિમાં गुरु શબ્દ છે તેનો અર્થ સસરા વગેરે તેમની (વડીલોની) ઇચ્છા હોય તો તેને વિભાગ મળે નહિતો અન્નવસ્ત્ર માત્ર મળે. તેજ સમૃતિકાર (કાત્યાયન) કહે છે કે,—અપકારક કર્મ કરનારી નિર્લજ દ્રવ્યનો નાશ કરનારી અને વ્યભિચાર કરવામાં પ્રીતિવાળી સ્ત્રીને ધન લેવાનો અધિકાર નથી "પતિત સ્ત્રીઓને આજ નિયમ લાગુ કરવો; તેમને અન્નવસ્ત્ર આપવું અને તેમણે ઘરની નજીકમાં રહેવું." એવું એક વચન છે તે સ્વામી જીવતો છતાં તેમને લાગું પડે છે એવું કેટલાક ગ્રંથકારોનો મતછે ઉપલા બીજા વચનમાં एतमेवविधिं (આજ નિયમ) એવું છે એનો અર્થ પતિત ત્યાગ રૂપ એટલે વ્યભિચારિણી સ્ત્રીને જે નિયમ લાગુછે તેજ નિયમ સમજવો વ્યભિચાર કરવા વિશે જેનાપર શંકા આવે તે સ્ત્રીનું પણ ભરણપોષણજ કરવું એ વિશે હારીત સમૃતિમાં કહ્યું છે કે,—સ્ત્રી પોતાની જુવાન અવસ્થામાં વિધવા હોઇને વ્યભિચારિણી થવાનો તેના ઉપર શંકા આવે તો તેના દિવસ નિર્ગમન પુરતી જીવિકા તેને આપવી. कर्कशा—જેના ઉપર વ્યભિચારની શંકા આવેલી હોય તે એમ મિતાક્ષરામાં કહેલું છે એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે પત્ની જો

ઇંદ્રિઓ કબજે રાખીને રહે તો તેને ધણીનો વારસો લેવાનો અધિકાર છે. અનેક પત્નીયો હોય તો તેમણે તે દ્રવ્ય વહેચી લેવું.

દીકરીને વારસો મળવાના નિયમ.

तस्याअभावेदुहिता अतएवमनुः यथैवात्मातथापुत्रःपुत्रेणदुहिता समा तस्यामात्मनितिष्ठंत्यांकथमन्योधनंहरेत् दुहितरोऽनेकाश्चे द्विभज्यगृह्णीयुःतत्रापिकाचिदूढाकाचिदनूढैव पत्नीभर्त्तुर्धनहरीया स्यादव्यभिचारिणी तदभावेतुदुहितायद्यनूढाभवेत्तदेतिकातीयात् ऊढामुक्ताचित्सधनापरानिर्द्धनाचेत्सैवलभेत स्त्रीधनंदुहितृणामप्र त्तानामप्रतिष्ठितानांचेतिगौतमोक्तेः अप्रतिष्ठितानिर्धनाः स्त्रीपदं पितुरप्युपलक्षकमितिसांप्रदायिकाः

પત્ની ન હોય તો દીકરીને વારસો મળે છે; તે વિશે મનુ કહે છે કે,—"જેવો પોતે તેવોજ પુત્ર; અને તેવીજ પુત્રી પણ જાણવી. આત્મરૂપ (પોતાના જેવી) કન્યા હયાત છતાં બીજો કોઈ વારસો કેમ લેઈ શકે!" એક કરતાં વધારે કન્યાઓ હોય તો તેમણે તે દ્રવ્યના સરખા વિભાગ કરીને વહેચી લેવું, તેમાં પણ કેટલીક પરણેલી અને કેટલીક પરણ્યા વિનાની હોય તો પરણ્યા વિનાની જે કન્યા હોય તેને વારસો મળે. એ વિશે કાત્યાયન કહે છે કે,—જે સ્ત્રી પતિવ્રતા હોય તે પત્ની સ્વામિના ધનનો વારસો લેઈ શકે; તેવી સ્ત્રી ન હોય તો લગ્ન કર્યા વિનાની પુત્રી હોય, તેણે વારસો લેવો. પરણાવેલી પુત્રીઓમાંથી કોઈ ધનવાળી અને નિર્ધન હોય તો, તેમાંથી જે નિર્ધન હોય તેનેજ વારસો મળે. એ વિશે ગૌતમ કહે છે કે "માતાનું સ્ત્રીધન અવિવાહિત અને અપ્રતિષ્ઠિત કન્યાને મળે" अप्रतिष्ठिताः એટલે નિર્ધન પરંપરા સંપ્રદાય પ્રમાણે ચાલનારાઓને મતે स्त्री શબ્દ પતાનો પણ ઉપલક્ષક છે, એટલે स्त्री શબ્દવડે પિતાપણ સમજવો.

દીકરીના દીકરાને વારસો ક્યારે મળે ?

दुहित्रभावेदौहित्रः अपुत्रपौत्रसंतानेदौहित्राधनमाप्नुयुः पूर्वेषांतुस्व धाकारेपौत्रादौहित्रकामताइतिविष्णूक्तेः दौहित्राभावेपिता तद भावेमाता

કન્યા ન હોય તો દીકરીના દીકરાને વારસો મળે. એ વિષે વિષ્ણુ સ્મૃતિમાં કહ્યું છે કે,—પુત્ર અથવા પૌત્ર સંતતિ પાછળ રહી ન હોય તો તેનો વારસો દીકરીના દીકરા લેઈ શકે; પૂર્વજોનું શ્રાદ્ધાદિક કર્મ કરવામાં દૌહિત્રો (દીકરીના દીકરાઓ) ને પૌત્રોની સમાન માનેલા છે. દૌહિત્ર ન હોય તો ધનનો વારસો બાપને અને બાપ ન હોય તો માતાને મળેછે.

, માબાપને વારસો ક્યારે મળે?

तथाचकात्यायनः अपुत्रस्यास्यकुलजापत्नीदुहितरोऽपिवा तदभा वेपितामाताभ्रातापुत्राः प्रकीर्तिताः विष्णुश्च अपुत्रधनंपत्न्यभिगा मितदभावेदुहितृगामि तदभावेदौहित्रगामि तदभावेपितृगामि तद भावेमातृगामि तदभावेभ्रातृगामि तदभावेभ्रातृपुत्रगामि तदभावेस कुल्यगामीति यत्तुविज्ञानेश्वरः द्वंद्वापवादकेपितरावित्येकशेषेक्र माप्रतीतावपितदर्थबोधकेविग्रहवाक्येमातृशब्दस्यपूर्वनिपातात् अ पवाद्यद्वंद्वक्रमानुसारात्पितुः पुत्रांतरसाधारण्यान्मातुस्त्वसाधार ण्याच्चादौमातुस्तदभावेपितुर्धनग्रहणमूचे तदेतद्वचोविरोधादपास्तम् विग्रहवाक्येमातृशब्दपूर्वनिपातेएकशेषस्यद्वंद्वैकाल्पिकत्वेनतदप वादत्वेसाधारण्यासाधारण्ययोः क्रमनियामकत्वेमानाभावाच्च

એ વિષે કાત્યાયન કહેછે કે,—પુત્ર સંતાન વિનાના પુરૂષનો વારસો કુળવાન સ્ત્રી લે, અને તે ન હોય તો પિતા, મા, ભાઈ, અથવા ભત્રિજા, વારસો લે. તેજ પ્રમાણે વિષ્ણુ સ્મૃતિમાં કહેલુંછે કે,—અપુત્ર પુરૂષનું ધન સ્ત્રીને મળે, સ્ત્રી ન હોય તો દીકરીને મળે, તે ન હોય તો બાપને મળે તે ન હોય તો માને, તે ન હોય તો ભાઇને, તે ન હોય તો ભત્રિજાને, અને તે ન હોય તો કુળગાંના સગોત્ર પુરૂષને વારસો મળે. પણ વિજ્ઞાનેશ્વર એમ કહેછે કે,—પાછળ પિતરૌ એવો શબ્દછે તે વ્યાકરણમાંનું એકશેષ સંજ્ઞક વૃતિરૂપ થએલું છે. એમાં મૂળનો ક્રમ માલમ પડતો નથી તોપણ તેનો અર્થ જણાવનારો વિગ્રહ એવો થાયછે કે માતાચપિતાચ એમાં માતૃ શબ્દનો ઉચ્ચાર શિષ્ટ લોક પ્રથમ કરેછે, એથી કરીને પ્રથમ માતા અને પછી પિતા એવો અનુક્રમ સિદ્ધ થાયછે. એનું બીજું કારણ કે જે દ્વંદ્વનો બાધક એક શેષ છે એ દ્વંદ્વ સમાસમાં માતા પિતરૌ એવોજ ક્રમ છે. ત્રીજું કારણ કે અનેક પત્નીઓ થકી થએલા સર્વે પુત્રોને પિતા સાધારણ છે. પણ મા તો જેનો છોકરો હોય તેનીજ માટે પિતા સંબંધ કરતાં માતાનો સંબંધ વિશેષ પાસેછે; માટે પેહેલો માતાને ભાગ આપવો; અને માતા ન હોય તો પિતાને ભાગ આપવો. પણ એ કહેવું ઉપર કહેલા વિષ્ણુના વચન સાથે વિરોધ વાળું છે માટે તેનો ત્યાગ કરવો જોઇએ વિજ્ઞાનેશ્વરનું કહેવું યોગ્ય નથી એનું બીજું કારણ આ પ્રમાણે છે. માતાચપિતાચ આ વિગ્રહ વાક્યમાં માતા શબ્દ પેહેલો હોવો જોઇએ એ વિષે પ્રમાણ નથી તેમજ દ્વંદ્વનો બાધક એક શેષ એમ વિજ્ઞાનેશ્વર કહેછે,—પરંતુ દ્વંદ્વ સમાસ નિત્ય નથી; વૈકલ્પિક છે. તેથી કરીને તે બે વૃત્તિઓમાં પરસ્પર બાધ્ય બાધક ભાવ હોવાનું પ્રમાણ નથી. ત્રીજું કારણ

અનેક પુત્રોને પિતા સાધારણ અને માતા અસાધારણ એમ કહેછે. પણ તે ઉપરથી માતા પ્રથમ કે પિતા પ્રથમ એ અનુક્રમ નક્કી કરવાનું પ્રમાણ નથી.

ભાઈ ભત્રિજાઓને વારસો મળવા વિષે.

मातुरभावेभ्राता सोदरः तदभावेतत्पुत्रः यत्तुविज्ञानेश्वरादयःसोदराभावेभिन्नोदरास्तदभावेसोदरसुताइत्याहुः तन्न भ्रातृपदस्यसोदरेशक्त्याभिन्नोदरेचगौण्यावृत्तिद्वयविरोधात् केचित्तुभ्रातरइत्यत्र भ्रातृपुत्रौस्वसृदुहितृभ्यामित्यनुशासनात् भ्रातरश्चस्वसारश्चभ्रातरइतिविरूपैकशेषेणभ्रात्रभावेभगिन्यइत्याहुः तन्न विरूपैकशेषमानाभावात् भ्रातृपुत्राअपिपितृव्यमरणकालेजीवत्पितृकतयासंजातधनसंबंधाश्चेदनेकपितृकाणांतुपितृतोभागकल्पनेतिन्यायेनपित्र्यमंशं पितृव्यांतरैः सहविभज्यगृह्णीयुः

માતા ન હોય તો સોદર (એટલે એકજ માતાના પુત્ર) ભાઇને અને તે ન હોય તો તેના છોકરાઓ (ભત્રીજાઓ) ને વારસો મળે; પણ વિજ્ઞાનેશ્વર વગેરે જે એમ કહેછે કે સોદર પુત્ર ન હોય તો બીજી માતાઓના પુત્રને વારસો મળે અને તે ન હોય તો સોદર પુત્રના છોકરાઓને વારસો મળે તે વાજબી નથી; કેમકે વચનમાં भ्रातरः એવો શબ્દ છે. તેનો મુખ્ય અર્થ સોદર પક્ષે અને ગૌણ અર્થ અસોદર પક્ષે લેવો પડશે અને તેથી કરીને વૃત્તિદ્વય દોષ (એકજ શબ્દના એકજ વખતે શક્તિએ કરીને તથા લક્ષણાએ કરીને બે અર્થ કરવા એ દોષ) આવેછે. કેટલાક કહેછે કે, भ्रातरः એવો શબ્દ સ્મૃતિમાં છે, ત્યારે 'भ्रातृपुत्रौस्वसृदुहितृभ्याम्' એ પાણિનીય સૂત્રના આધારથી भ्रातरश्चस्वसारश्च (ભાઈઓ અને બહેનો) આ બે પદની વિરૂપૈક શેષ નામની વૃત્તિ કરવાથી 'भ्रातरः' એવું રૂપ થાય છે; માટે भ्रातरः એ શબ્દવડે 'ભાઈ અને બહેન' એમ સમજીને 'માતા ન હોય તો ભાઇઓને વારસો મળે' એમ વિજ્ઞાન સ્મૃતિમાં કહેલું છે, તે ઉપરથી માતા ન હોય તો ભાઇને, અને ભાઈ ન હોય તો બહેનને વારસો મળેછે, પણ તેમ નથી. કારણ કે भ्रातरः એ શબ્દ વિરૂપૈક શેષ વૃત્તિરૂપ છે, એવી કલ્પના કરવાને કાંઈ આધાર નથી. કાકો મરી જાય તે વખતે બાપ જીવતો હોય તો પુત્રને કાકાનું ધન લેવાનો અધિકાર પ્રાપ્ત થયેલો ન છતાં પણ જુદા જુદા બાપના પુત્રોને બાપની સંખ્યા પ્રમાણે ભાગ મળવો જોઇએ, એ ન્યાયથી બીજા કાકાઓ સાથે બાપનો હિસ્સો સમાન વેહેંચીને બાપને હિસ્સે જે વારસો આવે તે, તેના છોકરાઓએ વેહેંચી લેવો.

ગોત્રજને વારસાનો હક.

भ्रातृपुत्राभावेगोत्रजाःसपिंडाः तत्राप्यादौपितामही मातर्यपिचवृ

त्तायांपितुर्माताहरेद्धनमितिमनूक्तेः यद्यपीयंमातुरनंतरंश्रुतातथापि बद्धक्रमभ्रातृपुत्रांतेषुमध्येनिवेशायोगादागंतूनामंतेनिवेशइतिवत् भ्रातृपुत्रांतोनिवेश्या

ભત્રિજા ન હોય તો સપિંડ ગોત્રજ વારસ થાયછે. તેમાં પણ પ્રથમ બાપની માને વારસો મળે છે; કેમકે માતા મરી જાય તો બાપની મા વારસો લે એવું મનુનુ વચન છે. આ વચનમાં માની પછી તરતજ બાપની મા કહેલી છે તોપણ ભત્રિજા સુધી વારસાનો એકંદર ક્રમ જે પછવાડે બતાવેલો છે તેમાં બાપની માનુ નામ વચમાં મૂકી શકાય નહિ, માટે આગંતુએ છેવટ બેસવું એ ન્યાયથી ભત્રિજા પછી બાપની મા સમજવી.

બેહેનનો હક.

तदभावेभगिनी अनंतरः सपिंडाद्यास्तस्यतस्यधनंभवेदितिमनूक्तेः बहवोज्ञातयोयत्रसकुल्याबांधवास्तथा यस्त्वासन्नतरस्तेषांसोनपत्य धनंहरेदितिबृहस्पत्युक्तेः तस्याअपिभ्रातृगोत्र उत्पन्नत्वेनगोत्रत्वा विशेषाच्च सगोत्रतापरंनास्ति नचसात्रधनग्रहणप्रयोजनत्वेनोक्ता

બાપની મા ન હોય તો બેહેનને વારસો મળે; કારણ કે મરી ગએલાનું ધન સપિંડમાંથી જે પાસેના સંબંધનો હોય તેને મળેછે. એવું મનુનુ વચન છે. એ વિશે બૃહસ્પતિ કહેછે કે,—સંતાન વગર મરી ગએલાનું ધન તેના ગોત્રના અને બાંધવોમાંથી જે સૌથી નજીકના સંબંધવાળો હોય, તેને મળે. બેહેન એ ભાઈઓના ગોત્રમાં ઉત્પન્ન થએલી હોવાથી તેને ગોત્રમાં ઉત્પન્ન થએલી જાણવી. તે માત્ર સગોત્ર કહેવાય નહિ પણ ધન લેવાનો અધિકાર મળવા માટે સગોત્રતા હોવી જોઈએ એમ આ જગોએ કહ્યું નથી.

પિતામહ અને સાવકાભાઈઓ.

तदभावेपितामहसपत्नभ्रातरौविभज्यगृह्णतःस्वजनकजनकत्वेनस्व जनकजन्यत्वेनचसमानप्रत्यासत्तेः प्रत्यासत्तिसाम्येपाठक्रमाद्यगु विशेषांतराभावेचान्यत्राप्येवमेव तेनतयोरभावेप्रपितामहपितृव्य भिन्नोदरभ्रातृपुत्राःविभज्यगृह्णीयुः

બેહેન ન હોય તો બાપનોબાપ અને સાવકા ભાઈઓ મિલકત સરખી વેહેંચી લે: કારણ કે પિતામહ પોતાના બાપનો જનક હોવાથી, અને સાવકા ભાઈઓ પોતાનો બાપથી ઉત્પન્ન થએલા હોવાથી, મરીગએલાની સાથે બંનેનો સંબંધ સરખોજ છે. જે ઠેકાણે સંબંધ સરખો હોય તે ઠેકાણે જો વારસાના ઠરાવેલા ક્રમ વગેરેમાં કાંઈ ઓછા વત્તા હક

બતાવ્યા ન હોય તો ત્યાં પણ આજ નિયમ સમજવો. તેથી પિતામહ અને સાવકાભાઈઓ નહોય તો પ્રપિતામહ, કાકા, અને સાવકાભાઈઓના પુત્ર તેમણે વારસો સરખે ભાગે વહેંચી લેવો.

સપિંડાદિકનો વારસામાં અધિકાર.

सर्वेसपिंडाःसमानोदकाश्चप्रत्यासत्तिक्रमेण तानाहमनुः सपिंडता तुपुरुषेसप्तमेविनिवर्तते समानोदकभावस्तुजन्मनाम्नोरवेदनेइति स प्तमेऽतीतेइत्यर्थः सोदकाभावेबांधवाः तेचस्मृत्यंतरे आत्मपितृ ष्वसुःपुत्राआत्ममातृष्वसुताः आत्ममातुलपुत्राश्चविज्ञेयाआत्मबां धवाः पितुःपितृष्वसुःपुत्राःपितुर्मातृष्वसुःसुताः पितुर्मातुलपुत्राश्च विज्ञेयाःपितृबांधवाः मातुःपितृष्वसुःपुत्रामातुर्मातृष्वसुःसुताः मातु र्मातुलपुत्राश्चविज्ञेयामातृबांधवाः अत्रक्रमः पाठिकएव

સર્વે સપિંડ અને સમાનોદક એ નિકટ સંબંધના જાણવા અને તે ધન લેવામાં અનુક્રમે અધિકારી છે તે વિશે મનુ કહે છે કે,—સપિંડ સંબંધ સાતમી પેઢી પછી તૂટે છે. અને સમાનોદક ભાવ, જન્મ, અને નામ, જ્યારે ખબર નથી હોતાં ત્યારે તૂટે છે. सप्तमेव એવો શબ્દ સ્મૃતિમાં છે તેનો અર્થ સાતમા પુરૂષ પછી સોદક પુરૂષ ન હોય તો બાંધવો વારસો લે એ વિશે કોઈક સમૃતિમાં કહ્યું છે કે,—પોતાના બાપની બેહેનના પુત્ર, પોતાની માસીના છોકરા, પોતાના મામાના છોકરા, તે પોતાના બાંધવ જાણવા. બાપની ફોઈના છોકરા, બાપની માસીના છોકરા, બાપના મામાના છોકરા, એ બાપના બાંધવો જાણવા. માની ફોઈના છોકરા, માની માસીના છોકરા, અને માના મામાના છોકરા, એ માતા તરફના બાંધવો જાણવા. એમાં વારસાનો અનુક્રમ વચનમાં કહ્યા પ્રમાણેજ જાણવો.

શંકા અને સમાધાન.

ननुपत्न्यादीनांसर्वेषांमृतनिरूपितानामेवधनभाक्त्वम् बांधवानामपि तथैवास्तु अतःकथंपितुर्मातुश्चबांधवानांधनसंबंधः पितुःपितृष्वसुः पुत्राइत्यादितुसंज्ञासंज्ञिसंबंधमात्रार्थं नधनसंबंधार्थमितिचेत् उ च्यते विनाप्येतद्वचनंपितृमातुलपितृपितृव्यादिष्विवमातृपितृबांधवेष्व पियोगेनैवतच्छब्दप्रवृत्तिसंभवेसंज्ञासंज्ञिसंबंधबोधनानर्थक्यापत्तिः तेनबंधुनुद्दिश्यधनसंबंधविधौपितृमातृबंधुप्रापणेनैववचोर्थवत्ता बंधु द्देशेनाशौचादिविधावप्येवमेवेतिदिक्

આ જગોએ કોઈ એવી શંકા લે કે, પત્ની, કન્યા વગેરેને મરી ગયેલાનું ધન લેવાનો અધિકાર કહેલો છે, તે જગોએ મરી ગયેલાની પત્ની અને કન્યા, એમજ સમજાય છે; ત્યારે બાંધવો પણ ફક્ત મરી ગયેલાનાજ કેમ નહિ સમજવા? અને બાપના બાંધવો તથા માના બાંધવોને વારસો લેવાનો અધિકાર શી રીતે મળે? ઉપર બૌધાયન સ્મૃતિમાં પોતાના બાપની બેનના છોકરા વગેરે જે કહેલા છે તે ઉપરથી પોતાના બાંધવ, બાપના બાંધવ, અને માના બાંધવ, એવા સંજ્ઞાસંજ્ઞી સંબંધ માત્ર સમજાવવાનો હેતુ છે. પણ કાંઈ તેમને દ્રવ્ય લેવાનો અધિકાર છે એમ કહેવાનો હેતુ નથી. એવી શંકાનો ઉત્તર આ પ્રમાણે છે કે,—બાપનો માપો, બાપનો કાકો, વગેરે શબ્દોનો અર્થ બોધ જેવી રીતે થાયછે તેવીજ રીતે બાપનાં બાંધવ, માના બાંધવ વગેરે શબ્દોનો અર્થબોધ પણ તે શબ્દોની અવયવ શક્તિવડે સ્મૃતિવચન વિના પણ સેહેજ થાય તેમ છે. અને એમ થવાથી કેવળ સંજ્ઞા અને તે સંજ્ઞાવડે સમજવાના પુરૂષ માત્ર કહેવાનો એ સ્મૃતિ વચનનો હેતુ છે એમ કહેવાથી તે વચન વ્યર્થ થાયછે. પણ ધન લેવાનો અધિકારી બંધુવર્ગમાં પિતૃબંધુ અને માતૃબંધુ છે, એમ અર્થ કરવાથીજ તે વચન સાર્થક થાયછે. બંધુઓના સંબંધમાં આશૌચ આદિક જે નિયમ કહેલા છે, ત્યાં પણ એજ ન્યાય લાગુ પડેછે એમ જાણવું.

આચાર્ય વગેરે વારસ થઈ શકે.

बंधुनामभावआचार्यस्तदभावेशिष्यः पुत्राभावेप्रत्यासन्नःसपिंडस्तदभावआचार्यस्तदभावेतेवासीत्यापस्तंबोक्तेः शिष्याभावेसहाध्यायीतदभावेश्रोत्रियः श्रोत्रियाब्राह्मणस्यानपत्यस्यरिक्थंभजेरन्निति गौतमोक्तेः तदभावेऽन्योब्राह्मणः सर्वेषामप्यभावेतुब्राह्मणारिक्थभागिनः त्रैविद्याःशूचयोदांतास्तथाधर्मोनहीयतइतिकातीयात् नारदश्च सर्वत्रादायिकंराजाहरेत्ब्रह्मस्ववर्जितम् अदायिकंतुब्रह्मस्वश्रोत्रियेभ्यःप्रदापयेत् बृहस्पतिः येऽपुत्राःक्षत्रविट्शूद्राःपत्नीभ्रातृविवर्जिताः तेषांधनहरोराजासर्वस्याधिपतिर्हिसः

બાંધવ ન હોય તો આચાર્ય અને આચાર્ય ન હોય તો શિષ્ય વારસ થઈ શકેછે એ વિષે આપસ્તંબ સ્મૃતિમાં કહેછે કે,—"પુત્ર ન હોય તો છેક નજિકનો સપિંડ્ય, તે ન હોય તો આચાર્ય અને આચાર્ય ન હોય તો શિષ્ય વારસ થાય." શિષ્ય ન હોય તો સાહાધ્યાયી અને સહાધ્યાયી ન હોય તો શ્રોત્રિય વારસ થઈ શકે તે વિષે ગૌતમ કહેછે કે, 'સંતતિ વિનાના બ્રાહ્મણોનું ધન, શ્રોત્રિય બ્રાહ્મણોએ લેવું. શ્રોત્રિય ન હોય તો બીજો ગમે તે બ્રાહ્મણ વારસ થઈ શકે એ વિષે કાત્યાયન કહેછે કે,—કોઈ પણ વારસ ન હોય તો ત્રણવેદનું અધ્યયન કરનારો પવિત્ર અને જેણે ઇંદ્રિય નિગ્રહ કરેલો છે એવા બ્રાહ્મણને વારસો આપવો જોઇએ. એમ કરવાથી ધર્મનો નાશ થતો નથી. નારદ પણ એમજ કહે

છે કે,—બ્રાહ્મણની મિલકત શિવાય બાકીની તમામ નવારસી મિલકત રાજાએ લેવી; બ્રાહ્મણની નવારસી મિલકત શ્રોત્રિય બ્રાહ્મણોને આપવી. બૃહસ્પતિ કહેછે કે,—પુત્ર સંતતિ જેની પાછળ હોય નહિ તથા જેને સ્ત્રી અને ભાઈ પણ હોય નહિ, એવા જે ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્ર મરી જાય, તેમની મિલકતનો ધણી રાજા છે; કેમકે રાજા સર્વનો સ્વામી છે.

સંન્યાસી વગેરેના વારસા વિષે.

यत्यादिरिक्थेविशेषमाहयाज्ञवल्क्यः वानप्रस्थयतिब्रह्मचारिणां रिक्थभागिनः क्रमेणाचार्यसच्छिष्यधर्मभ्रात्रेकतीर्थिनः ब्रह्मचारीनैष्ठिकः उपकुर्वाणस्यतुपित्रादयएव धर्मभ्राताप्रतिपन्नोभ्राता एकतीर्थीएकाश्रमी धर्मभ्राताचासावेकतीर्थीचेतिकर्मधारयः आचार्यादीनांप्रातिलोम्येनक्रमइतिविज्ञानेश्वरःवनस्थस्यधनमाचार्यो गृहीयाच्छिष्योवेतिविष्णूक्तेरानुलोम्येनेतिमदनः मृतस्यरिक्थग्राहिणायेनकेनापिराजपर्यंतेनौर्ध्वदेहिकंदशाहांतंकार्यम् तथाचविष्णुः यश्चार्थहरः सपिंडदायीस्मृतंइतिनिरूपितंचेदंश्राद्धमयूखेधिकारिनिर्णयेमया

સંન્યાસી વગેરેના વારસાના સંબંધમાં કાંઈ વિશેષ નિયમ યાજ્ઞવલ્ક્ય કહેછે કે,—વાનપ્રસ્થ, સંન્યાસી અને બ્રાહ્મચારીની મિલકત અનુક્રમે આચાર્ય, સારો શિષ્ય, અને એકજ આશ્રમનો ધર્મ બંધુ, એમને મળે. આ સ્મૃતિમાંના બ્રહ્મચારીનો અર્થ નૈષ્ઠિક બ્રહ્મચારી એટલે જન્મસુધી બ્રહ્મચર્ય વ્રતથી રહેનારો કારણ કે ‘ઉપકુર્વાણ’ એટલે અમુક કાળસુધી જે બ્રહ્મચર્ય રાખીને રહે છે તે. ઉપકુર્વાણના વારસ તેના પિતા વગેરે થાય છે धर्मभ्राता એટલે માનેલો ભાઈ एकतीर्थिः એક આશ્રમમાંના धर्मभ्रात्रेकतीर्थी એકત્ર ધારે સમાસ છે. અને તેના અર્થ ધર્મ બંધુ એવા જે એક તીર્થી ઉપર યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં વારસો લેનારનો જે ક્રમ કહ્યો છે; તેનાથી ઉલટો ક્રમ સમજવો એમ વિજ્ઞાનેશ્વર કહે છે,—એટલે વાનપ્રસ્થ, યતિ, અને બ્રહ્મચારી; એમના વારસ અનુક્રમે એકાશ્રમ ભાઈ, સારો શિષ્ય, અને આચાર્ય જાણવા. પણ મદનને મતે વિષ્ણુ સ્મૃતિમાં કહેવા પ્રમાણે વારસાનો અનુક્રમ સુલટોજ સમજવો. એટલે વિષ્ણુ સ્મૃતિમાં કહે છે કે,—મરી ગએલા વાનપ્રસ્થનું ધન આચાર્યે અથવા શિષ્યે લેવું. દસદિવસ પર્યંત મરી ગએલા મનુષ્યનું ઔર્ધ્વદેહિક કૃત્ય જેણે દ્રવ્ય લીધું હોય તેણેજ કરવું; પછી તે ગમે તે હો, જો રાજાએ લીધું હોય તો રાજાએ કરવું. એ વિશે વિષ્ણુ સમૃતિમાં કહે છે કે,—જે દ્રવ્ય એટલે વારસો લેનારો હોય તેજ પીંડ આપનારો પણ હોય. શ્રાદ્ધ મયુખ ગ્રંથમાં અધિકારી નિર્ણય પ્રકરણમાં એ વિશે સવિસ્તર વર્ણન અમે કરેલુંછે.

# अथ संसृष्टिनिर्णयः

विભક્ત થયા પછી ફરીને એકત્ર થવા વિશે નિર્ણય.

अथसंसृष्टिनिर्णयः तत्रसंसर्गमाहबृहस्पतिः विभक्तोयः सुतःपित्रा भ्रात्राचैकत्रसंस्थितः पितृव्येणाथवाप्रीत्यासतत्संसृष्टउच्यते अत्र पितृभ्रातृपितृव्यैरेवसहसंसृष्टतानान्येन वचनेनुपादानान्नइतिमिता क्षरादिषु विभागकर्तृसामानाधिकरण्येनैवसोतियुक्तम् पित्रादिपदा नितुविभागकर्तृमात्रोपलक्षकाणि अर्द्धमंतवेदिमिनोत्यर्द्धबहिर्वेदी तिवत् अन्यथावाक्यभेदात् तेनपत्नीपितामहभ्रातृपौत्रपितृव्यपुत्रा दिभिरपिसहसंसृष्टताभवति विभक्तोयएकत्रस्थितःसंसृष्टइतिसामा नाधिकरण्याद्विभक्तेभ्रात्रोःपुत्रादीनांनसंसर्गः विद्यमानंभाविवाधन मावयोःपुनर्विभागावधिसाधारणमित्याकारिकाबुद्धिरिच्छावासंसर्ग तत्रसंसृष्टिनांपुनर्विभागेविशेषमाहमनुः संसृष्टाःसहजीवंतोविभजे रन्पुनर्यदि समस्तत्रविभागःस्याज्ज्यैष्ठ्यंतत्रनविद्यते अतः समस्त त्रविभागःस्यादित्यनेनैववैषम्येनिरस्तेपुनर्ज्यैष्ठ्यंप्रतिषेधोज्यैष्ठ्यकृत मेववैषम्यंनास्तिसंसर्गकालीनद्रव्यमेवन्यूनाधिक्यकृतंतुविभागेवैष म्यमस्त्यैवेतिज्ञापनार्थमितिकेचित् ज्यैष्ठ्यमित्यादेरर्थवादमात्रत्वात् द्रव्यन्यूनाधिक्यपिसमएवभागः आचारोप्येवम् तेनाचारमूलक त्वेऽस्यवचसःसंभवातितद्विरुद्धश्रुतिकल्पनमन्याय्यम् व्यवहारशा स्त्रस्यव्याकरणवत्प्रायेणाचारमूलकत्वाच्चेतितुपरे बृहस्पतिः संसृ ष्टिनांतुयःकश्चिद्विद्याशौर्यादिभिर्धनम् प्राप्नोतितस्यदातव्योद्व्यंशः शेषाःसमांशिनःअर्जकस्यद्वौभागावित्यनेनैवभागद्वयसिद्धावसंसृष्ट विभागेपितृद्रव्याविरोधेनैवार्जनेभागद्वयंसंसृष्टिभागेतुसंसृष्टधनाविरो

धेनाप्यर्जनेभागद्वयमित्यर्थवदेतद्वचनमितिमदनः

સંસર્ગ એટલે શું તે વિશે બૃહસ્પતિ કહે છે કે,—જે છોકરો પ્રથમ જૂદો થઇને પછી બાપ, ભાઈ, અથવા કાકા, તેના સાથે પ્રીતિએ કરીને એકઠો રહે તેને સંસૃષ્ટ કહે છે. મિતાક્ષરા વગેરે ગ્રંથકારના મત પ્રમાણે ઉપલા બૃહસ્પતિના વચનમાં બીજાનું નામ નથી; માટે બાપ, ભાઈ, કે કાકાની સાથેજ એકત્ર થઈ શકાય છે; બીજા સાથે નહિ. પણ ખરૂં જોઇએ તો જેટલા થકી વિભક્ત થઈ શકાય છે, તેટલાના સાથે ફરીને એકઠા પણ થઈ શકાય. વચનમાં પિતા વગેરે જે પદ છે તે, યજ્ઞમાં યજ્ઞસ્થંભ રોપવાની જગો વિશે કહેતાં જેમ કહ્યું છે કે,—અરધો ભાગ વેદિની માંહે અરધો ભાગ બાહેર એ વાક્યમાં આગળ તૈયાર થવાની વેદીનો બોધક વેદી શબ્દ જેમ ઉપલક્ષક છે, તેમ બાપ, ભાઈ, વગેરે શબ્દ પણ વિભાગ લેનારા તમામ અધિકારીનો ઉપલક્ષક છે. એમ અર્થ ન કરીએ તો વાક્ય ભેદ કરવાનો દોષ આવશે તેથી પત્ની, પિતામહ, ભત્રિજાનો છોકરો, કાકાના છોકરા, એમની સાથે પણ પુનઃ એકત્ર થઈ શકાય છે. "જે એક વખત વિભક્ત થઇને ફરીને એકત્ર થાય છે, તે સંસૃષ્ટ." એ પ્રમાણે સામાનાધિકરણ્ય એટલે એકાર્થતા છે; માટે બે ભાઈ વિભક્ત થઇને મરી જાય તો તેના છોકરા એકત્ર થઈ શકે નહિ. જે ધન હાલછે તે અથવા હવે પછી જે ધન મળે તે ફરીને વિભાગ થતા સુધી આપણે બેનું સાધારણ છે એવી રીતની બુદ્ધિ અથવા ઇચ્છતિ સંસર્ગ કહે છે. તેમાં ફરી એકત્ર થએલાની મિલકતની ફરીને વેહેંચણ કરવા વિશે વિશેષ નિયમ મનુ કહે છે, કે ફરીને એકત્ર થઇને એકઠા રહેનારા જો ફરીને વિભાગ કરે તો તેમના વિભાગ સમાનજ થાય. મોટાને વધારે વિભાગ આપવો, એ નિયમ ત્યાં લાગુ પડતો નથી" એટલા માટે કેટલાક કહે છે કે,— "સર્વને સરખો ભાગ મળે"એવું વચનમાં લખ્યું છે; માટે વિશમ પણું દુર થયા છતાં પણ ફરીને જે એમ કહ્યું છે કે"વડીલને જાસ્તી મળે નહિ તે વડીલપણાથી ઉત્પન્ન થએલી વિશમતાનોજ માત્ર નિષેધ કરવાને અર્થે છે; પણ ફરીને એકત્ર થતી વખતે દ્રવ્ય જો વતુ ઓછું હોય તો વિભાગ કરતી વખતે પણ ઓછુ વતુ મળી શકે. પણ તેમ નથી. ज्यैष्ठ्यं ઇત્યાદિક વાક્ય કેવળ અર્થવાદ છે; માટે ફરીને એકત્ર થતી વખતે વતુઓછું દ્રવ્ય લઇને એકઠા થયા હોય, તો પણ વિભાગ કરતીવખતે સમાન વિભાગજ થાય. ચાલુ વહિવટ પણ તેવોજ છે. માટે ચાલુ વહિવટને લીધે આ વચનનો પ્રથમ કરેલો અર્થ સંભવે છે; તેમ છતાં તેથી વિરૂદ્ધ કલ્પના કરવી એ અયોગ્ય છે. બીજા કેટલાક એમ કહે છે કે વ્યવહાર શાસ્ત્ર પણ વ્યાકરણની પેઠે બહુધા લોકાચાર ઉપર આધાર રાખે છે. બૃહસ્પતિ કહે છે કે, ફરીને એકત્ર થએલામાંથી જો કોઈ વિદ્યાને શૌર્ય વગેરેથી વધારે ધન પ્રાપ્ત કરે તો તેને બે ભાગ આપવા, અને બાકીનાને સરખા ભાગ આપવા. એ વિશે મદનનું એવું મત છે કે, પ્રાપ્ત કરનારને બે ભાગ આપવા એ પૂર્વે કહેલા વચન ઉપરથી સિદ્ધ છતાં પણ અહીંઆં ફરીને પણ તેમજ કહ્યું છે. તે ઉપરથી અસંસૃષ્ટ ધનનો વિભાગ કરતી વખતે વડીલોપારજિત ધનનો ખર્ચ કરીને વિદ્યાધન ને શૌર્યધન મેળવેલું નહિ હોય તોજ મેળવનારને બે ભાગ; પરંતુ સંસૃષ્ટ ધનનો વિભાગ કરવામાં વિદ્યાધન, અથવા શૌર્ય ધન, સંસૃષ્ટ ધનનો ખરચ કરીને મેળવેલું હોય તો પણ મેળવનારને બે ભાગ આ-

પત્ની. આવો અર્થ કરવાથી તે વચન સાર્થક થાય છે.

સંસૃષ્ટિ ધનના અધિકારી-

संसृष्टिधनहरणाधिकारिणमाहयाज्ञवल्क्यः संसृष्टिनस्तुसंसृष्टीसोदरस्यतुसोदरः पत्नीदुहितरइत्यादेरपवादोयम् तेनायमर्थः संसृष्टधनहरणाधिकारितावच्छेदकंनपत्नीत्वादि किंतुसंसृष्टित्वमिति यत्तुविज्ञानेश्वरमदनादयोपवादस्योत्सर्गसमानविषयत्वनियमात्पूर्वोक्तस्वर्यातस्यापुत्रस्येत्येतत्पदानुषंगाच्चैतदपिपुत्रपौत्रप्रपौत्रहीनविषयम् अतस्तादृशमृतसंसृष्टिधनं मसंसृष्टिसन्निहितपत्न्यादिसद्भावेप्यन्यःसंसृष्ट्येवगृह्णीयादिति तन्चिन्त्यम् तेनविनापिगतौसंभवत्यामनुषंगेमानाभावात् समानविषयत्वंतुनसर्वांशेऽपेक्षितम् किंतुयथाकथंचित् मृतसपिंडविषयतया अपुत्रस्येतिपदस्यानुषंगाभावे स्वर्यातस्येत्यस्याभावेनमृतस्येतिनलभ्येतेतिचेन्न हीयेतांशप्रदानतः म्रियेतान्यतरोवापीतिवक्ष्यमाणमनूक्त्यातल्लाभात् अनुषंगेतुपित्रासहसंसृष्टासंसृष्टिनोःपुत्रयोःपुत्रपौत्रयोर्वातुल्यांशापत्तिः सपुत्रंप्रत्येतद्वचनाप्रवृत्तेः तत्रव्यवहारशास्त्रप्रामाण्यनिदानव्यवहारविरोधः नन्वनुषंगाभावेसपुत्रंप्रत्येतद्वचनप्रवृत्तेरसंसृष्टिपुत्रसंसृष्टिभ्रात्रादीनांसमवायेभ्रात्रादिरेवलभेतननुपुत्रादिरितिचेन्न उत्तरार्द्धव्याख्यायांपरिहरिष्यमाणत्वात्

સંસૃષ્ટિનું ધન લેવાના અધિકાર વિષે યાજ્ઞવલ્ક્ય કહેછે કે, સંસૃષ્ટિએ અને સોદરનું ધન સોદરભાઇએ લેવું. પત્ની અને કન્યા એ પૂર્વના વચનને આ વચન બાધક છે, માટે તેનો અર્થ એમ કરવો કે પત્નીત્વાદિ ધર્મ સંસૃષ્ટ ધન લેવાને પ્રયોજકીભૂત નથી પણ સંસૃષ્ટ સંબંધજ પ્રયોજક છે વિજ્ઞાનેશ્વર અને મદનઆદિ ગ્રંથકાર એમનું મત એવું છે કે, સામાન્ય નિયમની વ્યાપ્તીમાં અપવાદની વ્યાપ્તીનો પણ સમાવેશ થાયછે. તેથી "અપુત્ર મરી ગએલાનું" એ પદોના અનુષંગી "સંસૃષ્ટિએ ધન લેવું" વગેરે પદ પણ છે. તેથી પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર જેને હોય નહિ એવા મરી ગએલા સંસૃષ્ટિ વિષે આ વચન છે એમ સમજવું. તેથી કરીને પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર જેને ન હોય, એવો સંસૃષ્ટિ મરી જાય,

ત્યારે તેનું ધન સ્ત્રી આદિક નજિકનાં સંબંધી છતાં પણ તે સંસૃષ્ટ થયેલાં ન હોય તો બીજો જે સંસૃષ્ટ હોય તેજ લે. પણ આ કહેવું બરોબર નથી; કેમકે स्वर्यातस्यपुत्रस्य એ વચનની પછીના વચનમાં અનુવૃત્તિ કર્યા શિવાય પણ ચાલી શકે તેમ છે, (એટલે સંસૃષ્ટિનું ધન સંસૃષ્ટિએ લેવું એવો અર્થ થઈ શકેછે; એમછતા પણ અનુવૃત્તિ કરવાનું કાંઈ પ્રમાણ નથી. સામાન્ય નિયમ અને અપવાદની વ્યાપ્તિનું સરખાપણું સર્વાંશે હોવું જોઇએ એમ કાંઈ જરૂર નથી. મરી ગયેલા સપિંડ સંબંધીના સંબંધવડે જેટલું સરખાપણું હોય તેટલુંજ બસ છે. अपुत्रस्य એ પદનો અનુષંગ છોડવાથી અર્થાત્ 'स्वर्यातस्य' એ પદનો પણ સંબંધ તૂટવાથી, 'मृतस्य' એ અર્થની પછીની સ્મૃતિમાં પ્રાપ્તિ થનાર નથી, એમ કોઈ કહે તો તેમ નથી. "ह्रीयेतांशप्रदानतःम्रियेतान्यतरोवापि" ઈત્યાદિ આગળ આવનારા મનુના વચનવડે તે અર્થની પ્રાપ્તિ થાય છે. પરંતુ 'अपुत्रस्य' એ પદની અનુવૃત્તિ કરીએ તો સપુત્ર મરનારાના સંબંધમાં આ વચન લાગુ થનાર નથી તેથી કરીને બાપની સાથે સંસૃષ્ટ થયેલો એક પુત્ર અને એક અસંસૃષ્ટ તથા સંસૃષ્ટ થયેલો એક પુત્ર અને અસંસૃષ્ટ એક પૌત્ર એ સર્વે તે સરખાજ વિભાગ મળે તેમ થાય, ત્યારે વ્યવહાર શાસ્ત્રના આધારભૂત લોકાચારથી એ વાત વિરૂદ્ધ થશે. વળી કોઈ એમ કહેશે કે 'अपुत्रस्य' એ શબ્દની અનુવૃત્તિ ન કરવાથી એ વચન સપુત્રને પણ લાગુ પડશે તે કારણથી મરી ગયેલા સંસૃષ્ટિનો અસંસૃષ્ટ પુત્રછતાં પણ સંસૃષ્ટ ભાઈ વગેરેને વારસો મળે, પુત્રોને મળે નહિ. એમ થાય. પણ તેવી શંકા કરવી નહિ; ઉત્તરાર્દ્ધની વ્યાખ્યામાં આ પૂર્વપક્ષનું સમાધાન અમે આપીશું.

ઉપરની શંકાનું સમાધાન.

अमुंप्रथमपादार्थमपवदति सोदरस्येतिसंसृष्टिनःसंसृष्टीत्यनुषज्यते मृतसंसृष्टिनोधनंसंसृष्टिनोःसोदरासोदरयोः समवायेसोदरएवसंसृष्टीगृह्णीयादित्यर्थःउत्तरार्द्धंदद्याच्चापहरेच्चांशंजातस्यचमृतस्यचेति मृतसंसृष्टिनोद्रव्यविभागकालेतत्पत्न्यामस्पष्टगर्भायांपश्चादुत्पन्नस्य पुत्रस्यांशं तस्मैसंसृष्टः पितृव्यादिर्दद्यात्तदसत्वतुस्वयमेवांशंहरेदि त्यर्थः अत्रपुत्रत्वमात्रंपित्र्यंशग्रहणाधिकारितावच्छेदकम् नविभागोत्तरोत्पन्नत्वमप्रयोजकत्वाद्गौरवादेशांतरेविभागात्प्रागुत्पन्नेऽज्ञातेचांशानधिकारितापत्तेः अतःपूर्वोत्पन्नायासंसृष्टिनेपिपुत्रायसंसृष्टयपिपितृव्यादिस्तदंशंदद्यादेव

હવે આ પ્રથમ ચરણનો અપવાદ કહેછે. 'सोदरस्य' ઇત્યાદિ વાક્યમાં संसृष्टिनःसंसृष्टी એ પદ જોડાયછે. એટલે એવો અર્થ થાયછે કે મરી ગયેલા સંસૃષ્ટીનું ધન સોદર અને અસોદર બે સંસૃષ્ટી હોય તો તેમાંથી સોદર સંસૃષ્ટીએ લેવું. હવે ઉત્તરાર્દ્ધ;—"दद्याच्चापहरे

चांशंजातस्यचमृतस्यच" (એટલે મરી ગયેલા સંસૃષ્ટીનું ધન તેના આરસ પુત્રને સંસૃષ્ટીએ આપવું અને તે ન હોય તો પોતે લેવું). મરીગયેલા સંસૃષ્ટિના ધનનો વિભાગ કરતી વખતે તેની સ્ત્રી અસ્પષ્ટ ગર્ભવાળી હોય અને પાછળથી તેને પુત્ર ઉત્પન્ન થાય તો કાકો વગેરે જે સંસૃષ્ટ હોય તેણે તેને તેનો અંશ આપવો; પણ પુત્ર ન હોય તો પોતેજ લેવો. આ જગોએ બાપનો અંશ લેવાનો અધિકાર હોવામાં પુત્રત્વજ માત્ર પ્રયોજક છે; વિભાગથયા પછી જન્મ થવો, એ કાંઈ પ્રયોજક નથી. કેમકે પુત્રત્વ જેવું પ્રયોજક છે તેવું એ પ્રયોજક નથી; વળી તેને પ્રયોજક માનવાથી ગૌરવ દોષ ઉપજે છે; તેમ સંસૃષ્ટ પુરૂષને વિભાગ પેહેલાં દેશાંતરમાં પુત્ર થયો હોય તથા તે કારણથી તે વાત જાણવામાં ન આવી હોય તો પિતાનો વિભાગ મળવાનો અધિકાર તેનો નાશ પામે, એમ થાય. માટે વિભાગ થતા પેહેલાં ઉપજેલા અસંસૃષ્ટી પુત્રને પણ સંસૃષ્ટી છતાં પણ કાકા વગેરેએ તેનો વિભાગ આપવોજ.

ભેગા નહિ થયેલા સોદર તથા ભેગા થયેલા અસોદરની વચ્ચે વેહેંચણ.

असंसृष्टिसोदरसंसृष्टिभिन्नोदरयोर्विभज्यधनग्रहणमाहसएव अन्योदर्यस्त्वसंसृष्टीनान्योदर्योधनंहरेत् असंसृष्टयपितादद्यात्संसृष्टोनान्यमातृजइतिअत्रान्योदर्यान्यमातृजादिपदैर्नसपत्नीभ्रातैवोच्यते किंतुपितृव्यादिरपि योगाविशेषात् अन्यथापितृव्यादिभिःसंसर्गप्रतिपादनस्यानर्थक्यापत्तिःसंसृष्टिताप्रयुक्तकार्यांतराभावात् असंसृष्ट्यपीतिदेहलीदीपवत्पूर्वोत्तरपदाभ्यामन्वेतिसंसृष्टपदंचावृत्याद्व्यसंसर्गवतउदरसंसर्गवतश्चसोदरस्यबोधकम् आद्यर्थेपिशब्दोपितदनंतरंबोध्यः श्लोकांतेएवकारोध्याहार्यः तदेतेवाक्यार्थाः अन्योदर्योभिन्नोदरः पत्नीपितृपितामहसपत्नभ्रातृपितृव्यादिःसंसृष्टीचेद्धनंहरेत् असंसृष्टयप्यन्योदर्योनेति तेनान्योदरस्यान्वयव्यतिरेकाभ्यांसंसर्गोधनग्रहणेकारणमुक्तम् असंसृष्ट्यपिसंसृष्टयाख्यःसोदरोगृहीयात् अनेनसोदरत्वमात्रमेवकारणत्वमुक्तंसंसृष्टोद्व्यसंसर्गवान् अन्यमातृजएवकेवलंनगृहीयात् तेनैकःसंसृष्टत्वेनपरः सोदरत्वेनेतिद्वावपिविभज्यगृहीयातामितिनिगर्वः असंसृष्टिसोदरपुत्रेसंसृष्टयसोदरपुत्रेचायमेवपंथाःएतमेवार्थंसंसृष्ट्यधिकारेस्पष्टयतिमनुः

येषांज्येष्ठःकनिष्ठोवाहीयेतांशप्रदानतः म्रियेतान्यतरोवापितस्यभागोनलुप्यते सोदर्याविभजेयुस्तेसमेत्यसहिताःसमम् भ्रातरोयेच संसृष्टाभगिन्यश्चसनाभयइति हीयेताग्रमांतरगातिपातित्यादिना सोदर्याभ्रातरइत्यन्वः येचसंसृष्टाः पत्नीपितृपितामहसापत्नभ्रातृ पितृव्यादयः

અસંસૃષ્ટી સોદર તથા સંસૃષ્ટી અસોદરની વચ્ચે વારસો વેહેચી લેવા વિશે તેજ (યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—જુદી જનેતાઓથી થયેલા ભાઇઓ સંસૃષ્ટ હોય તો તેમણે દ્રવ્ય લેવું, પણ જુદી જનેતાઓથી થયેલા હોઇને તેઓ સંસૃષ્ટ પણ ન હોય તો તેમને દ્રવ્ય લેવાનો હક નથી; સોદર ભાઈ સંસૃષ્ટ ન હોય તો પણ તે દ્રવ્ય લઈ શકે, અને જુદી માતાઓથી થયેલા સંસૃષ્ટ હોય તો પણ તેણે એકલાએજ દ્રવ્ય લેવું નહિ. આ વચનમાં अन्योदर्यः (બીજી જનેતાથી ઉત્પન્ન થયેલા) અને अन्यमातृजः (બીજી માતાથી ઉપજેલા) આ શબ્દોથી કેવળ સાવકા ભાઇજ સમજવા નહિ; તે શબ્દવડે કાકા વગેરે પણ સમજવા. કારણ કે બીજા ઉદરથી ઉત્પન્ન થયેલા એમાં કાકા વગેરેનો સમાવેશ થઈ શકે છે, એમ અર્થ ન કરીએ તો કાકા વગેરેની સાથે સંસૃષ્ટપણું પ્રતિપાદન કર્યું છે તે વ્યર્થ થાય. કેમકે સંસૃષ્ટી સંબંધથી જે કાર્ય થાય તે શિવાય બીજુ કાંઈ કાર્ય છે નહિ असंसृष्टयपि એ શબ્દનો ઉમરા ઉપરના દીવાની પેઠે પહેલાંના અને પછીના પદની સાથે અન્વય થાય છે. संसृष्ट શબ્દની આવૃત્તિમાંથી એક દ્રવ્ય સંસર્ગવાળા અને બીજો શબ્દ ઉદર સંસર્ગવાળા વાચકનો બોધ કરે છે. अपि શબ્દ પણ દ્રવ્ય સંસર્ગવાળા વાચકનો બોધ કરનાર સંસૃષ્ટ શબ્દની પછી જોડવો एव એ શબ્દનો વચનની અંતે અધ્યાહાર કરવો એ પ્રમાણે કરવાથી ઉપલ્યા વચનના જુદા જુદા વાક્યાર્થ થાય છે. ૧ લો અન્યોદર્ય એટલે જુદી જુદી જનેતાથી ઉત્પન્ન થયેલા જેમ સ્ત્રી, પિતા, પિતામહ, સાવકાભાઈ, કાકો વગેરે જો તે સંસૃષ્ટ હોયતો તેમણે ધન લેવું. ૨ જો—અન્યોદર્ય સંસૃષ્ટ ન હોય તો તેણે દ્રવ્ય લેવું નહિ.તેથી ૧ અન્વય વ્યતિરેકવડે ધન લેવા વિશે સંસર્ગ એજ કારણ છે, એમ માલમ પડેછે. ૩ જો—સોદરભાઈ દ્રવ્યદ્વારા સંસૃષ્ટ ન હોય તો પણ સોદરપણાવડેજ તેણે દ્રવ્ય લેવું એથી કરીને સોદરપણું એજ માત્ર દ્રવ્ય લેવાનું કારણ કહેવાયું. ૪ થો—જે કેવળ દ્રવ્ય સંબંધવડેજ માત્ર સંસૃષ્ટ હોઇને બીજી માથી ઉત્પન્ન થયેલો હોય તો તે એકલાનેજ સર્વ દ્રવ્ય મળવું ન જોઇએ. આ પરથી એવું સિદ્ધ થાય છે કે દ્રવ્ય એકત્ર કરીને સંસૃષ્ટ થયેલામાંથી એક વારસ હોય અને બીજો સોદર હોય ત્યારે તે બંનેએ દ્રવ્ય સમાન ભાગે વેહેચીને લેવું. સંસૃષ્ટી પ્રકરણમાં આવોજ અર્થ મનુએ સ્પષ્ટ કરીને બતાવેલો છે. "સર્વથી મોટો ભાઈ અથવા કનિષ્ટ ભાઈ પોતાનો વિભાગ છોડીદે અથવા કોઈ ભાઈ મરી જાય તો તેનો વિભાગ નાશ

૧ કારણ હોય ત્યાંજ કાર્ય થઈ શકે તે અન્વય અને કારણ ન હોય ત્યાં કાર્ય થઈ શકે નહિ તેને વ્યતિરેક કહે છે.

પામતો નથી; પણ તેનો સોદર ભાઈ અને બેન અને વિભાગ થયા પછી જે એકત્ર થયા હોય તે સર્વે એકઠા મળીને તે વિભાગ સમભાગે વેહેચી લેવા." સ્મૃતિમાં હીયેત એવો શબ્દ છે એનો અર્થ આશ્રમ બદલવાથી અથવા પાતક કર્મથી પતીત થવા વગેરે કારણથી સોદર્યાઃ એનો અન્વય ભ્રાતરઃ એ શબ્દ સાથે કરવો. યેચસંસૃષ્ટાઃ એટલે સ્ત્રી, બાપ, દાદો, સાવકો ભાઈ, કાકો વગેરે જે ફરીને એકત્ર થયા હોય તે.

એ વિષે વિશેષ નિયમો.

अत्रविशेषमाहप्रजापतिः अंतर्द्धनंतुयत्किंचित्संसृष्टानांतुतद्भवेत् भूमिंगृहंत्वसंसृष्टाः प्रगृह्णीयुर्यथांशतः अंतर्द्धनंभूनिक्षेपादिनागोपितुंशक्यंसुवर्णरूप्यादि संसृष्टोभिन्नोदरोगृह्णीयात् भुवंतुसोदरभ्रातरः गवाश्वादितुसोदरासोदरइत्यर्थः भिन्नोदरःसंसृष्टयेवगवाश्वाद्यपीतिमदनः तदेतद्वचनानारूढंअंतर्धनभूमिगवाद्यन्यतरमात्रसत्वेत्वसंसृष्टोपिसोदरएवेति स्मृतिचंद्रिकायाम् तत्रमानंचिंत्यम् सोदरेष्वपिकेचित्संसृष्टिनःपरेतुन तत्रापिसंसृष्टिनएवगृह्णीयुः सोदरत्वसंसृष्टित्वकारणद्वयसद्भावात् अतएवगौतमः संसृष्टिनिप्रेतेसंसृष्टोरिक्थभागीतिबृहस्पतिः संसृष्टौयौपुनःप्रीत्यातौपरस्परभागिनाविति अत्रायंनिर्गलितोर्थः पुत्रःपित्रासंसृष्टोऽसंसृष्टोवाकृत्स्नंपित्र्यमंशंगृह्णीयात् पुत्रस्यैवांशग्रहणाधिकारितावच्छेदकत्वात् पुत्रेष्वप्येकःसंसृष्टोपरोनचेत्संसृष्टएवसंसृष्टिनस्तुसंसृष्टीत्युक्तेः संसृष्टपुत्रापुत्रसमवायेपुत्रएव दद्याच्चापहरेच्चांशमित्यत्रत्याख्यातत्वात् पुत्रभिन्नसंसृष्टपितृभ्रातृपितृव्यादीनांसमवायेपिपितरावेव तत्राप्यादौमाताततःपितेतिमदनःभ्रातृपितृव्यादयस्तुविभज्यैवगृह्णीयुः सर्वेषुसंसृष्टत्वरूपग्रहणाधिकारितावच्छेदकसद्भावात असंसृष्टभ्रातुःसंसृष्टपितृव्यसापत्नभ्रात्रादीनांचसमवायेपिविभज्यैव असंसृष्टयपिवादद्यात्संसृष्टोनान्यमातृजइत्युक्तेःकेवलायाःपत्न्याएवसंसृष्टत्वेसैवगृह्णीयात्

संसृष्टिनस्तुसंसृष्टीत्युक्तेः संसृष्टयाऽपितयासहान्येषांसंसृष्टिनांचस मवायेतएवनसा तथाचसंसृष्टिप्रक्रमेशंखनारदौ भ्रातृणामप्रजाः प्रेयात्कश्चिच्चेत्प्रव्रजेतवा विभजेरन्धनंतस्यशेषास्तेस्त्रीधनंविना भ रणंचास्यकुर्वीरन् स्त्रीणामाजीवनक्षयात् रक्षंतिशय्यांभर्तुश्चेदा च्छिद्युरितरासुतु यातस्यहितातस्याः पित्र्यंशाद्भरणंमतम् आसं स्कारार्द्धरेद्भागंपरतोबिभृयात्पतिः अत्रयथायस्यहविर्निरुप्तंपुरस्ता च्चंद्रमाभ्युदियात्सत्रेधातंडुलान्विभजेदित्यत्रहविरभिन्नउदियादित्य नेनैवहविः प्रवृत्त्यवगमान्निर्वापाविवक्षा तथाप्रक्रमादेवमरणप्रव्रज्या विभागादिषुसंसृष्टिनांकर्तृत्वावगमात भ्रातृणामित्यविवक्षितम् यत्तु संसृष्टिप्रक्रमेशंखः स्वर्यातस्यह्यपुत्रस्यभ्रातृगामिद्रव्यंतदभावेपित रौहरेयातांज्येष्ठावापत्नीति तद्येनपितृव्यभ्रातृपुत्रसपत्नभ्रात्रासहसंस र्गस्तन्मरणोत्तरंसंसृष्टिमरणेतदीयासंसृष्टिभ्रात्रादीनांक्रमनियमार्थ मितिमदनः तत्राप्यादौमातानततः पितेत्यपिसएव ज्येष्ठासंयता पत्य भावेभगिनी तथाचबृहस्पतिः यातस्यभगिनीसातुततोंशंलब्धुमर्हति अनपत्यस्यधर्मोयमभार्यापितृकस्यच केचित्तु यातस्यदुहितेतिपेठुः दुहितृभगिन्योरभावेनंतरः सपिंडः

એ વિષે પ્રજાપતિ વિશેષ કહેછે કે ગુપ્ત રાખવા યોગ્ય દ્રવ્ય સંસૃષ્ટિ ભાગીદારોની મિલકત જાણવી. પણ જમીન અને ઘર તે ફરીને એકત્ર ન થયેલાઓએ પોતે પોતાના વિભાગ પ્રમાણે વેહેચી લેવા. અર્થાત્ અંતર્ધાન એટલે સોનુ રૂપું વગેરે જે પૃથ્વીમાં ડાટીને સંતાડી શકાય એવું હોય તે સંસૃષ્ટી અને બીજા ઉદરથી ઉત્પન્ન થયેલાએ લેવું. પૃથ્વી સોદર ભાઇઓએ લેવી ગાય ઘોડા વગેરે સોદર અને અસોદર ભાઇઓએ લેવા. મદન એમ કહેછે કે ભિન્નોદર સંસૃષ્ટ થયેલો હોય તેણે માત્ર ઘર ઘોડાં વગેરે લેવાં. પરંતુ આ કહેવાને ઉપલ્યા વચનથી આધાર મળતો નથી. સ્મૃતિચંદ્રિકામાં કહ્યુંછે કે ગુપ્ત રાખવા જેવું દ્રવ્ય અને જમીન ગાય વગેરે આ બે જાતિમાંથી એકજ જાતિની મિલકત હોય તો તે સોદર ભાઈ સંસૃષ્ટ થયેલા ન હોય તથાપિ તેમણેજ લેવી. પણ એ વચનને શુપ્રમાણ છે તે વિચારવા જેવું છે. અર્થાત્ પ્રમાણ નથી. સોદર ભાઇઓમાં કેટલાક સંસૃષ્ટી અને કેટલા-

એક અસંસૃષ્ટી હોય તેમાં પણ સંસૃષ્ટી હોય તેજ લે. કારણ કે તેનામાં સોદરપણું અને સંસૃષ્ટીપણું એ બંને કારણો રહેલાં છે. એટલા માટેજ ગૌતમ કહેછે કે સંસૃષ્ટી મરે તો બીજો સંસૃષ્ટી તેના વારસાનો હકદાર થાયછે. બૃહસ્પતિ કહેછે કે પ્રીતિથી ફરીને એકત્ર થયેલા પરસ્પર દ્રવ્યના વિભાગી થાયછે. ત્યારે ઉપરના વચનમાંથી તાત્પર્યાર્થ એવો નીકળે છે કે બાપની સાથે દિકરો સંસૃષ્ટ હોય કે અસંસૃષ્ટ હોય તો પણ બાપનો આખો ભાગ તે લે. કારણ કે બાપનો વિભાગ લેવામાં અધિકારી હોવાનું પ્રયોજક પુત્રત્વજ છે. છોકરાઓમાં પણ એક સંસૃષ્ટ હોય અને એક બીજો અસંસૃષ્ટ હોય તો સંસૃષ્ટ હોય તેજ વિભાગ લે. કેમકે સંસૃષ્ટીનું ધન સંસૃષ્ટીએ લેવું એવું પાછળ કહ્યું છે. સંસૃષ્ટ થયેલામાંથી એક પુત્ર હોય અને બીજા અન્ય સંબંધવાળા હોય તો પુત્રજ બાપનો વિભાગ લે. કેમકે दद्याच्चापहरे च्चांशं એ પ્રમાણે પાછળ વ્યાખ્યાન કરેલું છે. પુત્ર વિના માબાપ ભાઈ કાકા વગેરે બીજા સંબંધી સંસૃષ્ટ થયેલાં હોય તો માબાંપેજ તે દ્રવ્ય લેવું. માબાપમાં પ્રથમ મા અને પછી બાપ એમ મદન કહેછે. સંસૃષ્ટમાં ભાઈ કાકો વગેરે હોય તો તેમણે તે ધન સમાન વેહેંચી લેવું. કેમકે જે સંસૃષ્ટીપણાએ કરીને તેમને ધન લેવાનો અધિકાર પ્રાપ્ત થાયછે તે સંસૃષ્ટીપણું સૌને સરખું છે. તેમજ ભાઈ અસંસૃષ્ટ હોય અને કાકો સાવકા ભાઈ વગેરે સંસૃષ્ટ હોય તોપણ તે સર્વ સમાન ભાગે વેહેંચી લેવું. કેમકે અસંસૃષ્ટી છતાં પણ સોદરે ધન લેવું અને બીજા મતાઓથી થયેલા અસંસૃષ્ટ પુરૂષોએ ન લેવું એવું પાછળ કહેલું છે. એકલી સ્ત્રી સંસૃષ્ટ થયેલી હોય તો તેણેજ લેવું. કેમકે સંસૃષ્ટીનું ધન સંસૃષ્ટીએ લેવું એવું પાછળ કહેલું છે. સ્ત્રી સંસૃષ્ટ છતાં તેની સાથે બીજા પણ સંસૃષ્ટ હોય તો બીજા સંસૃષ્ટોએ ધન લેવું. સ્ત્રીએ લેવું નહીં. સંસૃષ્ટી પ્રકરણમાં શંખ અને નારદે પણ એજ નિયમ કહેલો છે. ભાઇઓમાંથી જો કોઈ સંતતિ વગરનો મરી જાય અથવા કોઈ સન્યાસી થઈ જાય તો બાકીના બીજા ભાઇઓ સ્ત્રી ધન વિના તેનું બીજું ધન સમાન ભાગે વેહેંચી લે. અને તેની સ્ત્રીઓનું, જો તે સ્ત્રીઓ પતિવ્રતા હોય તો જીવતા લગી ભરણપોષણ કરે પણ પતિવ્રતા ન હોય તો તેમને જીવિકા આપવી બંધ કરે તેને કન્યા હોય તો તેના બાપના હિસ્સામાંથી તેને અન્નવસ્ત્ર આપવાં. તેનું લગ્ન થાય ત્યાં સુધી તેને વિભાગ મળે. લગ્ન થયા પછી તેનું પોષણ તેનો સ્વામી કરે આ જગોએ જેમ यस्यहार्विनिरुप्तं ઈત્યાદિ (જેનું તંદુલ વગેરે દ્રવ્ય લેવાનું કહ્યું છે તેની પૂર્વે જો ચંદ્રમા ઉગે તો ચોખાના ત્રણ વિભાગ કરવા). વાક્યમાં हविःअभ्युदियात् એ શબ્દ વડે કરીને પુરોડાસ આદિક હોમવાના દ્રવ્યના સંસ્કારનો નિશ્ચય થાયછે તેથી નિર્વાપ શબ્દ કહેવાની જરૂર રહેતી નથી. તેમજ આ જગોએ પણ પ્રકરણ ઉપરથીજ भ्रातृणाम् એ પદ અવિવક્ષિત છે એટલે સંસૃષ્ટ ભાઇઓનોજ સંગ્રહ થાયછે એમ નથી પણ જેટલા સંસૃષ્ટ થઈ શકે તે સર્વનો સંગ્રહ થાયછે. સંસૃષ્ટી પ્રકરણમાં શંખ કહેછે કે અપુત્ર છતાં જે મરી જાય તેનું દ્રવ્ય ભાઇઓ લે ભાઈ ન હોય તો માતા પિતા લે અથવા જ્યેષ્ઠ પત્ની લે. તેનો અર્થ મદન એવો કાઢેછે કે કાકો ભત્રિજો અને સાવકો ભાઇ એમની સાથે બીજો કોઈ સંસૃષ્ટ થયો હોય તો કાકા ભત્રિજો કે સવકો ભાઈ એ સર્વ મરી ગયા પછી તે મરે ત્યારે તેનો અસંસૃષ્ટ ભાઈ અને અસંસૃષ્ટી સંબંધી એમની વચે વારસાનો ક્રમ સ્થાપન કરવા માટે ઉપરનું વચન છે. અને એવે પ્રસંગે પહેલો

વારસ મા અને બીજા વારસ પિતા એવું તેજ ગ્રંથકારનું મત છે. સ્મૃતિમાં જ્યેષ્ઠા એવું પદ છે તેનો અર્થ જેણે ઇંદ્રિયો કબજે રાખી હોય એવી જ્યેષ્ટ પત્ની પત્ની નહોય તો બેન. એ વિષે બૃહસ્પતિ કહેછે કે સ્ત્રી અથવા મા બાપ પાછળ ન રહેતાં જે અપુત્ર પુરૂષ સ્વર્ગમાં જાય તેનો વિભાગ લેવાનો તેની બેનને અધિકાર છે. કોઈ જગોએ કન્યાને બદલે યાતયદૂહિતા એવો પાઠ છે એટલે કન્યાને અધિકાર છે એમ કહેછે. કન્યાને બેન બન્ને ન હોય તો જે છેક નજીકનો સપિંડ હોય તેજ વારસ થાયછે.

---

સ્ત્રીધન.

## ॥ अथ स्त्रीधनम् ॥

अथस्त्रीधनम् मनुः अध्यग्न्यध्यावहानिकंदत्तंचप्रीतिकर्मणि भ्रातृमातृपितृप्राप्तंषड्विधंस्त्रीधनंस्मृतम् षडितिन्यूनसंख्याव्यवच्छेदार्थं तेनपितृमातृपतिभ्रातृदत्तमध्यग्न्युपागतम् आधिवेदनिकाद्यंचस्त्रीधनंपरिकीर्तितमितियाज्ञवल्कीयमादिपदंसंगच्छते विष्णुश्चाधिकमाह पितृमातृसुतभ्रातृदत्तमध्यग्न्युपागतम् आधिवेदनिकंबंधुदत्तंशुल्कान्वधेयकमिति अध्याग्न्यादीनाहकात्यायनः विवाहकालेयत्स्त्रीभ्योदीयतेह्यग्निसन्निधौ तदध्याग्निकृतंसद्भिःस्त्रिधनंपरिकीर्तितम् यत्पुनर्लभतेनारीनीयमानापितुर्गृहात् अध्यावहनिकंनाम स्त्रीधनंतदुदाहृतम् प्रीत्यादत्तंतुयत्किंचिच्छ्वश्र्वावाश्वशुरेणवा पादवंदनिकंचैवप्रीतिदत्तंतदुच्यते विवाहात्परतोयत्तुलब्धंभर्तृकुलात्स्त्रिया अन्वाधेयंतुतत्प्रोक्तंयल्लब्धंस्वकुलात्तथा गृहोपस्करवाह्यानांदोह्याभरणकर्मणाम् मूल्यंलब्धंतुयत्किंचिच्छुल्कंतत्परिकीर्तितम् गृहोपस्कराद्यलाभेतन्मूल्यंकन्यादानकालेकन्यायैदत्तंतच्छुल्कमित्यर्थः

મનુ—વિવાહનો હોમ થતી વખતે અગ્નિની સમક્ષમાં કન્યાને જે કાંઈ આપેલું તે અધ્યગ્નિ, સાસરે વળાવતી વખતે પેહેરામણી વગેરે કન્યાને આપેલું હોય તે અધ્યાહવનિક, પ્રીતિને આપેલું, ભાઈએ આપેલું, માએ આપેલું અને બાપે આપેલું, એ ૭ પ્રકારનું સ્ત્રી ધન કહેવાય છે. સ્મૃતિમાં ષઠ (૭) શબ્દ છે, તે તેથી ઓછી સંખ્યાના નિવા-

રણને અર્થે છે. એટલે છ કરતાં સ્ત્રી ધનના પ્રકાર કમી નથી. એવો અર્થ કરવાથી જોડેની યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં આધિવેદનિક પર્યંત સ્ત્રી ધનના છ પ્રકાર કહીને અધિક પ્રકારનું ગ્રહણ કરી લેવા માટે 'આદ્ય' શબ્દ લખ્યો છે તે સુસંગત થાય છે. યાજ્ઞવલ્ક્યની એ સ્મૃતિ એવી છે કે,—પિતા, માતા, પતિ, ભાઈ, એમણે પ્રત્યેકે આપેલી, અધ્યગ્નિ (અગ્નિ સમીપ મળેલું), અને આધિવેદનિક (એટલે બીજી સ્ત્રી કરતી વખતે પેહેલીના મનનુ સમાધાન કરવાને આપેલું દ્રવ્ય,અને એવુંજ બીજું દ્રવ્ય તેને સ્ત્રીધન કહેછે.વિષ્ણુ છ કરતાં વધારે પ્રકાર કહે છે કે,—બાપ, મા, પુત્ર અને ભાઇએ આપેલું, અધ્યગ્નિ (વિવાહ વખતે અગ્નિ સમીપ મળેલું), આધિવેદનનિક (બીજી સ્ત્રી કરતી વખતે આપેલું, બંધુઓએ આપેલું, શુલ્ક (અવેજતરિકે આપેલું), અન્વાધેયક (વિવાહ પછી મળેલું), એને સ્ત્રીધન જાણવું. અધ્યગ્ન્યાદિકનું સ્વરૂપ કાત્યાયન કહે છે કે,—વિવાહ સમયે અગ્નિ સમીપ જે ધન સ્ત્રીને આપવામાં આવે છે, તે ધનને સત્પુરૂષોએ અધ્યગ્નિ નામે સ્ત્રીધન કહેલું છે. બાપને ઘેરથી સાસરે વળાવતી વખતે જે ધન સ્ત્રીને મળે છે તેને અધ્યાયહનનિક નામે સ્ત્રીધન કહેલું છે. બાપને ઘેરથી સાસરે વળાવતી વખતે જે ધન સ્ત્રીને મળે છે તેને અધ્યાયહનનિક નામે સ્ત્રીધન કહેલું છે. સાસુ કે સસરાને વહુને જે પ્રીતિથી આપેલું હોય અથવા વડિલોને પગે લાગતી વખતે તેમણે જે આપેલું હોય તેને પ્રીતિદત્ત કહે છે. વિવાહ થયા પછી સ્ત્રીને સ્વામીના કુળ તરફથી કે પિતાના કુળ તરફથી જે મળે તેને અન્વાધેય કહે છે. ઘરમાં વાપરવાનાં વાસણ, બોજો વેહેનારાં જનાવર, દૂઝણાં જનાવર, અને અલંકાર એ સહુની કીમત દાખલ જે જે કાંઈ આપવામાં આવે તે શુલ્ક કહેવાય છે. અર્થાત્ ઘરમાં વાપરવાનો સામાન વગેરે ન મળી શકવાથી તેની કીમત કન્યાદાન વખતે કન્યાને આપે છે તે શુલ્ક કહેવાય છે.

અધિક વેદનિકનું પ્રમાણ.

आधिवेदनिकंविवृणोतियाज्ञवल्क्यः आधिविन्नस्त्रियैदद्यादाधिवेदनिकंसमम् नदत्तंस्त्रीधनंयासांदत्तेत्वर्द्धंप्रकल्पयेत अर्द्धमितियावताधिवेदनिकद्रव्यसमंभवतितावदित्यर्थः देवलःभर्त्राप्रतिश्रुतंदेयमृणवत्स्त्रीधनंसुतैः प्रतिश्रुतंस्त्रियै स्त्रीभ्योधनेदानविशेषमाह कात्यायनः पितृमातृपतिभ्रातृज्ञातिभिस्त्रीधनंस्त्रियै यथाशक्त्याद्विसाहस्राद्दातव्यंस्थावरादृते स्थावरातिरिक्तंसहस्रद्वयपणावधिदेयमितिमदनः व्यासोपि द्विसाहस्रःपरोदायःस्त्रियादेयोधनस्यच इदंचाद्विसहस्रावधिकंदानंप्रतिवर्षंअनेकवर्षेष्वितोधिकमपिशक्तौस्थावरमपिच देयमित्यपिसएव

અધિક વેદનિક સ્ત્રીધનનું વિવરણ યાજ્ઞવલ્ક્ય કહે છે કે.—એક સ્ત્રી છતાં બીજી સ્ત્રી કરતી વખતે પેહેલી સ્ત્રીનું મન મનાવવાને, જો તેને સ્ત્રીધન ન મળેલું હોય તો બીજી સ્ત્રી કરતાં જેટલો ખરચ થાય તેટલું ધન તેને આપવું. અને સ્ત્રીધન મળેલું હોય તો અર્ધું માત્ર આપવું. સ્મૃતિમાં अर्द्ध શબ્દ છે, તેતો અર્થ એવો કે બીજી સ્ત્રી કરતાં જેટલું ખરચ થવાનું હોય, તેટલી રકમ કરવાને સ્ત્રીધનમાં જેટલું ઉમેરવું પડે તેટલું આપવું. દેવલ કહે છે કે,—સ્વામિએ પોતાની સ્ત્રીને આપવાનું કહેલું સ્ત્રીધન પુત્રોએ ત્રણની પેઠે સમજીને આપવુંજ. प्रतिश्रुतं એટલે પોતાની સ્ત્રીને આપવા કહેલું સ્ત્રીઓને ધન આપવા સંબંધી કાંઈ વિશેષ નિયમ કાત્યાયન કહે છે કે,—પિતા, માતા, સ્વામિ, ભાઈ, અને જ્ઞાતિઓએ સ્ત્રીને શક્તિ પ્રમાણે સ્થાવર શિવાય બેહજાર સુધી આપવું. મદનને મતે,— સ્થાવર શિવાય બેહજાર સુધી પણ નામે નાણું આપવું. વ્યાસ પણ કહે છે કે,—બેહજાર સુધી ધનમાંથી સ્ત્રીને અર્પણ આપવું. આ બેહજાર॰સુધી જે અર્પણ આપવાનું કહ્યું તે પ્રતિ વર્ષે આપવાનું સમજવું. અનેક વર્ષ બદલ આપવું હોય તો એથી વધારે અને શક્તિ હોય તો સ્થાવર પણ આપવું. એમ તેજ સ્મૃતિકાર કહે છે.

કપટથી મળેલું વગેરે દ્રવ્ય સ્ત્રીધન ન જાણવું.

दायादावंचनेनदत्तेद्रव्येधारणमात्रार्थंदत्तेचभूषणादौस्त्रीस्वत्वंचना स्तीत्याह कात्यायनः तत्रसोपधियद्दत्तंयच्चयोगवशेनवापित्राभ्रा त्राथपत्यावानतत्स्त्रीधनमुच्यते शिल्पप्राप्तेपित्राभिन्नसखादिप्राप्तेपि स्त्रीधनत्वंनास्तीत्याहसएव प्राप्तंशिल्पैस्तुयत्किंचित्प्रीत्याचैवयदन्य तः भर्तुः स्वाम्यंतदातत्रशेषंतुस्त्रीधनंस्मृतम् यत्तु भार्यापुत्रश्चदास श्चनिर्धनाःसर्वएवते यत्तेसमधिगच्छंतियस्यैतेतस्यतद्धनम् भवेदि तितदपिशिल्पाद्यर्जितधनपरम् आधिवेदानिकादिष्वप्यस्वातंत्र्यपरमि तितुयुक्तम् अतएवमनुःननिर्हारंस्त्रियःकुर्युःकुटुंबाद्बहुमध्यकात स्व कादपिचवित्ताद्धिस्वस्यभर्तुरनाज्ञयेति निर्हारोव्ययः

બીજા હિસ્સેદારોને છેતરીને જે ધન સ્ત્રીને આપ્યું હોય તથા માત્ર પેહેરવા માટેજ જે અલંકાર સ્ત્રીને આપ્યા હોય, તેના ઉપર સ્ત્રીનો હક નથી. એ વિશે કાત્યાયન કહે છે કે,—કપટ કરવાના હેતુથી અથવા કાંઈ વિશેષ હેતુથી જે ધન પિતાએ, ભાઈએ કે પતિએ આપ્યું હોય તે સ્ત્રીધન કહેવાય નહિ. કળાકૌશલ્યથી મેળવેલું અથવા બાપ વગેરે સંબંધી વિના સ્નેહી વગેરેએ આપેલું જે ધન હોય તે ઉપર પણ સ્ત્રીનો હક નથી. એ વિશે એજ સ્મૃતિકાર કહે છે કે,—કળાકૌશલ્યથી જે કાંઈ મેળવ્યું હોય અથવા બીજા પાસેથી પ્રીતિના કારણથી મળેલું હોય, તે ઉપર સ્વામીનું ધણીપણું છે; એ શિવાય જે બીજું રહ્યું તે સ્ત્રી·

धन समजवुं. वळी जे एम कह्युं छे के,—स्त्री, पुत्र, अने दास, ए सर्वे निर्धन समजवां; तेओ जे धन प्राप्त करे ते, जेना स्वाधीनमां तेओ छे, तेनुं धन समजवुं. ए वचनपण शिल्पादिकथी मेळवेला धन विशेज समजवुं. आधिवेदनिकादिक बीजा प्रकारनां स्त्रीधन उपर पण आ वचनथी स्त्रीनुं धणीपणुं रहेतुं नथी एम कहेवुं योग्य छे. माटेज मनु कहे छे के,— अनेक मनुष्योना कुटुंबमांथी अने पोताना स्त्रीधनमांथी पण पोताना स्वामिनी आज्ञा शिवाय स्त्रीए खरच करवो नहि. निहारः खरच.

क्या स्त्रीधन उपर स्त्रीनी संपूर्ण मालकी छे?

कस्मिंश्चिद्धनेस्वातंत्र्यमाहकात्यायनः ऊढयाकन्ययासार्द्धंपत्युःपितृगृहेथवाभ्रातुःसकाशात्पित्रोर्वालब्धंसौदायिकंस्मृतम् सौदायिकंधनंप्राप्यस्त्रीणांस्वातंत्र्यमिष्यते यस्मात्तदानृशंसार्थंतैर्दत्तमुपजीवनम् सौदायिकेसदास्त्रीणांस्वातंत्र्यंपरिकीर्तितम् विक्रयेचैवदानेचयथेष्टंस्थावरेष्वपि भर्तृदत्तेस्थावरेतुनस्वातंत्र्यम् भर्त्राप्रीतेनयद्दत्तंस्त्रियैतस्मिन्मृतेपितत सायथाकाममश्नीयाद्दद्याद्वास्थावरादृतइति नारदोक्तेः

केटलाक धन उपर स्त्रीओने पूर्ण स्वतंत्रता छे. ते विशे कात्यायन कहे छे के, परणेली के वगर परणेली स्त्रीने पतिना घरमांथी के पिताना घरमाथी मळेलुं तेम भाई पासेथी के माबाप पासेथी मळेलुं जे धन ते सौदायिक कहेवाय छे. जेथी करीने तेमणे प्रीतिने लीधे तेने ते जीविका आपेली छे, तेथी सौदायिक द्रव्य उपर स्त्रीनी सर्वदा मालकीछे एम कहेलुं छे, अने तेनी मरजीमां आवे त्यारे ते स्थावर मिलकतनुं वेचाण करवानो अने दान करवानो तेने अधिकार छे. पण स्वामिए आपेली स्थावर मिलकत उपर तेनी स्वतंत्रता नथी. केमके, स्वामिए प्रसन्न थइने स्त्रीने जे आप्युं होय, ते जो स्थावर न होय तो, ते स्वामि मरी जाय तोपण इच्छामां आवे तेवी रीते तेनो उपभोग करे अने दान पण करे." एवुं नारदनुं वचन छे.

स्त्रीधन उपर स्वामि वगेरेनी मालकी नथी.

भर्त्रादीनांस्त्रीधनेस्वातंत्र्याभावमाहसएव नैवभर्तानैवसुतोनपिताभ्रातरोनच आदानेवाविसर्गेवास्त्रीधनेप्रभविष्णवः यदित्वेकतरोप्येषांस्त्रीधनंभक्षयेद्बलात सवृद्धिकंसदाप्यःस्याद्दंडंचैवसमाप्नुयात् तदेवयद्यनुज्ञाप्यभक्षयेत्प्रीतिपूर्वकम् मुलमेवसदाप्यःस्याद्यदानधन

वान्भवेत मनुः जीवंतीनांतुतासांयेतद्धरेयुःस्वबांधवाः तान्शिष्या
च्चौरदंडेनधार्मिकःपृथिपतिःपत्यौजीवातियःस्त्रीभिरलंकारोधृतोभवेत
नतंभजेरन्दायादाभजमानाःपतंतिइति धृतोभार्त्रादिनातस्यैदत्तःस
तयाधृतइत्यर्थः देवलः वृत्तिराभरणंशुल्कंलाभश्चस्त्रीधनंभवेत्
भोक्त्रीचस्वयमेवेदंपतिर्नार्हत्यनापादि वृथामोक्षेचभोगेचास्त्रियैदद्या
त्सवृद्धिकम् पुत्रार्तिहरणेवापिस्त्रीधनंभोक्तुमर्हति वृत्तिर्जीवनार्थंपि
त्रादिदत्तंधनम् लाभोवृद्धिः मोक्षस्त्यागोदानमितियावत् पुत्रपदंकु
टुंबोपलक्षकम् याज्ञवल्क्यः दुर्भिक्षेधर्मकार्येचव्याधौसंप्रतिरोधके
गृहीतंस्त्रीधनंभर्त्तानाकामोदातुमर्हति अत्रभर्तृग्रहणात्तद्भिन्नेनदुर्भि
क्षाद्यापद्यपिस्त्रीधनंनग्राह्यमित्युक्तम् धर्मकार्यमावश्यकम् संप्रति
रोधकेबंधने

સ્ત્રીધન ઉપર સ્વામીની અથવા બીજા કોઇની માલકી નથી તે વિશે તેજ સ્મૃતિકાર (એટલે નારદ) કહે છે કે સ્વામી, છોકરો, બાપ, ભાઇઓએ કોઈ સ્ત્રીધન લેવાને કે સ્ત્રીધન આપવાને અધિકારી નથી. જો એમાંનો કોઈ બળાત્કારે સ્ત્રીધન લઇને તેનો ઉપભોગ પોતે કરે તો રાજાએ બ્યાજ સુધાં તે પાછું અપાવવું અને તેને દંડ કરવો પણ જો કોઈ પુરૂષ સ્ત્રીની પ્રસન્નતા સંપાદન કરાને તેની રજા લઇને તે સ્ત્રીધનનો ઉપયોગ કરે તો તેની પાસેથી જો તે ધનવાન ન હોય તો મુદ્દલ જેટલુંજ સ્ત્રીધન આપવું. મનુ કહે છે કે સ્ત્રીઓ જીવતી છતાં તેમનું સ્ત્રીધન તેનાજ બાંધવો લઈ લે તેમને ધર્મિષ્ટ રાજાએ ચોરના જેવાં દંડ કરીને શિક્ષા કરવી. ધણી જીવતાં છતાં સ્ત્રીઓએ જે અલંકાર ધારણ કર્યા હોય તે અલંકાર વારસાની વેહેચણ વખતે વારસોએ વેહેચી લેવા નહિ, જો વેહેચી લે તો તેઓ જાતિભ્રષ્ટ થાય છે. સ્મૃતિમાં ધૃતઃ એવું પદ છે તેનો અર્થ એવો છે કે સ્વામી વગેરેએ તેને આપેલો અને તેણે પહેરેલો અલંકાર દેવળ કહે છે કે સ્ત્રીની જીવિકાને વાસ્તે જે બંદોબસ્ત કર્યો હોય તે અલંકાર તેને આપવાની વસ્તુને બદલે જે કંઈ અવેજ આપ્યો હોય તે તેના ધનની બ્યાજ વગેરે પેદાશ એ સર્વે સ્ત્રીધન કહેવાય છે. એ સ્ત્રીધન ઉપયોગ તેણે એકલીએજ કરવો પણ આપત્તી શિવાય તેના સ્વામીને તે લેવાનો હક નથી. પણ જો સ્ત્રીધનનો સ્વામીએ અમસ્તોજ ઉપયોગ કર્યો હોય અથવા ખર્ચ કર્યો હોય તો બ્યાજ સુધાં તે સ્ત્રીને તે આપવું. પણ છોકરાની આપત્તી ટાળવાને માટે સ્ત્રીધનનો ઉપયોગ સ્વામી કરેતો હરકત નથી. વૃત્તિઃ એટલે જીવિકાને અર્થે પિતા વગેરેએ આપેલું ધન લાભઃ એટલે બ્યાજ. મોક્ષ એટલે ખર્ચ અથવા દાન પુત્રઃ એ શબ્દ વડે આખું કુટુંબ સમજી લેવું. મતલબ કે કુટુંબ

ઉપરની સંકટ ટાળવાને માટે પણ સ્ત્રીધનનો ઉપયોગ સ્વામી કરી શકે. યાજ્ઞવલ્ક્ય કહે છે કે દુકાળમાં લીધેલું, ધર્મ કાર્યમાં ખર્ચવા વાસ્તે લીધેલું, વ્યાધિગ્રસ્ત હોવા છતાં લીધેલું, કેદ વગેરે બંધનમાં પડ્યાં છતાં લીધેલું એટલી જગોએ સ્વામીએ લીધેલું સ્ત્રીધન તેની (સ્વામીની) મરજી વિના પાછું અપાવવું નહિ. સ્મૃતિમાં સ્વામી શબ્દનું ગ્રહણ કરેલું છે માટે દુકાળ વગેરે કારણો છતાં પણ સ્વામી શિવાય બીજાને સ્ત્રીધન લેવાનો કે ખર્ચવાનો અધિકાર નથી એમ સમજવું.धर्मकार्य એટલે આવશ્યક ધર્મકાર્ય संप्रतिरोधके એટલે બંધનમાં.

મરજી વિના પણ સ્ત્રીધન આપવું પડે.

क्वचिदकामोदद्यादित्याहदेवलः अथचेत्सद्विभार्यःस्यान्नचतांभजतेपुनः प्रीत्यानिसृष्टमपिचपतिर्दाप्यश्चतद्बलात् ग्रासाच्छादनवासानामाच्छेदोयत्रयोषितः तत्रस्वमाददीतस्त्रीविभागंरिक्थिनस्तदा रिक्थिनःसकाशादित्यर्थः इदंचसाध्वीपरम् दुष्टातुनविभागमर्हति तथाचसएव अपकारक्रियायुक्तानिर्मर्यादार्थनाशिका व्यभिचाररतायाचस्त्रीधनंनचसार्हति सएव यज्ञार्थद्रंव्यमुत्पन्नंतस्माद्द्रव्यं नियोजयेत् स्थानेषुधर्मयुक्तेषुनस्त्रीमूर्खविधर्मिषु

સ્ત્રીધન પાછું આપવાને સ્વામીની ઈચ્છા ન હોય તો પણ કેટલેક પ્રસંગે પાછું આપવું જોઇએ. એ વિશે દેવળ કહે છે કે જો કોઈ પુરૂષને બે સ્ત્રીઓ હોય અને તેમાંથી એકની સાથે જો તે યોગ્ય રીતે વર્તતો ન હોય તો તેવી સ્ત્રીએ પોતાની ખુશીથી સ્ત્રીધન આપેલું હોય તો પણ રાજાએ બળાત્કારેપણ તેની પાસેથી તે સ્ત્રીધન પાછું અપાવવું. જ્યાં અન વસ્ત્ર અને રહેવાને જગો સ્ત્રીને ન આપવામાં આવતાં હોય તે જગોએ સ્ત્રીએ પોતાનું સ્ત્રીધન બળાત્કારે લેવું. તથા વારસો પાસેથી પોતાનો વિભાગપણ લેવો रिक्थिनः એટલે વારસાઓનો વિભાગ લેનારાઓ પાસેથી આ વચન પતિવ્રતા સ્ત્રીને લાગુ છે. કારણે દુષ્ટસ્ત્રીને વિભાગ લેવાનો હક નથી. તેજ સ્મૃતિકાર કહે છે કે જે સ્ત્રી અપકારક કામ કરે છે, મર્યાદારહિત વર્ત્તે છે, મિલકતનો નાશ કરે છે અને વ્યભિચાર કર્મમાં પ્રીતિવાળી છે; તેને સ્ત્રીધન લેવાનો હક નથી. વળી તેજ સ્મૃતિકાર કહે છે કે યજ્ઞકર્મ કરવાને અર્થે દ્રવ્ય ઉત્પન્ન કરેલું છે માટે ધર્મવાળાં ઠેકાણામાં દ્રવ્યની યોજના કરવી પણ સ્ત્રી મૂર્ખ અને અધર્મિ પુરૂષ તેમને આપવું નહિ.

અનવાધેયની વ્યવસ્થા.

स्त्रीमरणोत्तरमन्वाधेयाख्यतद्धनग्रहणेऽधिकारिव्यवस्थामाहमनुः अन्वाधेयंचयद्दत्तंपत्याप्रीतेनचैवयत्पत्यौजीवतिवृत्तायाःप्रजायास्तद्धनंभवेत् प्रजांविशिनष्टिसएव जनन्यांसंस्थितायांतुसमंसर्वेसहोद

राः भजेरन्मातृकंरिक्थंभगिन्यश्चसनाभयः यत्रदुहित्राद्यभावेनपु त्राणामेवसाहित्येनाधिकारःप्राप्तस्तत्रतत्साहित्यंयत्रतुकन्यानामेवा धिकारःप्राप्तस्तत्रतत्साहित्यमनुद्यते नतुकन्यापुत्रयोःपरस्परप्राप्तं साहित्यंविधीयतइतिमिताक्षराशयः परंतु अन्वाधेयभर्तृप्रीतिदत्त विषयेकन्यापुत्रयोरपूर्वंसाहित्यंविधीयतइत्याहुः

સ્ત્રીના મરી ગયા પછી અનવાધેય નામે સ્ત્રીધન લેવાનો કોનો હક છે તેની વ્યવસ્થા મનુ કહે છે કે સ્વામીએ ખુશીથી જે અનવાધેય સ્ત્રીધન પોતાની સ્ત્રીને આપ્યું હોય તે તેના મરી ગયા પછી તેના છોકરાને મળવું જોઇએ. છોકરાં એટલે શું તે વિશે તેજ સ્મૃતિકાર કહે છે કે માતા મરી ગયા પછી સર્વ સહોદર ભાઇઓ અને સહોદર બેનો માનું ધન સરખે ભાગે વેહેંચી લે. આ વચન પર મિતાક્ષરા ગ્રંથમાં એમ કહેલું છે કે જો કન્યાદિક ન હોવાથી છોકરાઓનેજ એકત્ર થઇને સરખો વિભાગ લેવાનો અધિકાર મળે છે ત્યાં તે સર્વેએ સરખા વિભાગ કરવા. જ્યાં છોકરીઓનેજ અધિકાર પ્રાપ્ત થાય છે ત્યાં સર્વે છોકરીઓએજ સરખા વિભાગ લેવા. એવું જે ન્યાય સિદ્ધ છે તે વચનનોજ અનુવાદ આ મનુ વચને કરેલો છે. તે છોકરાઓએ એકત્ર મળીને લેવું એવું અપૂર્વ વિધાન અહીં કરેલું નથી. એવો મિતાક્ષરાનો અભિપ્રાય છે. બીજા કેટલાક ગ્રંથકારોનો એવો મત છે કે અનવાધેય અને સ્વામીએ ખુશીથી આપેલું એ બે પ્રકારના સ્ત્રીધન વિશે માત્ર દિકરીને દિકરો એમણે એકત્ર મળીને સમાન ભાગ લેવો એવો અપૂર્વ નિયમ આ વચને કરેલો છે.

સ્ત્રીધન લેવાનો બેન વગેરેને અધિકાર.

भगिनीषुविशेषमाहमनुःस्त्रीधनंस्यादपत्यानांदुहिताचतदंशिनी अप्रत्ताचेत्समूढातुलभतेमानमात्रकम् तदंशिनीपुत्रसमांशिनी अप्रत्ताअविवाहिता तस्याःसत्वेऊढामानमात्रंकिंचिन्मात्रंलभतेइत्यर्थः अप्रत्ताभावेसाधवानांभ्रातृसमोंशः भगिन्योबांधवैःसार्द्धंविभजेरन् सभर्तृकाइतिकात्यायनोक्तेःदौहित्रीभ्योपिकिंचिद्देयम् यास्तासांस्यु र्दुहितरस्तासामपियथार्हतः मातामह्याधनात्किंचित्प्रदेयंप्रीतिपूर्वक मितिमनूक्तेः

બેનના સંબંધમાં કંઈ વિશેષ નિયમ મનુ કહે છે કે સ્ત્રીનું, ધન તેનાં છોકરાંને મળે. કન્યાનું લગ્ન થયું ન હોય તો તેને પણ તે ધનનો વિભાગ મળે પણ લગ્ન થયું હોયતો તેના માનને અર્થે માત્ર તેને કંઈ આપવું. तदंशिनी એટલે પુત્રની બરાબર ભાગ લેનારી अप्रत्ता એટલે વિવાહ ન થયેલી એવી અર્થાત એક પરણ્યા વિનાની અને બીજી પરણેલી એવી બે

છોકરીઓ હોય તો પરણેલીને તેનું માન રાખવાને કંઇક આપવું. પરણ્યા વિનાની કન્યા ન હોય તો પરણેલી કન્યા અને ભાઇએ તે દ્રવ્ય સમ ભાગે વેહેંચી લેવું. એ વિશે કાત્યાયન કહે છે કે પરણેલી બેનોએ ભાઇની બરાબર વિભાગ લેવો. દીકરીની દીકરીઓને પણ કંઇક આપવું. એ વિશે મનુ કહે છે કે છોકરીની છોકરીઓ હોય તેમનેપણ તેમની યોગ્તા પ્રમાણે તેમની માની માના ધનમાંથી કંઇક પ્રીતિ પૂર્વક આપવું.

યૌતક વગેરે સ્રીધનની વ્યવસ્થા.

यौतकंत्वनूढानामेवनपुत्राणाम् तथाचसएव मातुस्तुयौतकंयत्स्यात्कुमारीभागएवसः यौतकंविवाहादिकालेपत्यासहैकासनेप्राप्तम् युतयोर्यौतकमितिनिघंटूक्तेरितिमदनः अन्वाधेयभर्तृप्रीतिदत्तभिन्ने पूर्वोक्तेपारिभाषिकेस्त्रीधनेतुविशेषमाहगौतमः स्त्रीधनंदुहितॄणाम प्रत्तानामप्रतिष्ठितानांचेति अप्रतिष्ठितानिर्धनाः

પણ યૌતક ધન તો કુંવારી છોકરીનેજ આપવું. છોકરાઓને આપવું નહિ.

એ વિશે મનુ કહે છે કે માનું જે યૌતક નામે સ્રીધન હોય તે ઉપર કુંવારી છોકરીનોજ ભાગ પહોંચે છે. યૌતક એટલે લગ્ન પ્રસંગે અથવા બીજા કાંઈ ધર્મ કૃત્ય વખતે પતિ સહવર્તમાન એક આસનપર સ્રી બેઠેલી હોય તે વખતે તેને જે મળ્યું હોય તે યુત એટલે એક આસનપર બેઠેલાં સ્રીપુરૂષ તેના સંબંધનું તે યૌતક એમ નિઘંટુમાં કહ્યું છે; એવું મદન કહે છે. અન્વાધેય અને સ્વામીએ ખુશીથી આપેલું એ બે શિવાય પૂર્વે કહેલાં પરિભાષિક સ્રીધનના સંબંધમાં વિશેષ નિયમ ગૌતમ કહે છે કે પરણ્યા વગરની તથા ગરીબ કન્યાઓને સ્રીધન મળે છે. अप्रतिष्ठिताः એટલે જેની પાસે દ્રવ્ય નથી એવી.

બ્રાહ્મણીનું સ્રીધન.

ब्राह्मणीकन्यातुसपत्नमातुरपिधनंगृह्णीयादितिमनुः स्त्रियास्तुयद्भवेद्वित्तंपित्रादत्तंकथंचन ब्राह्मणीतद्धरेत्कन्यातदपत्यस्यवाभवेत वाकारश्चार्थे तेनविभज्येतिलभ्यतेब्राह्मणीपदंसमोत्तमजातिकन्योपलक्षकमितिकेचित् मानंतुतत्रचिंत्यम्

બ્રાહ્મણી સ્રીઓની કન્યાઓએ તો પોતાની સાવકી માનું પણ ધન લેવું. એ વિશે મનુ કહે છે કે પિતાએ ગમે તે પ્રકારે સ્રીને આપેલું ધન તેની બ્રાહ્મણી કન્યાએ લેવું, અથવા તે કન્યાનાં છોકરાંએ લેવું. સ્મૃતિમાં वा શબ્દ છે તેનો અર્થ અને એવો થાય છે તેથી કરીને કન્યા અને તેનાં છોકરાં એમણે વિભાગ કરીને લેવું એમ સિદ્ધ થાય છે. કેટલાક કહે છે કે સ્મૃતિમાં બ્રાહ્મણી એવો શબ્દ છે, તે સમાન જાતિ અથવા ઉત્તમ જાતિની કન્યાના ઉપલક્ષક છે; પણ એમ કહેવાને કાંઈ પ્રમાણ છે કે નહિ તે વિચારવા જેવુંછે.

### કન્યાની સંતતિને સ્ત્રીધન મળે.

दुहितॄणामभावेदुहितृसंतातिः मातुर्दुहितरोभावेदुहितॄणांतदन्वय इतिनारदोक्तेः भिन्नमातृकाणांदुहितॄणांदौहित्राणांच अनेकपितृकाणांतुपितृतोभागकल्पनेतिन्यायेनांशकल्पना यत्तुयाज्ञवल्क्यः मातुर्दुहितरःशेषमृणात्ताभ्यऋतेऽन्वयइति तत्राप्यन्वयपदंकन्यासंततिपरमितिकेचित् परेतुदुहित्रभावेपुत्राएवगृह्णीयुः नारदीये तदामातुरेवपरामर्शादित्याहुः आचारसंवादीचायंपक्षः शेषमृणादितिऋणसमंतन्यूनंवापुत्राएवगृह्णीयुरितिसांप्रदायिकाः

દીકરી ન હોય તો દીકરીની પ્રજાને સ્ત્રીધન મળે. કેમકે "માતાનું દ્રવ્ય દીકરીઓ લે અને તે ન હોય તો તેની પ્રજા જે હોય તે લે." એવું નારદનું વચન છે. જુદી જુદી માતાઓની દીકરીઓના અને તેના પુત્રોના વિભાગ 'અનેક પિતાઓના છોકરાના વિભાગ પિતાની સંખ્યા પ્રમાણે કરવા' એવો નિયમ પૂર્વે ગયેલો છે, તેને અનુસરીને કરવા. પણ "માનું કરજ હોય તે આપતાં બાકી રહે તે દીકરીઓએ લેવું; દીકરીઓ ન હોય તો તેની જે સંતતિ હોય તે સ્ત્રીધન લે." એવું યાજ્ઞવલ્ક્યનું વચન છે તે વચનમાં 'अन्वय.' શબ્દ કન્યાની સંતતિને લાગુ પડે છે એમ કેટલાક કહે છે. બીજાઓનો મત એવો છે કે દીકરી ન હોય તો છોકરાજ સ્ત્રીધન લે. નારદના વચનમાં तदन्वयः એમાંનો तत् શબ્દ માતાનો વાચક છે માટે તેનો એટલે માતાનો અન્વય (સંતતિ), એમ બોધ થાય છે. લોકાચાર ઉપરથી આ પક્ષનો નિર્ણય કરવો. शेषंऋणात् એનો અર્થ સંપ્રદાય જાણનારા એમ કરે છે કે માનું સ્ત્રીધન જો કરજની બરોબર અથવા કરજ કરતાં ઓછું હોયતો છોકરાઓએજ લેવું.

### પુત્ર પૌત્રોને સ્ત્રીધન મળે.

दुहित्रादीनामभावेपुत्रपौत्राद्यागृह्णीयुः दुहितॄणामभावेतुरिक्थंपुत्रेषुतद्भवेदितिकात्यायनोक्तेः अयंदुहित्रादीनांमातृधनाधिकारः अध्यग्न्यध्यावहनिकमित्यादिपूर्वोक्तपारिभाषिकस्त्रीधनएव मातृस्वामिकधनमात्रपरत्वेपरिभाषावैयर्थ्यंतेन स्त्रीधनंस्यादपत्यानांस्त्रीधनंदुहितॄणांइत्यादीनिपूर्वोक्तानिस्त्रीधनवंतिबृहस्पतिगौतमादिवचनानि पारिभाषिकपराण्येव यानितुस्त्रीधनपदाभावेप्येकार्थकानि भजेरन्मातृकंरिक्थमित्यादीनितान्यप्येतत्पराण्येव एकमूलकल्पनालाघ

वात् यत्तु विभजेरन्सुताःपित्रोरूर्ध्वंरिक्थमृणंसममितियाज्ञवल्क्यो क्तम् तत्पारिभाषिकातिरिक्तविभागकर्तनादिलब्धपरम् तेनपारि भाषिकातिरिक्तंमातृधनंदुहितृसत्वेपुत्रादयएवलभेरन् उभयविधसं तत्यभावेतुपारिभाषिकस्त्रीधनं प्रकृत्यविशेषमाहयाज्ञवल्क्यः अती तायामप्रजासिबांधवास्तदवान्पुयुः

દીકરીઓ વગેરે ન હોય તો પુત્રપૌત્ર વગેરેએ સ્ત્રીધન લેવું. કેમકે કાત્યાયનનું વચન છે કે દીકરીઓ ન હોય તો તે ધનનો વારસો પુત્રોનો છે. દીકરીઓ વગેરે માનું ધન લેવાનો જે આ અધિકાર છે તે અધ્યગ્નિ, અધ્યાવહનિક, ઇત્યાદિ પૂર્વે કહેલા પરિભાષિક સ્ત્રીધન વિશેજ સમજવો. કેમકે, નહિતો માતાનું ધન એ શબ્દોવડે માતાનું ગમે તે ધન સમજવાથી પાછળ કહેલી પરિભાષા વ્યર્થ થશે. માટે 'સ્ત્રીધન સંતતિને મળે' 'સ્ત્રીધન દીકરીઓને મળે' ઇત્યાદિ સ્ત્રીધન સંબંધી બૃહસ્પતિ, ગૌતમ વગેરેનાં વચનો પરિભાષાના સંબંધનાંજ છે એમ જાણવું. કોઈ જગોએ 'સ્ત્રીધન' શબ્દ ન મૂકતાં તેના સમાન અર્થના શબ્દો મૂકેલા હોય, જેમ 'માતાનું દ્રવ્ય લેવું' તે પણ પરિભાષાના સંબંધનાંજ જાણવાં. કેમકે એ સર્વે વચનોનું મૂળ (શ્રુતિરૂપ) એકજ છે એમ કલ્પના કરવામાં લાઘવ છે. "માબાપ મરી ગયા પછી તેમનું ધન તથા કરજ છોકરાઓએ સરખે ભાગે વેહેંચી લેવું" એવું જે યાજ્ઞવલ્ક્યનું વચન છે, તેમાંનો ધન શબ્દ પરિભાષિક શિવાય વારસામાં મળેલા કે કારીગરીથી મેળવેલા દ્રવ્યનો બોધક છે એમ સમજવું. તેથી પારિભાષિક સ્ત્રીધન શિવાયનું બીજું માતાનું ધન તો છોકરીઓ છતાં પણ પુત્રો વગેરેનેજ મળે. બન્ને પ્રકારની સંતતિ ન હોય તો પારિભાષિક સ્ત્રીધન કોને મળે, તે વિષે વિશેષ નિયમ યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—"મરી ગયેલી સ્ત્રી સંતતિ વિનાની હોય તો તેનું સ્ત્રીધન તેના બાંધવોને મળે."

બાંધવોને સ્ત્રીધન મળે.

विवाहभेदेनबांधवव्यवस्थामाहसएव अप्रजस्त्रीधनंभर्तुर्ब्राह्मादिषुच तुर्ष्वपि दुहितृणांप्रसूताचेच्छेषेषुपितृगामितत् भर्तुरभावेतत्कुलेत स्याःप्रत्यासन्नोलभतेच पितृकुलेतस्याःप्रत्यासन्नः अनंतरंसपिंडा द्यस्तस्यतधनंभवेदितिमनुना मृतानिस्पितायाएवप्रत्यासत्तेर्धनाधि कारितावच्छेदकत्वेनाभिधानात् यत्तुमिताक्षरायाम् भर्त्रभावेतत्प्र त्यासन्नानांसपिंडानांपित्रभावेचतत्प्रत्यासन्नानांसपिंडानामितितत्रा पितेनास्याःप्रत्यासन्नास्तत्प्रत्यासन्नास्तद्वारातत्कुलेप्रत्यासन्नाइतिग्रा

वदित्येवव्याख्येयम् ब्राह्मादिषुचतुर्ष्वपीतिविप्रपरम् तेषामेवतंप्रति धर्म्यत्वात् यस्यतुक्षत्रियादेर्गांधर्वोपिधर्म्यस्तस्यतदूढाधनमपिभर्तुरेव तथाचमनुः ब्राह्मदैवार्षगांधर्वप्रजापत्येषुयद्धनम् अतीतायामप्रज सिभर्तुरेवतदिष्यते यत्वस्यैस्याद्धनंदत्तंविवाहेष्वासुरादिषु अतीता यामप्रजासिमातापित्रोस्तादिष्यते ब्राह्मादिविवाहेषुभर्तुरभावे आसू रादिषुचापित्रोरभावेपारिभाषिकस्त्रीधनेऽधिकारिण आहबृहस्पतिः मातृष्वसामातुलानीपितृव्यस्त्रीपितृष्वसा श्वश्रुःपूर्वजपत्नीचमातृतु ल्याःप्रकीर्तिताः यदासामौरसोनस्यात्सुतोदौहित्रएववा तत्सुतोवा धनंतासांस्वस्त्रीयाद्याःसमान्पुयुःदुहितृदौहित्रयोरप्यभावोत्रबोध्यः तदभावएवौरसदौहित्रयोराधिकारात् आसुरादिविवाहेषुबंधुदत्तेतु कात्यायनः बंधुदत्तंतुबंधुनामभावेपुत्रगामितत्

જુદી જુદી જાતના વિવાહોના ભેદ પ્રમાણે બાંધવોને વારસો મળવાની વ્યવસ્થા વિશે પણ તેજ સ્મૃતિકાર (યાજ્ઞવલ્ક્ય) કહે છે કે,—"બ્રાહ્મઆદિક ચારે પ્રકારના વિવાહ-માંથી કોઇ પણ પ્રકારનો વિવાહ થઇને જેનું લગ્ન થયું હોય એવી સ્ત્રીનું ધન, જો તે સ્ત્રીને સંતાન ન હોય તો, તેના સ્વામીને મળે છે; પણ બાકીના ચાર પ્રકારના વિવાહમાંથી ગમે તે વિવાહવિધિથી લગ્ન થયું હોય તો તેનું સ્ત્રીધન તેનાં માબાપને મળે. જો તેને કન્યા સંતતિ હોય તો તે ધન દીકરીઓને મળે. સ્વામી ન હોય તો તેના કુળમાં જે તેનો નજિકનો સંબંધી હોય તેને તે ધન મળે; અને જેનું સ્ત્રીધન પિતાને મળે છે, તેનો પિતા ન હોય તો પિતાના કુળમાં જે તેનો નજિકનો સગો હોય તેને મળે. કેમકે મનુએ કહેલું છે કે "મરી ગયેલાના સપીંડમાંથી જે નજિકનો સપીંડ હોય તેને તેનું ધન મળે." એ પ્રમાણે મરી ગયેલાનું ધન મળવાનો અધિકાર પ્રાપ્ત થવાને મરી ગયેલાનો નજિકનો સંબંધ એજ કારણ છે, એમ મનુએ કહેલું છે. મિતાક્ષરામાં જે કહેલું છે કે "સ્વામી ન હોય તો તેના નજિકના સપીંડને, અને પિતા ન હોયતો તેના નજિકના સપીંડને (ધન મળે)." પણ તે જગોએ "તેના નજિકના એટલે તે સ્ત્રીના નજિકના—એટલે તે સ્ત્રીદ્વારાએ તેના કુળમાં જે નજિ-કનો સપીંડ હોય તે." એમ કહેવું જોઇએ. બ્રાહ્માદિક ચાર વિવાહ સંબંધી જે નિયમ કહ્યા તે બ્રાહ્મણનેજ લાગુ પડે છે. કેમકે તે વિવાહ કરવા એ માત્ર બ્રાહ્મણોનોજ ધર્મ છે. ક્ષ-ત્રિયાદિક, જેમને ગાંધર્વ વિવાહ પણ સશાસ્ત્ર છે તેમનામાં તો તે વિવાહથી પરણેલી સ્ત્રીનું ધન પણ સ્વામીને મળી શકે છે. તેમજ મનુપણ કહે છે કે,—બ્રાહ્મ, દેવ, આર્ષ, ગાંધર્વ, અને પ્રાજાપત્ય, એ વિવાહવિધિથી પરણેલી સ્ત્રી સંતાન વિનાની મરી જાય તો તેનું સ્ત્રીધન

સ્વામિનુંજ જાણવું. આસુરાદિક વિવાહોમાં તે સ્ત્રીને જે સ્ત્રીધન મળેલું હોય, તે સ્ત્રી જો સંતાન વિનાની મરણ પામે તો, તે સ્ત્રીધન તેનાં માબાપને મળે. આસુરાદિક વિવાહવિધિથી પરણેલી સ્ત્રીનાં માબાપ ન હોય તો પારિભાષિક સ્ત્રીધનના અધિકારી કોણ થાય તે વિશે બૃહસ્પતિ કહે છે કે,—"માસી, મામી, કાકી, ફોઈ, સાસુ અને મોટા ભાઈની પત્ની, એ છ માતા તુલ્ય કહેલી છે. જો એમને ઔરસ પુત્ર ન હોય, છોકરીનો છોકરો ન હોય, અથવા તેનો પણ છોકરો ન હોય તો બહેનના છોકરા વગેરેને એમનું દ્રવ્ય મળે. દીકરી અથવા દીકરીની દીકરી ન હોય તોજ સ્ત્રીનું સ્ત્રીધન ઔરસ પુત્ર અથવા દીકરાના પુત્રોને મળે. માટે આ વિષયમાં 'દીકરી અથવા દીકરીની દીકરી ન હોય તો' એમ સમજવું. આસુરાદિક વિવાહમાં બંધુઓએ આપેલા સ્ત્રીધન વિશે કાત્યાયન કહે છે કે બાંધવોએ આપેલું સ્ત્રીધન બાંધવોને મળે; અને તે ન હોય તો તેના પુત્રોને મળે.

શુલ્કવિશે.

शुल्कविषयेतुगौतमः भगिनीशुल्कंसौदर्याणामुर्ध्वंमातुरिति यत्तु शंखः शूल्कंचस्वयंवोढेतितद्विवाहात्प्राङ्मृतायांबोध्यम् अत्रविशेष माहयाज्ञवल्क्यः मृतायांदत्तमादद्यात्परिशोध्योभयव्ययम् पूर्वंशु ल्कंमृतायांकन्यायांस्वस्यतस्याःपितुश्चव्ययादवशिष्टंभर्तागृहीयादि त्यर्थः क्वचिद्विशेषमाहबौधायनः रिक्थंमृतायाःकन्यायागृहीयुः सोदराःसमम् तदभावेतुतन्मातुस्तदभावेपितुर्भवेदिति इदंतुविवाहा त्प्राङ्मृतायांवाग्दानकालीनमातामहादिदत्तालंकारादिविषयमितिसां प्रदायिकाः

શુલ્ક વિશે ગૌતમ કહે છે કે બેનનું શુલ્ક તેના સોદર ભાઈને મળે અને તે ન હોય તો તેની માને મળે. શંખ જે એમ કહે છે કે શુલ્ક સ્ત્રીનો સ્વામી જો તે લે તે વિવાહની પહેલાં સ્ત્રી મરી ગઈ હોય તે વિશે જાણવું. એ વિશે વિશેષ નિયમ યાજ્ઞવલ્ક્ય કહે છે કે જો સ્ત્રી વાગ્દાન થયા પછી મરે તો બંને પક્ષ તરફથી થયેલો ખર્ચ તેના શુલ્કમાંથી આપીને બાકી જે રહે તે ધણીએ લેવું. અને અર્થ એવો છે કે લગનની પહેલાં સ્ત્રી મરી જાય તો સ્વામીએ તે સ્ત્રીને શુલ્કના નામથી જે દ્રવ્ય આપ્યું હોય તેમાંથી તે સ્વામીને અને સ્ત્રીના બાપને થયેલો ખર્ચ બાદ કરીને બાકી રહે તે સ્વામીએ જોઇએ તો લેવું.બૌધાયન એ વિશે કોક સ્થલમાં વિશેષ કહે છે કે મરી ગયેલી કન્યાનું ધન તેના સોદર ભાઈઓ સમાન ભાગે વહેંચી લે. તે ન હોય તો તેની માત અને તે ન હોય તો તેનો પિતા લે. લોકાચાર જાણનારા વિદ્વાનો એમ કહે છે કે આ વચન વિવાહની પહેલાં મરી ગયેલી સ્ત્રીને વાગ્દાન

વખતે ( એટલે વિવાહનો કરાર કરતી વખતે ) માના બાપ વગેરે એ આપેલા અલંકારાદિક વિશે છે.



## ॥अथा नंशाः॥

વારસો જેને મળવાનો નહિ તે પુરૂષ વિષે.

અંગાદિ કે, આશ્રમે, કે ઉત્પત્તિએ હીનને વારસો ન મળે.

अथानंशाः याज्ञवल्क्यः क्लीबोथपतितस्तज्जःपंगुरुन्मत्तकोजडः अंधोचिकित्स्यरोगश्चभर्तव्याःस्युर्निरंशकाः तज्जःपतितोत्पन्नः विभागोत्तरमौषधादिनापुंस्त्वादियुक्तास्त्वंशंलभंतएव विभक्तोत्पन्न वत मनुःअनंशौक्लीबपतितौजात्यंधबाधिरौतथाउन्मत्तजडमूकाश्चये चकेचिन्निरिंद्रियाः निरिंद्रियाघ्राणादिरहिताः नारदः पितृद्विट्प तितःषंढोयश्चस्यादपयात्रितः औरसाअपिनैतेंशंलभेरन्क्षेत्रजाःकु तः दीर्घतीव्रामयग्रस्तायेजडोन्मत्तपंगवः भर्तव्याःस्युःकुलस्यैतेत त्पुत्रास्त्वंशभागिनः अपयात्रितोराजद्रोहाद्यपराधेनबंधुभिर्घटस्फो टादिनाबहिष्कृतइतिमदनः व्यवसायार्थंनावादिनासमुद्रमध्येद्वीपां तरगतइतितुयुक्तम् द्विजस्याब्धौतुनौयातुःशोधितस्याप्यसंग्रहइति तस्यकलौसंसर्गनिषेधात राजद्रोहादौघटस्फोटबहिष्कारयोरवि धानाच्च शंखलिखितौ अपयात्रितेरिक्थपिंडोदकानिव्यावर्ततेइति वसिष्ठः अनंशास्त्वाश्रमांतरगताइति नैष्ठिकब्रह्मचारिवानप्रस्थ यतयइत्यर्थः कात्यायनः अक्रमोढासुतश्चैवसगोत्राद्यश्चजायते प्र व्रज्यावसितश्चैवनरिक्थंतेषुकर्हिचित सगोत्रादितिसगोत्रेणोढायां तस्माज्जातइत्यर्थः अक्रमोढासुतःक्षेत्रजकानीनादिरितिकेचित ज्येष्ठायांकन्यायामपरिणीतायांकनिष्ठाकृतविवाहाचेत्तदातद्वैअपिअ क्रमोढाशब्देनोच्यतेइतितुयुक्तं तस्यपितृसवर्णत्वेंशभाक्त्क्रमाहसएव

अक्रमोढासुतस्त्वृक्थीसवर्णश्चयथापितुः असवर्णाप्रसूतश्चक्रमाढो यांचयोभवेत् प्रतिलोमप्रसुतायांभवाप्युत्पन्नःपुत्रोनांशभाक् तथाच सएव प्रतिलोमप्रसूतायातस्याःपुत्रोनरिक्थभाक् ग्रासाच्छादनमत्यं तंदेयंतद्बंधुभिर्मतमिति

याज्ञवल्क्य—नपुसक, जातिभ्रष्ट, અને તેનો છોકરો પાંગળો, ગાંડો, જડ, આંધળો, મટી શકે નહિ એવા જેને રોગ થયો હોય તે પુરૂષ તેમને વારસાનો વિભાગ મળે નહિ. તેમનું પોષણ માત્ર કરવું तजः એટલે પતીતથી ઉત્પન્ન થયેલો છોકરો. વિભાગ થયા પછી ઔષધ વગેરેથી નપુસકાદિક મટીને પુરૂષપણુ વગેરે જેને પ્રાપ્ત થાય તેમને, વિભાગ થયા પછી ઉત્પન્ન થયેલા પુત્રને જેમ ભાગ મળેછે તેમ ભાગ મળે. મનુ—નપુંસક અને પતીત એમને વિભાગ મળે નહિ; તેમજ જન્મથી આંધળા તથા બહેરાને તથા ગાંડા, જડ અને મુગાને તથા જેમની ઇંદ્રિયો પરિપૂર્ણ હોય નહિ તેમને વિભાગ મળે નહિ. સ્મૃતિમાં निरिंद्रियाः છે તેનો અર્થ ઘ્રાણાદિ ઇંદ્રિયો રહિત નારદ—પિતાનો દ્વેષ કરનારો, પતીત, નપુસક હદપાર કરેલો એવો જો ઔરસ છોકરો હોય તો તેને પણ વિભાગ મળે નહિ. તો ક્ષેત્રજને તો ક્યાંથીજ મળે. વળી લાંબા અને તીવ્ર રોગ થકી જેઓ પીડાયલા હોય તથા જે જડ, ઉન્મત (ગાંડા) અને પાંગળા હોય તેમનું કુળમાંના પુરૂષોએ પોષણ કરવું. પણ તેમના છોકરાઓને વિભાગ લેવાનો અધિકાર છે. अपयात्रित—રાજદ્રોહાદિક અપરાધના કારણથી બાંધવોએ જેનો ઘટસ્ફોટ વગેરે કરીને ત્યાગ કરેલો હોય તે. એમ મદન કહે છે. પણ વહેપાર કરવા માટે સમુદ્રમાં થઇને વહાણમાં બેશીને દ્વીપાંતરમાં ગયેલો હોય તેને 'અપમાત્રિક' કહેવા યોગ્ય છે. કારણ કે વહાણમાં બેશીને સમુદ્રમાં જનારા બ્રાહ્મણને પ્રાયશ્ચિત આપીને શુદ્ધ કર્યા હોય તો પણ સ્વજાતિમાં લેવા નહિ. એ વચનવડે એવા પુરૂષની સાથે કલિયુગમાં સંસર્ગ કરવો વર્જ્ય છે. વળી રાજદ્રોહાદિક અપરાધ કરનારાનો ઘટસ્ફોટ કરવો અને તેને જાતિ બહાર ત્યાગવો એવું કોઈ જગોએ કહ્યું નથી. એ બે કારણથી દ્વીપાંતરમાં જનારાને 'અપયાત્રિત' કહેવો એ યોગ્ય છે. શંખને લિખિત કહેછે કે 'અપયાત્રિત' પુરૂશને દાય વિભાગ પીંડ અને ઉદક મળે નહિ. વસિષ્ઠ કહે છે કે બીજા આશ્રમમાં જનારાને વિભાગ મળે નહિ. અર્થાત નૈષ્ઠિક બ્રહ્મચારી, વાનપ્રસ્થ કે સન્યાસી થવાથી વિભાગ મળે નહિ. કાત્યાયન—ક્રમે છોડીને પરણાવેલી છોકરીનો છોકરો, સ્ત્રીપુરૂષનું એકજ ગોત્ર હોઇને તેથી થયેલો પુત્ર,તથા સન્યાસ ધારણ કર્યા પછી પાછો સંસારી થયેલો, તેમને કોઈ દિવસ વારસો મળે નહિ. सगोत्रात એટલે સગોત્ર કન્યા પરણીને તેનાથી ઉત્પન્ન થયેલો પુત્ર એવો અર્થ સમજવો. अक्रमोढासुत એ શબ્દનો અર્થ કેટલાક એવો કરે છે કે ક્ષેત્રજ, કાનીન, વગેરે પુત્રો, પણ, મોટી દીકરીનો વિવાહ કર્યા શિવાય નાની દીકરી પરણાવી હોય ત્યારે તે બંને છોકરીઓ 'અક્રમોઢા' શબ્દથી સમજવી. એમ કહેવું યોગ્ય છે. અક્રમોઢા સ્ત્રીનો છોકરો બાપના વર્ણનો હોય તેને વિભાગ લેવાનો અધિકાર છે. એ વિશે તેજ સ્મૃતિકાર કહે છે કે,—"અક્રમોઢા સ્ત્રીનો છોકરો જો બાપના વર્ણનો હોય તો તેને વિભાગ

લેવાનો હક છે; તેમજ અસવર્ણ સ્ત્રી જો ક્રમોઢા (ક્રમ પ્રમાણે લગ્ન થયેલું એવી) હોય તો તેના છોકરાને પણ વિભાગ મળે." પ્રતિલોમ વર્ણની સ્ત્રીથી થયેલો પુત્ર જો સ્વામીથી થયેલો હોય, તો પણ તેને વિભાગ મળે નહિ. તે વિશે તેજ સ્મૃતિકાર કહે છે કે,—પ્રતિલોમ લગ્નથી પરણેલો (પોતાના કરતાં હીન વર્ણના સ્વામિ સાથે પરણેલી) સ્ત્રીને થયેલો છોકરો વિભાગ લેવાનો અધિકારી નથી; માત્ર તેને તેના બાંધવોએ જીવતાંસુધી અન્નવસ્ત્ર આપવાં.

દુરાચારીને વિભાગ મળે નહિ.

गुणवत्पुत्रांतरसत्वेदुर्वृत्तस्यांशानर्हतामाहमनुः सर्वएवविकर्मस्था नार्हंतिभ्रातरोधनमिति बृहस्पतिः सवर्णजोप्यगुणवान्नार्हःस्यात्पैतृकेधने तत्पिंडदाःश्रोत्रियायेतेषांतत्तुविधीयते उत्तमर्णाधमर्णेभ्यः पितरंत्रायतेसुतः अतस्तुविपरीतेनतेननास्तिप्रयोजनम्

ગુણવાન પુત્ર હોય તો દુરાચારી પુત્રને વિભાગ મળવાની યોગ્યતા નથી તે વિશે મનુ કહે છે કે,—"જેટલા ભાઇઓ દુષ્કર્મ કરનારા હોય તે સર્વેને વિભાગ લેવાનો હક નથી." બૃહસ્પતિ કહે છે કે— સવર્ણ સ્ત્રીથી ઉત્પન્ન થયેલો હોય તથાપિ દુર્ગુણી પુત્ર પિતાનું ધન લેવાને યોગ્ય નથી; પણ તે ધન, મરનારને પીંડ આપનારા શ્રોત્રિય (વિદ્વાન) હોય તેને આપવું. દેણદાર અને લેણદારથકી પુત્ર પિતાનું રક્ષણ કરે છે, માટે તેથી વિપરીત આચરણવાળા પુત્રનું કાંઈ પ્રયોજન નથી.

વિભાગ ન આપ્યો હોય તો પોષણ કરવું.

एतेचानंशारिक्थग्राहिभिर्यावज्जीवंपोषणीयाः सर्वेषामपितुन्यायंदातुंशक्यामनीषिभिः ग्रासाच्छादनमत्यंतंपतितोह्यददद्भवेदितिमनूक्तेः अत्यंतंयावज्जीवम् भर्तव्यास्तेनिरंशकाइति पूर्वोक्तयाज्ञवल्क्योक्तेश्च आश्रमांतरगतपतिततत्पुत्रास्तुनभर्तव्याः तथाचवासिष्ठः अनंशास्त्वाश्रमांतरगताःक्लीबोन्मत्तपतिताश्च भरणंक्लीबोन्मत्तानामिति अत्रद्वयोर्भरणश्रवणंइतरयोःपरिसंख्यार्थम् देवलः मृतेपितरिनक्लीबकुष्ठ्युन्मत्तजडांधकाः पतितस्तदपत्यंचलिंगीदायांशभागिनः तेषांपतितवर्ज्येभ्योभक्तवस्त्रंप्रदीयते लिंगीनिषिद्धलिंगधारी बौधायनः अतीतव्यवहारान्ग्रासाच्छादनैर्बिभृयुरंधजडक्लीबव्यसनिव्या

धितांश्चाकर्मिणः पतिततज्जवर्जमिति सन्यासच्युततत्पुत्रावपिनभ रणीयाइतिमदनादयः

જેમને વિભાગ ન આપતાં કાઢી મૂક્યા છે તેમનું જીવતાં લગી, વિભાગ લેનારા-ઓએ પોષણ કરવું. એ વિશે મનુ કહે છે કે,—જેમને વારસો આપ્યો નથી તે સર્વેને જીવતાં સુધી અન્નવસ્ત્ર આપવાં એ બુદ્ધિમાન પુરૂષોને ઘટારત છે; કેમકે તેટલું ન આપ-વાથી ન આપનાર પતિત થાય છે. અત્યંત જીવતાં સુધી પૂર્વે કહેલી યાજ્ઞવલ્કયની પણ સ્મૃતિછે કે,—"જેમને વિભાગ ન મળ્યો હોય તેમનું પોષણ કરવું." એક આશ્રમ છોડીને બીજા આશ્રમમાં ગયેલા, પતિત, અને પતિતના છોકરા, એમનું ભરણપોષણ કરવાની જરૂર નથી. તે વિશે વસિષ્ઠ કહે છે કે,—એક આશ્રમ તજીને બીજા આશ્રમમાં ગયેલા, નપુસક, ઉન્મત્ત અને પતિતને વારસો મળે નહિ; પણ નપુસક અને ગાંડો એમનું ભરણ પોષણ કરવું. આ વચનમાં એનેજ અન્નવસ્ત્ર આપવાનું કહ્યું છે, માટે બીજા એને આપવું નહિ, એમ સમજવું. દેવલ પિતાનું મરણ થયા પછી નપુસક, કુષ્ટ (કોઢ) રોગવાળો, ગાંડો, જડ, આંધળો, પતિત, પતિતનાં છોકરાં, અને નિષિદ્ધ ચિન્હ ધારણ કરનારા, એ-મને વારસાનો વિભાગ આપવો નહિ; તેમાં પતિત શિવાય બીજાઓને અન્નવસ્ત્ર આપવાં. લિંગી—નિષિદ્ધ ચિન્હ ધારણ કરનાર. બોધાયન વ્યવહારની રીતિ તજીને વર્તનારા, આંધળા, જડ, નપુસક, વ્યસની, રોગી અને અકર્મ કરનારા એને અન્નવસ્ત્ર આપીને પાળવા; પતિત તથા તેનાથી થયેલાં છોકરાંને અન્ન આપવાની જરૂર નથી. મદન વગેરે કહે છે કે, સન્યાસ લેઇને પછીથી ભ્રષ્ટ થયેલો તથા તેના છોકરાનું પોષણ ન કરવું.

નિર્દોષ પુત્રોને ભાગ મળે.

अनंशपुत्रास्तुनिर्दोषाभागंलभंतएव तेषामेवौरसाःपुत्राभागहारिणो नतुपतितस्यपतनीयेकर्मणिकृतेनंतरोत्पन्नाः प्रतिलोमासुस्त्रीषूत्पन्ना श्चाभागिनस्तत्पुत्राः पैतामहेप्यर्थेइतिविष्णुक्तेः औरसाःक्षेत्रजास्ते षांनिर्दोषाभागहारिणइतियाज्ञवल्क्योक्तेश्च तत्कन्यासुपत्नीषुचवि शेषमाहसएव सुताश्चैषांप्रभर्तव्यायावद्वैभर्तृसात्कृताः अपुत्रायोषि तश्चैषांभर्तव्याःसाधुवृत्तयः निर्वास्याव्यभिचारिण्यःप्रतिकूलास्तथै वच व्यभिचारेबहिर्निष्कासनमपोषणंच प्रातिकूल्येबहिर्निष्कासन मेव भरणंतुकार्यमेवेतिमदनादयः इतिश्रीमीमांसकभट्टशंकरात्मज नीलकंठेनकृतेभास्करेव्यवहारमयूखेदायभागनिरूपणंषष्ठम्

જેમને વિભાગ મળવાનો અધિકાર નથી, તેમના પુત્રો જો નિર્દોષ હોય તો તેમને

વિભાગ મળે. એ વિશે વિષ્ણુસ્મૃતિમાં કહ્યું છે કે,—"તેમના ઔરસ પુત્રોને વિભાગ મળે છે. પણ પતિત પુરૂષે પતિત થવા જોગ કર્મ કર્યા પછી ઉત્પન્ન થયા હોય તેમને વિભાગ મળે નહિ. પ્રતિલોમ સ્ત્રીને વિશે ઉત્પન્ન થયેલાને પણ ભાગ મળે નહિ તેના છોકરાઓને પોતાના પિતામહની મિલકત ઉપરપણ હક મળતો નથી." યાજ્ઞવલ્કય કહે છે કે,—"તેમના ઔરસ અને ક્ષેત્રજ પુત્રો જો નિર્દોષ હોય તો વિભાગ લેવાને યોગ્ય થાય છે." તેજ સ્મૃતિકાર તેની દીકરીઓ અને પત્નીઓ વિશે વિશેષ નિયમ કહે છે કે,—વારસો લેવાને અધિકારી ઠરેલા પુરૂષોની છોકરીઓને જ્યાં સુધી પરણાવીને સાસરે વળાવે, ત્યાં સુધી તેમનું પોષણ કરવું; તેમની અપુત્ર સ્ત્રીઓ સદાચરણી હોય તો તેમનું પણ પોષણ કરવું; જે વ્યભિચારિણી અને ઉલટી ચાલનારી તેમની સ્ત્રીઓ હોય તેમને તો કાઢી મૂકવી." એનો અર્થ મદનાદિક એમ કરે છે કે વ્યભિચાર કરનારી હોય તો તેને બાહાર કાઢી મૂકવી અને તેનું પોષણ કરવું નહિ: માત્ર ઉલટી ચાલનારી હોય તો બાહાર કાઢી મૂકવી, પણ પોષણ તો કરવું.

દાય ભાગ સમાપ્ત.

---

# अथ ऋणादानम्.

કરજ વસુલ કરવું.

વ્યાજનો દર વગેરે.

तत्रधनिकस्यप्रयोगप्रकारमाहबृहस्पतिः परिपूर्णगृहीत्वाधिंबंधंवा साधुलग्नकम् लेख्यारूढंसाक्षिमद्वाऋणंदद्याद्धनीसदायावत्तावक मृणंनशोध्यतेतावदेतद्गृहक्षेत्रादेर्दानविक्रयाधीकरणाद्यहंनकरिष्या मीतिनिर्बंधोबंधःलग्नकःप्रतिभूःसएवकुत्सितात्सीदतश्चैवनिर्विशं कैः प्रगृह्यते चतुर्गुणंचाष्टगुणंकुसीदाख्यमतःस्मृतं कात्यायनः ऋणिकेनतुयावृद्धिरधिकासंप्रकल्पिता आपत्कालकृतानित्यंदात व्याकारितातुसा प्रतिकालंददात्येवशिखावृद्धिस्तुसास्मृतेति प्रति कालंप्रतिदिनं प्रतिमासंप्रतिवर्षंचेत्यर्थः याज्ञवल्क्यः अशीतिभा गोवृद्धिःस्यान्मासिमासिसबंधके वर्णक्रमाच्छतंद्वित्रिचतुःपंचकम न्यथा अन्यथाऽबंधके व्यासः सबंधेभागआशीतःषाष्ठोभागःस लग्नके निराधानेद्विकशतंमासलाभउदाहृतः याज्ञवल्क्यः कांता

रगास्तु दशकं सामुद्रा विंशकं शतम् दद्युरित्युत्तरवाक्यस्यानुषंगः दद्युर्वा स्वकृतां वृद्धिं सर्वे सर्वासु जातिष्विति विष्णुः योगृहीत्वा ऋणं सर्वं श्वो दास्यामीति सामकम् नदद्याल्लोभतः पश्चात्तदिनाद्वृद्धिमवाप्नुयात् याचिते वृद्धिमाह कात्यायनः योयाचितकमादाय तमदत्वा दिशं व्रजेत् ऊर्ध्वं संवत्सरात्तस्य तद्धनं वृद्धिमाप्नुयात् कृत्वोद्धारमदत्वा योयाचितस्तु दिशं व्रजेत् ऊर्ध्वं मासत्रयात्तस्य तद्धनं वृद्धिमाप्नुयात् स्वदेशे वस्थितो यस्तु नदद्याद्याचितः क्वचित् तं ततोकारितां वृद्धिमनिच्छंतं च दापयेत्

કરજ ધીરનારે શી રીતે કરવું તે વિષે બૃહસ્પતિ કહેછે કે.—કરજ ધીરનારે યોગ્ય કીમતનો અવેજ રાખીને, યોગ્ય કબુલત કરી લેઇને, જામીન લેઇને, લખ કરીને અને સાક્ષિઓ રાખીને હમેશાં કરજ ધીરવું. बंध શબ્દ સ્મૃતિમાં છે તેનો અર્થ. 'જ્યાં સુધી તારૂં કરજ હું આપીશ નહિ, ત્યાં સુધી આ ખેતર વગેરેનું દાન કે વેચાણ હું કરીશ નહિ તથા ઘરેણે પણ મુકીશ નહિ એવી કબુલત કરવી તે. लग्नकः—જામીન. તેજ સ્મૃતિકાર કહેછે કે,—જે કરજ વ્યાજદ્વારા ચારગણું કે આઠગણું વધી ગયું હોય તેને 'કુસીદ' કહે છે; કેમકે કુત્સિત (હતભાગ્ય) અને સીદત્ એટલે વિપત્તિગ્રસ્ત, એવા પાસેથી નિઃશંક મનુષ્યો તે લેછે. કાત્યાયન કહેછે કે,—આપત્તિમાં હોવાથી કરજ લેનારે જે અધિક વ્યાજનો દર કબુલ કર્યો હોય તેને '[1]કારિતા' કહેછે. તે તેણે નિરંતર આપવો જોઇએ. જે વ્યાજ ઠરાવેલ સમયે અપાયા કરેછે તેને '[2]શિખાવૃદ્ધિ' કહેછે. प्रतिकालं—દરમહિને, દર છ મહિને કે દરવર્ષે, અમુક રકમ આપવી, એવા કરારથી આપવું. યાજ્ઞવલ્ક્ય—કરજ બદલ અવેજ કરજ ધીરનારને સ્વાધીન કર્યો હોય તો પ્રત્યેક મહીને કરજનો એંશીમો ભાગ (એટલે સેકડે દર મહિને સવા ટકો) આપવો, અવેજ ન આપ્યો હોય તો વર્ણના અનુક્રમે બે, ત્રણ, ચાર, કે પાંચ ટકા દર સેકડે દર મહિને લેવા. સ્મૃતિમાં अन्यथा એવું પદ છે એનો અર્થ અવેજ ન આપ્યો હોય તો. વ્યાસ કહેછે કે,—અવેજ આપ્યો હોય તો કરજની રકમનો એંશીમો ભાગ, જામીન આપ્યો હોય તો સાઠમો ભાગ, અને જામીન પણ ન આપ્યો હોય સેંકડે બે ટકા, એ પ્રમાણે દર મહિને વ્યાજનો દર લેવાનો કહ્યો છે. યાજ્ઞવલ્ક્ય કહેછે કે—"જંગલમાં ફરનારાઓએ સેંકડે દસ અને સમુદ્રમાં ફરનારાઓએ સેંકડે વીસ ટકા વ્યાજ આપવું." આપવું એ પદનો સંબંધ આગળના વાક્ય સાથે છે. "તેમજ સર્વે જાતિઓમાં સર્વ કોઇએ પોતે જે દર આપવાનો ઠરાવ્યો હોય તે પ્રમાણે વ્યાજ આઆપવું. વિષ્ણુ કહેછે કે,—જે કાંઈ ઉછીની કરીને ઋણની કોઈ રકમ લઈ જાય અને

---

૧ ઠરાવેલો દર. ૨ ધીમે ધીમે વધનારો દર.

તે સર્વે સવારમાં આપીશ એમ કહીને તેમાંથી કાંઈ નફો મેળવવાના લોભથી તે રકમ પાછી આપે નહિ તો જે દિવસથી તે રકમ લીધી હોય તે દિવસથી તેનું વ્યાજ આપવું જોઇએ. માગીને લીધેલી રકમ ઉપર વ્યાજ આપવાનું કાત્યાયન કહેછે કે, કોઈ મનુષ્ય યાચના કરીને ઉછીના પૈસા માગીને લેઈ જાય અને તે પાછા ન આપતાં પરદેશ (બીજા સ્થળમાં) તો એક વરસ પછી તે પૈસા ઉપર તેણે વ્યાજ આપવું જોઇએ. કોઈ ઉધાર (વ્યાજ શિવાય કરજ) લેઇને આપે નહિ તથા માગવા ગયા એટલે ગમે ત્યાં જતો રહે તો તે રકમ ઉપર લીધાની મીતિથી ત્રણ મહિના પછી વ્યાજ ચાલુ થાય. સ્વદેશમાં રહીને પણ જે દેણદાર માગ્યા છતાં કરજ પાછું આપે નહિ, તો તેની મરજી ન છતાં પણ ઠરાવેલી વ્યાજની રકમ તેની પાસેથી અપાવવી.

વ્યાજ લેવા ન લેવા જેવી બાબતો.

नारदः नवृद्धिप्रीतिदत्तानांस्यादनाकारिताक्वचित् अनाकारितम प्यूर्ध्ववत्सरार्द्धाद्विवर्द्धते कात्यायनःप्रीतिदत्तंनवर्द्धेतयावन्नप्रतिया नितम याच्यमानमदत्तंचेद्वर्द्धतेपंचकंशतम् पण्यंगृहीत्वायोमूल्य मदत्वैवदिशंव्रजेत ऋतुत्रयस्योपरिष्टात्तद्धनंवृद्धिमाप्नुयात् निक्षिप्तं वृद्धिशेषंचक्रयंविक्रयमेवच याच्यमानमदत्तंचेद्वर्द्धतेपंचकंशतम नारदः पण्यमूल्यंभृतिर्न्यासोदंडोयश्चप्रकल्पितः वृथादानाक्षिकप णावर्द्धंतेनाविवक्षिताः आक्षिकोक्षक्रीडासंबंधी अविवक्षिताःअप रिभाषिताः याज्ञवल्क्यः दीयमानंनगृह्णातिप्रयुक्तंयत्स्वकंधनम् मध्यस्थथापितंतत्स्याद्वर्द्धतेनततःपरम्

સ્નેહને લીધે આપેલી રકમનું વ્યાજ લેવાનો ઠરાવ ન કર્યો હોય તો વ્યાજ આપવું નહિ; ઠરાવ ન કર્યો હોય તથાપિ છ મહિના પછી વ્યાજ ચાલુ થાય. એવું નારદનું વચન છે. કાત્યાયન કહેછે કે, સ્નેહને લીધે જે આપેલું હોય તે જ્યાં સુધી પાછું માગે નહીં ત્યાં સુધી તેનું વ્યાજ લેવાય નહિ; પણ પાછું માગ્યા પછી જો તે રકમ તેને પાછી આપી નહિ હોય તો સેંકડે પાંચ ટકા પ્રમાણે વ્યાજ આપવું જોઇએ. કોઈ વસ્તુ વેચાતી લેઇને તેની કીમત આપ્યા વિના જે ગમે ત્યાં જતો રહે તો છ મહિના પછી તેનું વ્યાજ ચાલુ થાય. મૂકેલી થાપણ, વ્યાજની બાકી, ખરીદ કરેલી વસ્તુની કીમત, વેચાણ કરેલા માલની કીમત, માગ્યા છતાં ન આપે તો તેના ઉપર સેંકડે પાંચ ટકા વ્યાજ ચઢે. નારદ કહેછે,— વેચેલા માલની કીમત, મુસારો, થાપણ મૂકેલી રકમ, કોઈ માણસને ઠરાવેલો દંડ, અયોગ્ય દાન, જુગારમાં જીતેલા પૈસા એના ઉપર વ્યાજ આપવાનો જુદો કરાર કરેલ ન હોય તો વ્યાજ ચાલુ થાય નહીં. સ્મૃતિમાં आक्षिक એવું પદ છે. પાસાની રમત સંબંધી. अविवक्षिताः

એટલે જુદા કરાર સિવાય, યાજ્ઞવલ્ક્ય કહેછે, કે કરજે લીધેલી રકમ પાછી આપતાં છતાં લેણદારે પાછી ન લીધી તો તિરાહિત માણસને ઘેર તે રકમ અનામત મૂકી હોય તો, અનામત મૂકેલા દિવસથી તે રકમપર વ્યાજ ચઢે નહીં.

સોના વગેરે ઉપર વ્યાજ.

बृहस्पतिः हिरण्येद्विगुणावृद्धिस्त्रिगुणावस्त्रकुप्यके धान्येचतुर्गुणा प्रोक्ताशदवाह्यलवेषुच शदः पुष्पमूलफलादिः वाह्योबलीवर्दादिः लवोमेषोर्णाचमरीकेशादिः यत्तुमनुः धान्येशदेलवेवाह्येनातिक्राम तिपंचतामिति तत्पाड्गुण्यादिनिषेधपरम कात्यायनःमणिमुक्ताप्र वालानांसुवर्णरजतस्यच तिष्ठतिद्विगुणावृद्धिःफलकौटाविकस्यच कौटंकीटप्रभवंपट्टकूलतसरीवस्त्रादिः वसिष्ठः ताम्रायः कांस्यरी तीनांत्रपुणःसीसकस्यचत्रिगुणातिष्ठतीवृद्धिःकालाच्चिरकृतस्यतुव्या सः शाककार्पासबीजेषुषड्गुणापरिकीर्तिता कात्यायनःतैलानांचै वसर्वेषांमद्यानामथसर्पिषाम् वृद्धिरष्टगुणाज्ञेयगुडस्यलवणस्यच वि ष्णुःहिरण्यस्याद्विगुणावृद्धिस्त्रिगुणावस्त्रस्यधान्यस्यचतुर्गुणारसस्य- ष्टगुणासंततिःस्त्रीपशुनामितिपुष्पमूलफलानिचतुलाधृतमष्टगुणमिति

બૃહસ્પતિ કહે છે,કે સોના ઉપર કરજની રકમ વ્યાજવડે બમણી થઈ શકે.વસ્ત્ર ને હલકી ધાતુ ઉપર ત્રણઘણી, ધાન્ય ઉપર ચારઘણી, તેજ પ્રમાણે શાકભાજી અને ફુલફળાદિ ઉપર બોજો ઉઠાવનારા જનાવર ઉપર અને ઉન તથા વાળના વસ્ત્ર ઉપર પણ ચારઘણી હોઈ શકે સદઃ ફુલ, મૂળ ફળ વગેરે વાહ્યઃ વાહન બળદ વગેરે લવઃ ઘેટાનું ઉન ચમરી વગેરે ગાયોના વાળ વગેરે મનુ કહે છે, કે ધાન્ય ઉપર, ફુલફળાદિયો ઉપર, ઘેટાદિકના ઉન વગેરે ઉપર બોજો વહેનારા જનાવર ઉપર, જે વ્યાજ આપવું તે મુદલથી પાંચઘણું થાય તે કરતાં વધારે આપવું નહિ. એવું મનુનું વચન છે. તે છઘણું અથવા તેથી વધારે વ્યાજ અપાવાય નહિ તે સંબંધી છે. કાત્યાયન કહે છે કે માણિક, મોતી, પરવાળાં, સોનું, રૂપુ તેમજ ફળમાંથી, કોશાટામાંથી અથવા ઉનમાંથી થયેલાં વસ્ત્રો ઉપર મુદલથી બમણા થાય તે કરતાં વધારે વ્યાજ ચઢી શકે કૈટમ એટલે કીડાથી થયેલુ પટકુળ, તસરી વગેરે વસ્ત્રો વસિષ્ઠ—કે તાંબુ, લોઢું, કાંસુ, પીતળ, કલઈ, સીસુ એ ધાતુ ઉપર વ્યાજ, જો ઘણાદિવસ થાય તો મુદલ રકમથી ત્રણઘણુ થતાસુધી વધી શકે. વ્યાસ—કે શાક અને કપાશીઆ ઉપર મુદલથી છઘણી રકમ થતાસુધી વ્યાજ વધી શકે. કાત્યાયન—કે સર્વે પ્રકારનાં તેલ, સર્વે પ્રકારનાં મદ્ય, ઘી, ગોળ અને મીઠું એના ઉપર મુદલ રકમથી આઠઘણું થતાસુધી વ્યાજ

વધી શકે. વિષ્ણુ—કે સોનાના સંબંધી મુદ્દલ કરતાં બમણું, વસ્ત્રનું તમણું, ધાન્યનું ચારગણું અને રસનું આઠગણું લેવાનો અધિકાર છે. અને સ્ત્રીઓ (દાસ વગેરે) અને પશુ એમની સંતતી વ્યાજ દાખલ લેવી. તેમ ફુલ મૂળ અને ફળ જે તોલ ઉપર વેચાય છે, તેના ઉપર મુદ્દલ કરતાં આઠઘણી રકમ લેવી.

नारदः ऋणानांसार्वभौमोयंवृद्धिर्वृद्धिकरःस्मृतः देशाचारास्थिति स्त्वन्यायथर्णमवतिष्ठते सार्वभौमः सार्वत्रिकः इदंचद्वैगुण्यादिस कृत्प्रयोगएव कालांतरेणपुरूषांतरेणतत्रैवरेकसेकादिनात्राप्रयोगां तरेतुपरमवृद्धेरप्याधिकाभवति तथाचमनुः कुसीदवृद्धिर्द्वैगुण्यंनात्ये तिसकृदाहिता एकप्रयोगमध्येंतरांतरागृह्यमाणेपिपरमवृद्धेरप्याधि क्यमितिसांप्रदायिकाविज्ञानेश्वरादयः

નારદ—કે કરજ ઉપર વ્યાજ લેવાના આ નિયમ સર્વ સાધારણ સમજવો પણ જે દેશમાં કરજ કાઢયું હોય તે દેશના દેશાચાલ પ્રમાણે વ્યાજનો દર કદાચિત જુદો હોઈ શકે સ્મૃતિમાં સાર્વભૌમ શબ્દ છે તેનો અર્થ સર્વ-સાધારણ એટલે સર્વ દેશમાં લાગુ એવો સાધારણ દર સોના વગેરે ઉપર મુદ્દલથી બમણા થતાસુધી વ્યાજ ચડી શકે. તે એકજ વ્યવહારમાં સમજવું. બીજી વખતે નવું લેણદેણ બીજા માણસ સાથે કર્યું હોય અથવા પહેલાજ માણસની સાથે વતી ઓછી રકમનો ફરી વેહેવાર કર્યો હોય; તે તે વ્યવહારમાં સાધારણપણે ઘણામાં ઘણી વ્યાજની જે રકમ લેવાનો અધિકાર છે; તેથી પણ વધારે વ્યાજ થાય તો હરકત નથી. મનુનું પણ કહેવું એવુંજ છે કે કરજ ઉપર વ્યાજ દર મહિને ન લેતાં એકજ વખત લીધું હોય તો મુદ્દલ રકમ કરતાં બમણા ઉપરાંત કદી પણ લેવું નહિ. અર્થાત એકજ વખતે વ્યાજ અને મુદ્દલ આપે તો મુદ્દલની રકમ કરતાં જાસ્તી વ્યાજ લેવું નહિ. પણ વિજ્ઞાનેશ્વર અને બીજા લોક રૂઢી જાણનારાનો એવો મત છે કે એકજ લેણદેણ સંબંધનું વ્યાજ હોય તો યદ્યપિ જુદે જુદે વખતે વસુલ થયું હોય તોપણ ઘણામાં ઘણું જે વ્યાજ લેવાનો અધિકાર છે. તેના કરતાં પણ વિશેષ લેવાને હરકત નથી.

ધરેણે મૂકવા સંબંધી.

अथाधिविधिः बृहस्पतिः आधिर्बंधःसमाख्यातः सचप्रोक्तश्चतु र्विधःजंगमःस्थावरश्चैवगोप्योभोग्यस्तथैवच नारदः अधिक्रियत इत्याधिःसविज्ञयोद्विलक्षणः कृतकालोपनेयश्चयावद्देयोद्यतस्तथा हारीतःबंधंयथास्थापितंस्यात्तथैवपरिपालयेत्‌ अन्यथानश्यतेला भोमूलंनश्येद्व्यतिक्रमात्‌ व्यतिक्रमआधिनाशः याज्ञवल्क्यः गोप्या

धिभोगेनोवृद्धिःसोपकारेथहापितइति हापितेउपकाराक्षमतांनीतेइ त्यर्थः कात्यायनः अकामममननुज्ञातमाधियंःकर्मकारयेत् भोक्ता कर्मफलंदाप्योवृद्धिवानलभेतसः कर्मकारयेतुउपयुंजीत कर्मफलं भाटकम्

હવે ઘરેણે મૂકવા સંબંધી કહીએ છીએ. બૃહસ્પતિ કહે છે કે આધિ એટલે ઘરેણે મૂકવું. તે ઘરેણે મૂકવું ચાર પ્રકારનું છે. જંગમ, સ્થાવર, ગોપ્ય અને ભોગ્ય. નારદ—કે આધિ એટલે જે બીજાને સ્વાધીન કરવામાં આવે છે તે. તેના બે ભેદ છે. એક ઠરાવેલ વખતે પાછું લેવું અને બીજું પૈસા પાછા મળે ત્યાં સુધી રાખવું. હારીત—કે ઘરેણે આપતી વખતે ઘરેણે મૂકવાની રકમ (અવેજ) જેવી હોય તેવીને તેવીજ રાખી મૂકવી જોઇએ. પણ તેમ ન રાખેતો શાહુકારને વ્યાજ મળે નહિ. પણ અવેજનો નાશ થવાથી તેની મુદલ રકમ પણ જાય. व्यतिक्रम એટલે તારણનો નાશ. યાજ્ઞવલ્ક્ય—કે અવેજ ફકત રાખી મૂકવા વાસ્તે આપ્યો હોય તેનો ઉપયોગ કરવાથી અથવા ઉપયોગ કરવાને વાસ્તે આપ્યો હોય તો તેની ખરાબી કરવાથી વ્યાજ મળે નહિ. हपीत બગાડીને નિરૂપયોગી કરેલું. કાત્યાયન—કે ઘરેણે મૂકનારની સંમતી શિવાય અને ઘરેણે મૂકેલી વસ્તુના ઇચ્છા શિવાય ઘરેણે મૂકેલી વસ્તુને કોઈ કામે લગાડે તો તે કામનો નફો શાહુકાર પાસેથી તે વસ્તુના માલિકને અપાવવો. અથવા શાહુકારને વ્યાજ આપવું નહિ. कर्मकारयेत એટલે ઉપયોગ કરે. कर्मफलम् એટલ વાસણ વગેરે.

અવેજનો નાશ થવા સંબંધી.

याज्ञवल्क्यः नष्टोदेयोविनष्टश्चेद्दैवराजकृतादृते नष्टोविकृतिंगतःपूर्व वत्कृत्वादेयः बृहस्पतिः भुक्तेत्वसारतांप्राप्तेमूलहानिःप्रजायतेआधे र्विनाशेतन्मूल्यंदातव्यमित्याहव्यासःगृहीतृदोषान्नष्टश्चेद्बंधोहेमादि कोभवेत् ऋणंसलाभंसंशोध्यतन्मुल्यंदापयेद्धनी नारदः विनष्टेमू लनाशः स्याद्दैवराजकृतादृते मनुः मूल्येनतोषयेच्चैनमाधिस्तेनोन्य थाभवेत् बृहस्पतिः दैवराजोपघातेनयत्राधिर्नाशमाप्नुयात्तत्राधिंदा पयेद्दद्यात्सोदयंवाधनंऋणी व्यासः दैवराजोपघातेननदोषोधनिनः क्वचिदितिकात्यायनः नचेद्धानिकदोषेणनिपतेद्वाम्रियेतवा आधिम न्यंसदाप्यःस्यादृणान्मुच्येतनार्णिकः याज्ञवल्क्योपि आधेःस्वीकृ

णात्सिद्धीरक्ष्यमाणोप्यसारताम् यातश्चेदन्यआधेयोधनभाग्वाधनी भवेत् नारदः आधिस्तुद्विविधः प्रोक्तोजंगमस्थावरस्तथा सिद्धिर स्योभयस्यापिभोगोयद्यस्तिनान्यथा वसिष्ठोपि तुल्यकालेनिसृष्टानां लेख्यानामाधिकर्मणि येनभुक्तंभवेत्पूर्वंतस्याधिर्बलवत्तरः सएव यद्येकदिवसेतौतुभोक्तुकामावुपस्थितौ विभज्याधिःसमस्तत्रभोक्त व्यइतिनिश्चयः कात्यायनः आधिमेकंद्वयोर्यस्तुकुर्यात्तंप्रातियद्भवेत् तयोःपूर्वकृतंग्राह्यंतत्कर्ताचोरदंडभाक्

યાજ્ઞવલ્ક્ય કહે છે કે દૈવકૃત અને રાજકૃત ઉપદ્રવ શિવાય અવેજનો નાશ થાય તો શાહુકારે તે ભરી આપવું જોઇએ. નાશ એટલે ખરાબ કરવું; બગાડી નાખવું. તેમ થાયતો પૂર્વવત સાજું કરી આપવું. બૃહસ્પતિ કહે છે કે અવેજનો ઉપભોગ કરવાથી તે અવેજ નકામો થઈ જાય તો મુદલ રકમ નાશ પામે એમ સમજવું. વ્યાસનું એવું કહેવું છે કે અવેજનો નાશ થાય તો તેનું મુલ આપવું. સ્મૃતિ;—સોનુ અથવા બીજી કોઈ પણ મુલ્ય-વાન વસ્તુ અવેજ તરીકે મૂકેલી હોય તે શાહુકારની કસુરથી નાશ પામે તો કરજદારે શાહુ-કારનું વ્યાજ મુદલ આપવું અને; શાહુકારે તે અવેજની કીમત કરજદારને આપવી જોઇએ. નારદ—કે આસમાની સુલ્તાની ઉપદ્રવ વિના બીજા કારણથીજો અવેજનો નાશ થાય તો મુદલ રકમ બુડે. મનુ—કે ઘરેણે મૂકેલી વસ્તુની કીમત શાહુકારે દેણદારને આપ-વીજ જોઇએ. નહિ તો ઘરેણે રાખનારાએ ગીરવીમાલ ચોર્યો એમ કહેવાય. બૃહસ્પતિ—કે આસમાની સુલ્તાની આફતથી અવેજનો નાશ થાય તો દેણદાર પાસેથી બીજો અવેજ અથવા વ્યાજ સુધાં મુદલ અપાવવું જોઇએ. વ્યાસ—કે આસમાની સુલ્તાની આફતના કારણથી અવેજનો નાશ થાય તેમાં શાહુકારની કંઈ કસુર નથી. કાત્યાયન—કે શાહુકારની કસુર શિવાય બીજા કારણથી અવેજનો નાશ થાય તો દેણદાર પાસેથી બીજો અવેજ અપાવવો જોઇએ. કારણ કે તે કરજમાંથી મુક્ત થયેલો નથી. યાજ્ઞવલ્ક્ય—કે ઘરેણે મૂકેલી વસ્તુનો કરાર પૂરો થવા માટે ઘરેણે મુકેલી રકમનો સ્વીકાર થવો જરૂર છે. આપેલો અ-વેજ રાખવા વાસ્તે યોગ્ય ઉપાય કર્યા છતાં પણ તેનો નાશ થાય તો તેને ઠેકાણે બીજો અવેજ આપવો જોઇએ. અથવા શાહુકારે ધીરેલું કરજ તેને પાછું મળવું જોઇએ. નારદ—કે અવેજ બે પ્રકારના છે સ્થાવર અને જંગમ એ બંને અવેજ આપનારનો પ્રત્યક્ષ ભો-ગવટો હોય તો તે અવેજ કાયદેસર કહેવાય. પ્રત્યક્ષ ભોગવટો ન હોય તો વ્યાજબી ગણાય નહિ. વસિષ્ઠનું પણ એવુંજ વચન છે. એક દિવસે એકજ અવેજ સંબંધી અનેક દસ્તાવેજ થયા હોય તો જેના તાબામાં તે અવેજ પ્રથમ આવે તેનો હક વિશેષ છે. તેજ સ્મૃતિકાર કહે છે કે ઘરેણે મુકવાની એકજ વસ્તુનો હવાલો લેવા વાસ્તે બંને શાહુકાર આવે તો તે વિશે એવો નિયમ છે કે તે ઘરેણે મુકવાની રકમના બે સરખા વિભાગ કરીને તે બંનેજણે

થઇને ભોગવટો કરવો. કાત્યાયન—કે કોઈ માણસ એકજ ધરેણે મુકવાની મિલકત બે શાહુકારને આપે તો તેમાંથી જેને પહેલું આપ્યું હોય તેનો હક કાયમ સમજવો. અને એ પ્રમાણે એકજ વસ્તુ બંને જણને ધરેણે આપનાર માણસને ચોરની પેઠે શિક્ષા કરવી.

આ વેળા ક્યારે ડુબેછે.

याज्ञवल्क्यः आधिःप्रणश्येद्विगुणेधनेयदिनमोच्यते कालेकालकृतोनश्येत्फलभोग्योननश्याति बृहस्पतिःहिरण्येद्विगुणीभूतेपूर्णकालेधृतावधौ बंधकस्यधनीस्वामीद्विसप्ताहंप्रतीक्ष्यतु व्यासः गोप्याधिर्द्विगुणादूर्ध्वंकृतकालःकृतावधेः आवेदयत्वणिंकुलेभोक्तव्यस्तदनंतरम् बृहस्पतिः हिरण्येद्विगुणीभूतेमृतेनष्टेधमार्णिके द्रव्यंतदीयंसंगृह्यविक्रीणीतससाक्षिकम् याज्ञवल्क्यः चरित्रबंधककृतंसवृद्ध्या दापयेद्धनम् सत्यंकारकृतंद्रव्यं द्विगुणंप्रति दापयेत् धनिकविश्वासे नाल्पद्रव्यार्थमति बहुमूल्यः स्थापितश्चेदणि कविश्वासेनवा अत्यल्पमूल्यो पिबहुद्रव्यार्थंस्थापितश्चेत्तच्चरित्रबंधकं अथवाचरित्रंगंगास्नानादिपुण्यमाधीकृतंचरित्रबंधकं एतदुभएतदुभयविधमपिचरित्रबंधकंद्विगुणीभूतेपिद्रव्येननश्यति द्विगुणीभूतमपिद्रव्यमेवदेयंनाधिनाशइति सत्यंकारकृतंतदापिद्विगुणीभूतेपिद्रव्येननश्यतीत्यर्थः सएव उपस्थितस्यमोक्तव्यआधिस्तेनोन्यथाभवेत् प्रयोजकेसतिधनंकुलेन्यस्याधिमाप्नुयात् तत्कालकृतमूल्योवातत्रतिष्ठेदवृद्धिकः उत्तमर्णेसंनिहितेतस्यकुलेन्यस्यहस्तेसवृद्धिकंधनंदत्वाधिर्ग्राह्यः आधिविक्रयेणतुदित्सायांतत्कालंमूल्यंकृत्वावृद्धिरहितःस्थाप्यइत्यर्थः बृहस्पतिः क्षेत्रादिकंयदाभुक्तमुत्पन्नमधिकंततः मूलोदयंप्रविष्टंचेत्तदाधिंप्राप्नुयादृणी याज्ञवल्क्यः यदातुद्विगुणीभूतमृणमाधौतदाखलु मोच्यआधिस्तदुत्पन्नेप्रविष्टेद्विगुणेधने

યાજ્ઞવલ્ક્ય—કે મુદલ રકમ બમણી થયા છતાં ધરેણે મૂકેલી રકમ જો છોડાવે નહીં

તો તે ડુલી જાય છે. છોડાવવાની મુદત ઠરાવી હોય તો તે મુદત પૂરી થયાથી જો છોડાવે નહીં તો પણ તે ડુલી જાયછે. પણ ઉત્પન્ન લેઇને અવેજ જેમનો તેમ રાખવો એવો કરાર હોય તો તે અવેજ કોઈ વખત નાશ થતો નથી. બૃહસ્પતિ—કે સોના ઉપર ધીરેલું કરજ બમણું થાય અને છોડવવાની મુદત ઠરાવેલી હોય તો તે મુદત પુરી થયા પછી શાહુકાર મૂકેલા અવેજનો માલિક થાયછે. મતલબ કે તે અવેજ ડુલે છે. વ્યાસ—કે મુદલની રકમ બમણી થયા પછી કરજદારના કુટુંબના માણસોને તે સંબંધી ખબર આપવી અને તેટલામાં જો તે રકમ છોડાવી ન જાય તો તે રકમપર શાહુકારની માલકી થાયછે. બૃહસ્પતિ—કે સોના ઉપર આપેલી રકમ બમણી થાય અને કરજદાર મરી જાય કે નાશી જાય તો તે અવેજ શાહુકારે લેઇને સાક્ષીઓ રાખી વેચી દેવો. યાજ્ઞવલ્ક્ય—કે ચરિત્રરૂપ અવેજ (વિશ્વાસ ઉપર મૂકેલ અવેજ) ઉપર કાઢેલું કરજ વ્યાજ સુધાં અપાવવું; અને જંગમ વસ્તુ સાનમાં આપીને કાઢેલા કરજના બમણા પૈસા અપાવવા. સ્મૃતિમાં चरित्रबंधककृतं એવો શબ્દ છે એનો અર્થ એવો છે કે શાહુકારના વિશ્વાસને લીધે થોડા દ્રવ્યને અર્થે ભારે મૂલની રકમ તેને અવેજમાં આપી હોય અથવા દેણદારના વિશ્વાસને લીધે ઘણા થોડા મુલની રકમ અવેજમાં રાખીને ઘણું દ્રવ્ય ધીર્યું હોય તો તેને ચરિત્રબંધક કહેછે. અથવા ગંગા સ્નાનાદિક પુન્ય અવેજ તરીકે આપ્યું હોય તેને પણ ચરિત્રબંધક કહેછે. એ બંને પ્રકારનું ચરિત્રબંધક બમણું દ્રવ્ય થયા છતાં પણ નાશ પામતું નથી. મુદલ રકમ બમણી થાય તોપણ દામજ અપાવવા પણ ગીરવી મૂકેલો માલ ડુલી જતો નથી એ મતલબ છે. सत्यंकारकतम् એટલે અવેજ દાખલ કંઈ જંગમ વસ્તુ મૂકીને કરજ કાઢ્યું હોય તોપણ અવેજ ડુલી જતો નથી એવો અર્થ છે. તેજ સ્મૃતિકાર કહેછે કે કરજ પાછું આપવાને તૈયાર થઇને દેણદાર પોતાની ઘરેણે મૂકેલી વસ્તુ જે વખતે માગે તે વખતે અવેજ પાછો આપવોજ જોઇએ પણ ધીરનાર અવેજ પાછો ન આપે તો તે ચોરની શિક્ષાને પાત્ર થાયછે. ધીરનાર ન હોય તો ધીરનારના કુળનું જે હોય તેને તેનું કરજ પાછું આપીને ઘરેણે મૂકેલી વસ્તુ પાછી લેવી. અથવા તે વખતના બજાર ભાવ પ્રમાણે તે અવેજની કીમત ઠરાવીને મરજી હોય તો ધીરનારની પાસે તે રકમ વ્યાજ સિવાય રહેવા દેવી. અને અર્થ એવો છે કે કરજ ધીરનાર તે વેળાએ હાજર ન હોય તો ધીરનારના કુટુંબના માણસોને વ્યાજ મુદલ સુધાં ધન આપીને ઘરેણે મૂકેલી રકમ લેવી પણ અવેજ વેચી નાખીને કરજમાંથી મુક્ત થવાની દેણદારની મરજી હોય તો તે અવેજની કીમત કરાવીને વ્યાજ સિવાય તે રકમ ધીરનારની પાસે રહેવા દેવી. મતલબ કે કીમત કરાવે તે દિવસથી વ્યાજ બંધ થાય. બૃહસ્પતિ—કે ખેતર વગેરે ઘરેણે મૂકેલી મિલકતનું, ભોગવટો કરવાથી જે ઉત્પન્ન આવે તે ઉત્પન્ન મુદલ રૂપૈયા કરતાં વધી જતું હોય તો દેણદારને તે ખેતર વગેરે ઘરેણે મૂકેલી મિલકત પાછી મળવી જોઇએ. યાજ્ઞવલ્ક્ય કહેછે કે અવેજ ઉપર આપેલું કરજ વ્યાજના કારણથી મુળ રકમથી બમણું થયું હોય અને ધીરનારને ઘરેણે મૂકેલી રકમના ઉત્પન્નમાંથી મુદલ રકમથી બમણું ઉત્પન્ન મળ્યું હોય તો તે ઘરેણે મૂકેલી રકમ દેણદારને પાછી આપવી જોઇએ.

# जामीन विषे.

પ્રકાર.

अथप्रतिभूः तत्त्रविध्यमाहयाज्ञवल्क्यः दर्शनेप्रत्ययेदानेप्रातिभाव्यंविधीयते तत्प्रत्ययःसमीचीनोयमित्युक्त्वाविश्वासोत्पादनं बृहस्पतिस्तुचातुर्विध्यमाहअहंकोदर्शयामीतिसाधुरित्यपरोब्रवीत् दाताहमेतद्द्रविणमर्पयामीतिचापरःअर्पयामिदापयिष्यामीत्यर्थः कात्यायनः नष्टस्यान्वेषणार्थंतुदेयंपक्षत्रयंपरम् यद्यसौदर्शयेत्तत्रमोक्तव्यःप्रतिभूर्भवेत् पक्षत्रयमित्युपलक्षणं यावत्कालोपेक्षितस्तावंतंदद्यादित्यर्थः

યાજ્ઞવલ્ક્ય—કે જામીન ત્રણ પ્રકારના છે. કોઇને હાજર કરવા વાસ્તે, ખાતરી આપવા માટે અથવા ચુકાદો કરવા વાસ્તે જામીન કરવાનું કહેલું છે. प्रत्यः આ માણસ સારો છે. એમ કહિને વિશ્વાસ ઉત્પન્ન કરવો. બૃહસ્પતિ જામીનના ચાર પ્રકાર કહેછે તેમાંના પહેલા પ્રકારનો જામીન એમ કહેછે કે હું ફલાણાને બતાવુંછું. બીજા પ્રકારનો એમ કહેછે કે એ માણસ સારો છે. ત્રીજો એમ કહેછે કે એના બદલાના પૈસા હું આપીશ. ચોથો એમ કહેછે કે હું અપાવીશ. સ્મૃતિમાં अर्पयामि એમ લખેલું છે, તેનો અર્થ અપાવીશ. એવો કરવો. કાત્યાયન—કે નાશી ગયેલાની શોધને અર્થે જામીનને ત્રણ પખવાડીયાં જેટલી મુદત આપવી. એટલી મુદતમાં જો તે કરજદારને બતાવે તો તે જામીનને છોડી મૂકવો. સ્મૃતિમાં ત્રણ પખવાડિયાં કહેલું છે એ માત્ર ઉપલક્ષણ છે. અર્થાત્ શોધી કાઢવાને જેટલો કાળ જોઇએ તેટલો વખત તેને આપવો.

હાજર કરવા વિષે.

कात्यायनः दर्शनप्रतिभूर्यस्तंदेशेकालेनदर्शयेत् निबंधमावहेत्तत्र दैवराजकृतादृते निबंधमावहेद्धनिकद्रव्यंदद्यात् बृहस्पतिः आद्यौतुवितथेदाप्यौतत्कालावेदितंधनम् उत्तरौतुविसंवादेतौविनातत्सुतौतथा कात्यायनःप्रातिभाव्यागतंपौत्रैर्दातव्यंनतुतत्क्वचित्पुत्रेणापिसमंदेयमृणंसर्वत्रपैतृकं व्यासोपि ऋणंपैतामहंपौत्रः प्रातिभाव्यागतंसुतः समदद्यात्तत्सुतौतुनदाप्याविितिनिश्चयःपैतामहमृणंपौत्रोमूल

मात्रंदद्यात्प्रातिभाव्यागतंसुतोपिमूलमात्रंदद्यात् इदंतुद्रव्यमगृही त्वाप्रातिभाव्यांगीकारे द्रव्यग्रहणेप्रातिभाव्यांगीकारेतुपुत्रपौत्रा भ्यामपिसवृद्धिकंदेयम् तथाचकात्यायनः गृहीत्वाबंधकंयत्रदर्शने स्यस्थितोभवेत् विनापित्र्यधनात्तस्माद्दाप्यःस्यात्तदृणंसुतः

કાત્યાયન—કે કરજદારને હાજર કરવા વાસ્તે થયેલા જામીને તેને અમુક વખતે અને અમુક જગોએ હાજર કરવાનો ઠરાવ કર્યો હોય, ત્યાં આસમાની સુલ્તાની આફત સિવાય તેને હાજર ન કરે તો કરજદારની વતીનું કરજ તેની કને અપાવવું. સ્મૃતિમાં निबंधमावहेत् એવા શબ્દ છે તેનો અર્થ એવો કે લેણદારનું લેણું આપવું. બૃહસ્પતિ—કે પહેલા બે પ્રકારના જામીન પાસેથી ઠરાવ પ્રમાણે સરત પૂરી ન પડે તો લીધેલું કરજ ઠરાવેલે વખતે અપાવવું. બાકીના બે જામીન પાસેથી અથવા તે ન હોય તો તેના છોકરાઓએ તેમના ઉપર ફરિયાદ થયાથી તેજ પ્રમાણે કરજ આપવું જોઇએ. કાત્યાયન—કે જામીની સંબંધી કરજ દિકરાના દિકરાએ આપવાની જરૂર કોઈ સ્થળમાં નથી; અને છોકરાઓએ પણ બાપના દેવામાંથી મુદલ જેટલુંજ કરજ આપવું જોઇએ. વ્યાસ પણ કહેછે કે બાપના બાપનું કરેલું કરજ પૌત્રે અને જામીનીનું કરજ દિકરાએ મુદલ જેટલુંજ આપવું. પણ બાપનું કરજ પૌત્રના છોકરા પાસે તથા જામીનીનું કરજ છોકરાના છોકરા પાસે અપાવવું નહીં એ નિશ્ચય છે. મતલબ કે દાદાનું કરજ પૌત્રે મુદલ જેટલુંજ આપવું. અને તે કરજ જામીનીનું બદલ હોય તો છોકરાઓ પણ મુદલ માત્રજ આપવું. પણ આ નિયમ પૈસા ન લઇને જામીન થયો હોય ત્યાંજ માત્ર લાગુ પડેછે. પણ પૈસા લઇને જામીન થયો હોય તો પુત્ર અને પૌત્ર એમણે બ્યાજ સુધાં કરજ આપવું જોઇએ. વળી કાત્યાયન એમ કહેછે કે કરજદાર પાસેથી અવેજ લેઇને તેને હાજર કરવા વાસ્તે કોઈ માણસ જામીન થયો હોય તો જામીની સંબંધી કરજ છોકરાઓને બાપ પાસેથી મિલકત મળેલી ન હોય તોપણ તેમની પાસેથી અપાવવું.

જામીનીનું કરજ હિસ્સા પ્રમાણે આપવું.

याज्ञवल्क्यः बहवःस्युर्यदिस्वांशैर्दद्युःप्रतिभुवोधनम् एकच्छायाश्रि तेष्वेषुधनिकस्ययथारुचि अहमेवसर्वंदास्यामीतिप्रत्येकंप्रतिज्ञाए कच्छायातामाश्रितेष्वापन्नेषुधनिकेच्छयायःकश्चिद्दद्यात् अंशैर्दा स्यामइतिप्रतिज्ञायांतुतथादेयमित्यर्थःकात्यायनः एकच्छायाप्रवि ष्टानांदाप्योयस्तत्रदृश्यतेप्रोषितेतत्सुतःसर्वंपित्रंशात्तुमृतेसुतः पित्रं शात्पित्रंशानुसारेण

યાજ્ઞવલ્ક્ય— એક કરતાં વધારે જામીન હોય તો જામીનીનું કરજ બધાએ પોતાને ભાગે પડતું આપવું. પણ પ્રત્યેક જામીન જુદો જુદો થયો હોય તો તેમાંથી જેની પાસે ધીરનાર માગે તેણે આપવું. સ્મૃતિમાં एकच्छाय શબ્દ છે તેનો અર્થ હું એકલો કરજ આપીશ એવી પ્રત્યેક જામીને જુદી જુદી કરેલી સરત. આ સરત પ્રમાણે કરાર કરનારા-ઓમાંથી ધીરનાર માગે તે પ્રમાણે ગમે તે એક કરજ આપવું પણ અમે વિભાગ પ્રમા-ણે આપીશું એવો કરાર કર્યો હોય તો તે પ્રમાણે આપવું, એવો અર્થ છે. કાત્યાયન— આખુ કરજ આપવાની સરત કરીને થયેલા અનેક જામીનમાંથી જે વખતે જે હાથ લાગે તેણે કરજ આપવું.જામીન પરદેશ ગયો હોય તો તેના છોકરાઓએ બધું કરજ આ-પવું. પણ બાપ મરી ગયો હોય તો હિસ્સા પ્રમાણે બાપને હિસ્સે જે કરજ આવે તે કરજ આપવું. पित्र्यंशात् એટલે જામીનના કરજમાંથી બાપને હિસ્સે આવેલું કરજ.

જામીને આવેલું કરજ કરજદારે આપવું.

याज्ञवल्क्योपि प्रतिभूर्दापितोयत्तुप्रकाशंधनिनांधनम् द्विगुणंप्रतिदातव्यमृणिकैस्तस्यतद्भवेत् बृहस्पतिः प्रातिभाव्यंचयोदद्यात्पीडितप्रतिभावितः त्रिपक्षात्परतःसोर्थंद्विगुणंलब्धुमर्हति

યાજ્ઞવલ્ક્ય—જામીન પાસેથી લેણદારનું કરજ પ્રસિદ્ધ રીતે અપાવ્યું હોય તો જેટલું કરજ જામીને આપ્યું હોય તેથી બમણી રકમ કરજદાર પાસેથી જામીનને અપાવવી. બૃહસ્પતિ—લેણદારે જામીનને પીડા કર્યા ઉપરથી જામીનનું કરજ જામીન આપે તો તે પછી દોડમહિના પછી કરજદાર પાસેથી મુદ્દલકરતાં બમણીરકમ લેવાનો જામીનને અધિકારછે.

કરજનું વસુલ.

अथोत्तमर्णस्यऋणग्रहणप्रकारः बृहस्पतिः प्रतिपन्नमृणंदाप्यःसामादिभिरुपक्रमैः धर्मोपधिबलात्कारैर्गृहसंरोधनेनच प्रतिपन्नमधमर्णेनांगीकृतम् उपक्रमैरुपायैः तान्विवृणोतिसएव सुहृत्संबंधिसंदिष्टैःसामोक्त्यानुगमेनच प्रायेणवाऋणीदाप्योधर्मएषउदाहृतःछद्मनायाचितंचार्थमानीयऋणिकाद्धनी अन्वाहितादिसंगृह्यदाप्यतेयत्रसोपधिः बध्वास्वगृहमानीयताडनाद्यैरुपक्रमैः ऋणिकोदाप्यतेयत्रबलात्कारःसकीर्तितःपुत्रदारपशून्बध्वाकृत्वाद्वारोपवेशनम् यत्रर्णिकोदाप्यतेर्थंतदाचरितमुच्यते अनुगमोअनुसरणप्रायःप्रार्थना अन्वाहितमन्यस्मैदातुंदत्तमलंकारादि धर्माद्युपायानांनियममाहका

त्यायनः राजानंस्वामिनंविप्रंसांत्वेनैवप्रदापयेत् रिक्थिनंसुहृदंवापि छलेनैवप्रदापयेत् वणिजःकर्षकाश्चैवशिल्पिनश्चाब्रवीद्भृगुः देशाचारेणदाप्याःस्युर्दुष्टान्संपीड्यदापयेत् सएव धार्योवरुद्धस्त्वृणिकःप्रकाशंजनसंमादि यावद्देयंतदादेयंदेशाचारस्थितिर्यथा अवरुद्धस्यविण्मूत्रशंकायामवरोधनंनिषेधतिसएव विण्मूत्रशंकायत्रस्याद्धार्यमाणस्यदेहिनः पृष्ठतश्चानुगंतव्योनिबंधंवासमुत्सृजेत् निबंधस्वप्रतिनिधिभूतंपुत्रादिकं अवरुद्धोदर्शनप्रतिभुवंगृहीत्वाभोक्तुमोक्तव्यइत्याहसएव सकृतप्रतिभूश्चैवमोक्तव्यः स्याद्दिनेदिने आहारकाले रात्रौवानिबंधेप्रतिभूःस्थितः योदर्शनप्रतिभूवंनाधिगच्छेन्नचाश्रयेत् सचारकेनिरोद्धव्यःस्थाप्योवावेद्यराक्षिणः नचारकेनिरोद्धव्यआर्यः प्रत्ययिकःसुचिः सोनिबंधःप्रमोक्तव्योनिबद्धःशपथेनचानचाश्रयेन्नदद्यात् चारकेकारागारे रक्षिणोरक्षकानावेद्यस्थाप्यः प्रत्ययिकःविश्वास्यः

હવે ધીરનારે કરજ.શી રીતે વસુલ કરવું તેનો પ્રકાર. બૃહસ્પતિ—દેણદારે કબુલ કરેલું કરજ વસુલ કરવાનો ઉપાય;—સામાદિ ઉપાયથી એટલે ધર્મથી, પ્રપંચથી બળાત્કારથી અને ઘરમાં પૂરી રાખવાથી કરજ વસુલ કરી શકાય છે. प्रतिपन्नं--દેણદારે કબુલ કરેલું. उपक्रमै –ઉપાયો વડે તે ઉપાયનું સ્પષ્ટિકરણ તેજ સ્મૃતિકાર કરી બતાવેછે કે દેણદારના સ્નેહીને સંબંધીની મારફતે તેને કહેવડાવવાથી, સમજાવવાથી, તેની પાછળ લાગવાથી વિશેષે કરીને કરજદાર પાસેથી કરજ અપાવવું. એ યથા ન્યાય રસ્તો છે. જ્યારે લેણદાર કંઈ બાનું કાઢીને દેણદાર પાસેની કોઈ વસ્તુ ઉછીની માગી આણીને અથવા બીજાને આપવા વાસ્તે દેણદારે આપેલી એકાદી વસ્તુ લેણદાર દબાવી બેસીને પોતાનું લેણુ પતાવવાની તેને ફરજ પાડે છે. ત્યારે તે ઉપાયને છળ અથવા પ્રપંચ કરીને કહેછે. દેણદારને જ્યારે બાંધીને પોતાને ઘેર લાવી તાડનાદિ ઉપાયથી કરજ વસુલ કરવામાં આવે છે ત્યારે તે ઉપાયને બળાત્કાર કહે છે. જ્યારે દેણદારની સ્ત્રી, છોકરાં અને ઢોરઢાંકને બાંધીને ઘરના બારણામાં બેશીને લેણદાર કરજનું વસુલ કરે ત્યારે આચરિત એટલે પ્રતિબંધ કરેલો સમજવો. अनुगमः પાછળ પડવું. प्रायः પ્રાર્થના अनवाहि—બીજાને આપવાના અલંકાર વગેરે ધર્માદિક ઉપાયની યોજના કરવા વિશે કાત્યાયન વિશેષ નિયમ કહે છે કે રાજા, સ્વામી અને બ્રાહ્મણ તેમની પાસેથી સલાહ સમજણથી કરજ વસુલ કરવું.વારસ અને સ્નેહીઓ પાસેથી

કપટવડે વસુલ કરવું. વાણિયા, ખેડુત, કારીગર એમની પાસેથી દેશાચાલ પ્રમાણે કરજ વસુલ કરવું; એમ ભૃગુએ કહેલું છે. દુષ્ટ પુરૂષો પાસેથી બળાત્કાર કરવાવડે ધન વસુલ કરવું. તેજ સ્મૃતિકાર વળી એમ કહે છે કે એકઠા મળેલા લોકોની આગળ દેણદારને ખેંચી આણીને તે જગોએ તેને કરજનો નીકાલ કરતાં સુધી દેશાચાલ પ્રમાણે કેદમાં બેસાડવો કેદમાં બેસાડેલા દેણદારને પેશાબ કરવા કે દિશાએ જવાના સંબંધમાં અટકાવ કરવો નહિ. એ વિશે તેજ સ્મૃતિકાર કહે છે કે કેદમાં બેસાડેલા માણસને ઝાડો કે પેશાબ કરવા જવું હોય તો તેને જવા દેવો પણ તે નાશી ન જાય માટે તેની સાથે જવું. અથવા તેની પાસેથી હાજર જામીન લેવા સ્મૃતિમાં निबंधं શબ્દ છે તેનો અર્થ પુત્ર વગેરે પોતાને બદલે જે જામીન થયો હોય તેને કેદમાં પુરેલા દેણદારને હાજર જામીન લઈને જમવાની રજા આપવી તે વિશે એજ સ્મૃતિકાર કહે છે કે કેદમાં પુરેલા દેણદારને હાજર જામીન આપ્યા ઉપરથી જમતી વખતે અને રાતે કેદમાંથી છોડવો. પણ તેટલી વખત તેના જામીનને કેદમાં રાખવો. હાજર જામીન જેનાથી આપી શકાતો નથી અથવા જે આપતો નથી તેને પહેરેગીરોના તાબામાં સોંપવો. અથવા તુરંગખાનામાં મોકલવો. જે માણસ સજ્જન, પ્રમાણિક અને પવિત્ર હોય તેને જામીન લીધા વિના અથવા સોગનથી બાંધીને છોડવો સ્મૃતિમાં नचाश्रयेत એવો શબ્દ છે તેનો અર્થ ન આપે. चारके એટલે કેદખાનામાં रक्षिणः એટલે પહેરેગીરોને નિવેદન કરીને બેસાડવો. प्रत्यायिकः એટલે વિશ્વાસ રાખવા જેવો.

દેણદાર અસમર્થ હોય તો.

बृहस्पतिः पूर्णावधौशांतलाभमृणमुद्ग्राहयेद्धनीकारयेद्वाऋणीलेख्यं चक्रवृद्धिव्यवस्थया पूर्णावधौद्वैगुण्यादिकेजातेअतएवशांतलाभतो पपद्यते धनीऋणमुद्ग्राहयेद्गृह्णीयात् वृद्धिमपिमूलेप्रक्षिप्यतस्यापिवृद्धिकरणंचक्रवृद्धिः नारदः अथशक्तिविहीनःस्यादृणीकालविपर्ययात् शक्त्यपेक्षमृणंदाप्यःकालेकालेयथोदयम् मनुः कर्मणापिसमंकुर्याद्धनिकस्याधमर्णिकः समोपकृष्टजातिश्चदद्याच्छ्रेयांस्तुतच्छनैः यत्तुयाज्ञवल्क्यः हीनजातिंपरिक्षीणमृणार्थंकर्मकारयेत् ब्राह्मणस्तुपरिक्षीणः शनैर्दाप्योयथोदयमिति तत्रब्राह्मणपदमुत्कृष्टजातिपरम् सएव प्रपन्नंसाधयन्नर्थंनवाच्योनृपतेर्भवेत् साध्यमानोनृपंगच्छन्दंडंदाप्यश्चतद्धनं बृहस्पतिः प्रतिपन्नस्यधर्मोयंव्यपलापीतुसंसदि लेख्येनसाक्षिभिर्वापिभावयित्वाप्रदाप्यते नरोद्धव्यः क्रियावादीसं

दिग्धेर्थेकथंचन आसेधयंस्त्वनासेध्यंडंड्योभवतिधर्मतः आसेधो राजाज्ञयावरोधःसएव प्रदातव्यंयद्भवतिन्यायतस्तद्ददाम्यहम् एवं यत्रर्णिकोब्रुतेक्रियावादीसउच्यते कात्यायनः पीडयेत्तुधनीयत्रऋ णिकंन्यायवादिनम् तस्मादर्थात्सहीयेततत्समंचाप्नुयाद्दमम् बृह स्पतिः अनिवेद्यतुराज्ञेयःसंदिग्धेर्थेप्रवर्तते सप्रसह्यविनेयःस्यात्स चाप्यर्थोनसिद्ध्यति यमः ऋणिकसधनोयस्तुदौरात्म्यान्नप्रयच्छति राज्ञादापयितव्यःस्याद्गृहीत्वाद्विगुणंततः याज्ञवल्क्य. राज्ञाधमर्णि कोदाप्यःसाधिताद्दशकंशतं पंचकंचशतंदाप्यःप्राप्तार्थोह्युत्तमर्णि कः दशकंदशोत्तरंपंचकंपंचोत्तरंदशांशइत्यर्थः तत्रैतावंशौरा ज्ञोन्यदुत्तमर्णस्येत्यर्थः दशकग्रहणंनिर्धनिकर्णिकपरम् सधनेतु विशेषमाहनारदः ऋणिकःसधनोयस्तुदौरात्म्यान्नप्रयच्छति राज्ञा दापयितव्यःस्याद्गृहीत्वांशंतुविंशकम् शतंप्रतिविंशतिरित्यर्थः

બૃહસ્પતિ—વ્યાજ મળવાની મુદત થઈ ગયાને લીધે જે વ્યાજ જાસ્તી વધતું નથી એમ થાય ત્યારે વ્યાજ મુદલ સુધાં કરજ લેણદારે વસુલ કરવું. અથવા ચક્રવૃદ્ધિ વ્યાજ મળવાનો બીજો દસ્તાવેજ. કરી લેવો. પૂર્ણાવધૌ—મુદલ બમણું થયું હોય ત્યારે એમ થવાથી માત્ર વ્યાજ આગળ ચાલુ રહેવાનો સંભવ રહેશે નહિ. સ્મૃતિમાં धनीऋणमुदग्राहयेत—લેણદારે લેણું લેવું. चक्रवृद्धि—મુદલ વ્યાજમાં મળવીને એકંદર રકમનું વ્યાજ કરવું તે. નારદ—વિપરીતકાળ આવવાને લીધે દેણદાર કરજ આપવાને અસમર્થ હોય તો તેની શક્તિ પ્રમાણે, જેમ તેની હાલત સુધરતી જાય તેમ તેમ, હફતા બાંધીને તેની પાસેથી કરજ અપાવવું. મનુ—દેણદાર લેણદારના વર્ગનો અથવા તેથી ઉતરતા વર્ગનો હોય તો તેની પાસેથી અંગ મેહેનત કરાવીને કરજ વસુલ કરી લેવું. પણ લેણદાર કરતાં તે ચઢતા વર્ગનો હોય તો ધીમે ધીમે હફતા બાંધીને તેની પાસેથી કરજ અપાવવું. પણ સામર્થ વિનાના હીન વર્ણના દેણદારને ધનવાનને ઘેર કરજને બદલે અંગ મેહેનત કરાવવી પરંતુ બ્રાહ્મણને કરજ અદા કરવાને માટે સામર્થ્ય ન હોય તો તેની શક્તિ પ્રમાણે તેની પાસેથી ધીમે ધીમે કરજ અપાવવું. એવું યાજ્ઞવલ્ક્યનું વચન છે પણ એ વચનમાંનો બ્રાહ્મણ શબ્દ ઉત્તમ વર્ણનો વાચક છે. એજ સ્મૃતિકાર કહે છે કે લેણદારે કબુલ કરેલું કરજ તે વસુલ કરે તેમાં તેને રાજા તરફથી દોષ મળે નહિ. પણ દેણદારે પોતે કરજ કબુલ કરેલું છતાં પણ જો તે રાજા પાસે ફિર્યાદ જાય તો તેની પાસેથી કરજ અપાવીને રાજાએ તેનો દંડપણ

કરવો. બૃહસ્પતિ—કબુલ કરેલા કરજ સંબંધી આવો નિયમ છે;—કરજદાર પોતાની જવાબદારી ના કબુલ કરે તો સાક્ષી પુરાવા લેઇને તેની પાસેથી કરજ અપાવવું. પણ દાવો સંશયિત હોય તો તે બાબતમાં વાદીને દાવો કરવાની ઇચ્છા હોય તો તેને દાવો કરવાને કદીપણ અટકાવ કરવો નહિ. પણ જેને અટકાવ કરવો ન જોઇએ તેને કોઇ અટકાવ કરે તો તે અટકાવ કરનારને કાયદા પ્રમાણે દંડ કરવો. સ્મૃતિમાં आसेध શબ્દ છે તેનો અર્થ રાજાના હુકમથી અટકાવ કરવો. તેજ સ્મૃતિકાર કહે છે કે ઇનસાફથી જે આપવું યોગ્ય હશે તે હું આપવા તૈયારછું એ પ્રમાણે જ્યાં કરજદાર કહે ત્યાં તેને ક્રિયાવાદી સમજવો. કાત્યાયન ઇનસાફની રાહે વાદ કરતાં કરજદારને લેણદાર જો પીડા કરે તો તેના લેણાની રકમ તેને મળે નહિ તથા તેટલીજ રકમના દંડને પાત્ર તે થાય. બૃહસ્પતિ—સંશયવાળા દાવામાં રાજાને ખબર આપ્યા શિવાય જે પોતાની મરજીથી લેણું વસુલ કરવાને કામ ચલાવે છે તેને રાજાએ પકડીને શિક્ષા કરવી અને તેનો દાવો રદ કરવો. યમ કહેછે કે દેણદાર પાસે પૈસા છતાં પણ દુષ્ટ બુદ્ધિથી પોતાનું કરજ આપતો ન હોય તો તેની પાસેથી રાજાએ કરજ અપાવવું;અને તે કરજની રકમ કરતાં બમણો દંડ લેવો.યાજ્ઞવલ્ક્ય—દેણદારનાપર જેટલી રકમનું હુકમનામું થાય તેમાંથી સેંકડે દશટકા અને લેણદાર પાસેથી પાંચટકા સરકારમાં અપાવવા. दशकं—દશ જેમાં અધિકછે તે. पचकं—પાંચ જેમાં અધિક છે તે. મતલબ કે દશમો અને વીશમો ભાગ એનો અર્થ એવો કે એ બે ભાગ રાજાના અને બાકીના લેણદારના સેંકડે ૭૦ એદર ગરીબ દેણદારના સંબંધમાં સમજવો. દેણદાર ધનવાન હોય તો એ વિશે વિશેષ નિયમ નારદ—દેણદાર પૈસાવાળો હોઇને દુષ્ટબુદ્ધિથી કરજ ન આપતો હોય તો તેની પાસેથી રાજાએ કરજ અપાવવું અને સેંકડે વીશટકા પ્રમાણે દંડ લેવો. विशकं—સેંકડે વીશ.

ઘણા લેણદાર વિષે.

अनेकोत्तमर्णानांतुयुगपदुपस्थितौक्रममाहयाज्ञवल्क्यः गृहीतानुक्रमाहाप्योधनिनामधमर्णिकः दत्वातुब्राह्मणायैवनृपतेस्तदनंतरम् विवादरत्नाकरेकात्यायनः नानर्णसमवायेतुयद्यत्पूर्वंकृतंभवेत् तत्तदेवाग्रतोदेयंराज्ञःश्रोत्रियतानुच एकाहेलिखितंयत्रतत्रकुर्याद्दणंसमग्रहणंलक्षणंलाभमन्यथातुयथाक्रमम् यस्यद्रव्येणयत्पुण्यंसाधितं योविभावयेत् तद्द्रव्यमृणिकेनैवदातव्यंतस्यनान्यथा याज्ञवल्क्यः लेख्यस्यपृष्ठेभिलिखेद्दत्वादत्वर्णिकोधनम् धनीचोपगतंदद्यात्स्वहस्तपरिचिन्हितम् नारदः लेख्यंदद्याद्विशुद्धर्णेतदभावेप्रतिश्रवः धनिकर्णिकयोरेवंविशुद्धिःस्यात्परस्परम् प्रतिश्रवःप्रतिदानश्रवणा

यशुद्धिपत्रम् ऋणादानेधमर्णस्यानिष्टंफलमाहकात्यायनः उद्धारा दिकमादायस्वामिनेनददातियः सतस्यदासोभृत्यस्त्रीपशुर्वाजायते गृहे ऊद्धारऋणं आदिनायाचितनिक्षेपयोर्ग्रहणम् दासोगर्भदासः भृत्योमूल्योपात्तः नारदः याच्यमानंनदद्याद्यदृणंवापिप्रतिग्रहः तद्र व्यंवर्द्धतेतावद्यावत्कोटिशतंभवेत् ततःकोटिशतेपूर्णेवेष्टितस्तेनकर्मणा अश्वःखरोवृषोदासोभवेज्जन्मानिजन्मानि प्रतिग्रहंदातुंप्रातिश्रुतं व्यासोऽपि तपस्वीचाग्निहोत्रीचऋणवान्म्रियतेयदि तपश्चैवाग्निहोत्रंचसर्वंतद्धनिनोभवेत्

ઘણાક માગનારે કરજનો દાવો એકેજ વખતે કર્યો હોય તો તેનું કરજ આપવાનો અનુક્રમ યાજ્ઞવલ્ક્ય —બ્રાહ્મણનું કરજ પ્રથમ આપીને પછી ક્ષત્રિનું કરજ આપવું. બાકીના લેણદારનું કરજ, કરજ કાઢવાના વખતના અનુક્રમે આપવું. વિવાદ રત્નાકર ગ્રંથમાં કાત્યાયનનું એવું વચન છે કે એકેજ વખતે ઘણા કરજદારોનું કરજ આપવું હોય તો રાજાનું અને શ્રોત્રિય એટલે વેદ જાણનારા બ્રાહ્મણનું કરજ પ્રથમ આપીને પછી બાકીના લેણદારોમાંથી જેનું કરજ પહેલું લીધું હોય તેને પહેલું, એ અનુંક્રમે આપવું. પણ એકજ દિવસે લખી આપેલા દસ્તાવેજ હોય તો તેનું કરજ વસુલ, બાકી અને બ્યાજ એક સરખાં આપવાં. બીજી સર્વે જગોએ કરજ લેવાના સમયને અનુક્રમે કરજ ચુકવતા જવું. પોતાની પાસેથી કરજ કાઢીને તે પૈસા વડે કરજ લેનારે ફલાણું પુન્ય સિદ્ધ કર્યું એમ જે લેણદાર સાબીત કરે તેનું લેણું દેણદારે આપવું. પણ તેમ સાબીત કરે નહીં તો આપવું નહીં. યાજ્ઞવલ્કય—જે જે વસુલ કરજદારે આપેલું હોય તે તે કરજદારે લેખની પછવાડે લખવું. અને લેણદારે પોતાના હાથદસ્કતની પાવતી તેને આપવી. નારદ—કરજનો ચુકાદો થયો એટલે લેણદારે તે કરજ સંબંધી લેખ દેણદારને પાછો આપવો જોઇએ; અને તેમ ન કરે તો ફારગતી કરી આપવી જોઇએ. એ રીતે થવાથી લેણદાર અને દેણદાર વચ્ચે લેણા દેણાનો ચુકાદો થયોછે એમ જાણવું. प्रातिश्रवः—કરજ પૂરૂ મળ્યું છે એવી રીતની ફારગતીનો લેખ કરજ ન આપે તો દેણદારને જે અનિષ્ટ ફળ મળેછે તે વિષે કાત્યાયન—જે માણસ કરજ વગેરે લેઇને તે તેના ધણીને પાછું આપતો નથી તે તેને ઘેર દાસ, ચાકર, સ્ત્રી અથવા પશુ અવતરેછે. સ્મૃતિમાં उद्धारः શબ્દ છે તેનો અર્થ કરજ. आदि શબ્દ વડે ઉછીનું લીધેલું કે અનામત મૂકેલું એમ સમજવું. दास—જન્મ થકી દાસ. भृत्य વેચાથી લીધેલો ચાકર. નારદ—કરજ અથવા આપવાને કબુલ કરેલું દ્રવ્ય વગેરે, માગ્યા છતાં પણ દેણદારે આપ્યું ન હોય તો તે કરજ વગેરે વધતાં વધતાં સો કરોડ સુધી વધેછે. પછી સો કરોડ પૂર્ણ થયા એટલે તે કર્મથી વીંટાયલો તે દેણદાર ઘોડો, ગધેડો, બળદ અ-

થવા દાસ થઇને જન્મોજન્મ અવતરેછે. प्रतिग्रहं—આપવાને કબુલ કરેલું દ્રવ્ય વગેરે. એવા પ્રકારનું વ્યાસનું પણ વચન છે કે કોઈ તપસ્વી અથવા અગ્નિહોત્રી કોઇને આપવાનું કરજ છતાં તે આપ્યા સિવાય મર્ણ પામે તો તેનો અગ્નિહોત્ર અને તપ તે સર્વે તે લેણદારનું થાયછે.

બાપનું દેવું આપવું.

बृहस्पतिः ऋणमात्मीयवत्पित्र्यंपुत्रैर्देयंविभावितम् पैतामहंसमंदेयं नदेयंतत्सुतस्यतु याज्ञवल्क्यः पितरिप्रोषितेप्रेतेव्यसनाभिप्लुतेपिवा पुत्रपौत्रैऋर्णंदेयंनिन्हवेसाक्षिभावितम् विंशतिवर्षवयसापुत्रादिना ऋणंदेयमित्याहनारदः नार्वाक्संवत्सराद्विंशात्पितरिप्रोषितेसुतः ऋणंदद्यात्पितृव्येचज्येष्ठेभ्रातर्यथापिवा कात्यायनः विद्यमानेपिरोगार्तेस्वदेशात्प्रोषितेतथा विंशात्संवत्सराद्देयमृणंपितृकृतंतथा प्रोषितपदंमृतस्याप्युपलक्षकम् अतएवविष्णुः धनग्राहिणिप्रेतेप्रव्राजितेद्विदशाः समाः प्रोषितेवातत्पुत्रपौत्रैर्धनंदेयं नारदः पितुर्युपरते पुत्राऋणंदद्युर्यथांशतः विभक्ताअविभक्तावायोवातामुद्वहेद्धुरम् कात्यायनः पित्र्यर्णेविद्यमानेतुनचपुत्रोधनंहरेत् द्रूयंतद्धनिकेद्रव्य मृतेपुत्रस्तुदाप्यते द्रव्यमृतेइातिसंबंधः द्रव्यंविनेत्यर्थः बृहस्पतिः पित्र्यमेवाग्रतोदेयंपश्चादात्मीयमेवच तयोःपैतामहंपुर्वदेयमेवऋणंसदा

બૃહસ્પતિ—સાબીત કરેલું બાપનું કરજ પોતે કરેલા કરજ પ્રમાણે છોકરાએ આપવું. દાદાનું કરજ પૌત્રે મુદલ માત્ર આપવું. પણ પૌત્રના છોકરાએ તે આપવાની જરૂર નથી. યાજ્ઞવલ્ક્ય—બાપ દેશાંતરમાં ગયેલો હોય અથવા મરી ગયેલો હોય અથવા મોટા સંકટમાં પડેલો હોય તો તેનું કરેલું કરજ જ્યાં તકરાર પડે ત્યાં સાક્ષીઓના પૂરાવાથી સાબીત થયેલું હોય તો તેના પુત્ર અને પૌત્રોએ આપવું. નારદ—વીશ વર્ષની ઉમરનાં છોકરા વગેરેએ દેવું આપવું. સ્મૃતિ;—બાપ, કાકો અથવા વડીલભાઈ દેશાંતરમાં ગયા હોય ત્યારે છોકરો વીશ વર્ષનો થાય ત્યાં સુધી તેની પાસેથી કરજ અપાવવું નહીં. કાત્યાયન—બાપ જીવતાં છતાં પણ રોગ થકી પીડિત થયો હોય અથવા પરદેશ ગયેલો હોય તો બાપે કરેલું કરજ છોકરાની ઉમર વીસ વર્ષની થયા પછી અપાવવું. સ્મૃતિમાં प्रोषित (પરદેશ ગયેલો) प्रोषित શબ્દ છે તે મરી ગયેલાનો પણ ઉપલક્ષક છે. અર્થાત્ મરી ગયો હોય તો પણ તેમ સ·

મજવું. એટલા માટે વિષ્ણુ—કરજ લેનાર મરી ગયો હોય સન્યાસી થયો હોય અથવા વીશ વર્ષ પરદેશમાં જઈ રહ્યો હોય; તો તેનું કરજ તેના પુત્ર અને પૌત્ર તેમણે આપવું. નારદ—બાપના મર્ણ પછી તેઓ વિભક્ત કે અવિભક્ત હોય તોપણ છોકરાઓએ પોત પોતાને હિસ્સે આવેલું કરજ આપવું. અથવા જે કુટુંબનો કારભાર ચલાવતો હોય તેણે આપવું. કાત્યાયન—બાપને માથે દેવું છતાં છોકરાઓએ તેનું ધન વેહેચી લેવું નહીં. પણ તે દ્રવ્ય તેના માગનારને આપવું. બાપનું દ્રવ્ય ન હોય તો છોકરાઓ પાસેથી તે દેવું અપાવવું. સ્મૃતિમાં द्रव्य શબ્દ છે તેનો અન્વય ऋते (શિવાય) શબ્દ સાથે કરવો. એટલે દ્રવ્ય સિવાય બાપ મરે ત્યારે. બૃહસ્પતિ—બાપનું કરજ પહેલું આપવું જોઇએ પછી પોતે કરેલું હોય તે અને દાદાનું કરેલું કરજ તે બેઉની પહેલાં આપવું જોઇએ.

કયું કરજ ન આપવું.

याज्ञवल्क्यः सुराकामद्यूतकृतंदंडशुल्कावशिष्टकं वृथादानंतथैवेहपुत्रोदद्यान्नपैतृकं बृहस्पतिः सौराक्षिकंवृथादानंकामक्रोधप्रतिश्रुतम् प्रातिभाव्यंदंडशुल्कंशेषंपुत्रंनदापयेत् उशनाः दंडंवादंडशेषंवा शुल्कंतच्छेषमेववा नदातव्यंतुपुत्रेणयच्चनव्यावहारिकम्

યાજ્ઞવલ્ક્ય—મદ્યપાન, રંડીબાજી અથવા દ્યુતકર્મ એવા કામને માટે પિતાએ પોતાની જાત ઉપર કાઢેલું કરજ, દંડની અથવા જકાત વગેરેની બાકી રહી હોય તે, તથા કોઈને ફોકટ આપવું કબુલ કરેલું હોય તે, એ સંબંધી પિતાનું કરજ છોકરાએ આપવું નહીં. બ્રહસ્પતિ—મદ્ય અને જુગાર સંબંધી દેવું, મિથ્યા દાન, કામ અને ક્રોધને વશ થઈને આપવાનું કબુલ કર્યું હોય તે, જામીની બદલનું દેવું અને દંડ તથા જકાત સંબંધી રહેલી બાકી પુત્ર પાસે અપાવવી નહીં. ઉશના—દંડ અથવા તે સંબંધી બાકી, જકાત અથવા તે સંબંધી બાકી, અથવા કોઈ પણ પ્રકારનું વ્યવહારથી અયોગ્ય બાપનું કરજ છોકરે આપવું નહીં.

કરજ આપનારનો ક્રમ.

ऋणदानाधिकारिणांक्रममाहयाज्ञवल्क्यः रिक्थग्राहऋणंदाप्यो योषिद्ग्राहस्तथैवचपुत्रोनन्याश्रितद्रव्यःपुत्रहीनस्यारिक्थिनःक्लैव्यादिदोषयुक्तेपुत्रेविद्यमानेपियोन्यायेन दोषाभावेप्यन्यायेनवाततिपतृरिक्थंहरतेसारिक्थग्राहः एवमेवपरस्त्रीहर्तायोषिद्ग्राहः अनन्याश्रितद्रव्यत्वंतूभयथापि अन्याश्रितत्वरूप विशिष्टप्रतियोगि

'काभावाद्द्रव्यरूप विशेषण मात्रप्रति योगिका भावाच्चअ त्रादौरिक्थग्राहः तदभावेयोषिद्ग्राहः तदभावेऽनन्याश्रित द्रव्यःपुत्रः तदभावेपौत्रोमूलमात्रंतदभावेप्रपौत्रपत्नी कन्यादयोरि क्थनोद्रव्यग्राहिणश्चेद्दद्युरित्यर्थः रिक्थग्रहणाभावेप्रपौत्रेणपत्न्या दिभिश्चनदेयम् रिक्थंचाल्पमपिगृहीतंभूयसोपिऋणस्यापाकरणे प्रयोजकंनतुतत्समंततोधिकमेववेतिनियमः पुत्रहीनस्योत्तमर्णस्य रिक्थिनोद्रव्यग्रहणाधिकारिणःपत्नीकन्यादयः पत्न्यादीनामधम र्णाद्दणंगृहीयुरित्यन्योतिमपादार्थः विष्णुः सपुत्रस्यवाप्यपुत्रस्यरि क्थग्राहीऋणंदद्यादिति बृहस्पतिः स्त्रीहारीचतथैवस्यादभावेधन हारिणः कात्यायनः ऋणंतुदापयेत्पुत्रंयदिस्यान्निरूपद्रवः द्रवि णार्हश्चधुर्यश्चनान्यथादापयेत्सुतम् पूर्वंदद्याद्धनग्राहःपुत्रस्तस्मादनं तरम् योषिद्ग्राहः सुताभावेपुत्रेवात्यंतनिर्धने नारदः यातुसप्रध नैवस्त्रीसापत्याचान्यमाश्रयेत् सोस्याद्दद्याद्दणंभर्तुरुत्सृजेद्वातथैवतां कात्यायनः निर्धनैरनपत्यैस्तुयत्कृतंशौंडिकादिभिः तत्स्त्रीणामपि भोक्तातुदद्यात्तद्दणमेवहि नारदः धनस्त्रीहारिपुत्राणामृणभाग्योधनं हरेत् पुत्रोसतोःस्त्रीधनिनोः स्त्रीहारीधनिपुत्रयोरिति सधनपुत्रा भावेस्त्रीहारीऋणंदद्यादित्यंत्यपादार्थः पूर्वोक्तयाज्ञवल्क्यवाक्यात् कात्यायनः प्रोषितस्यामतेनापिकुटुंबार्थमृणंकृतम् दासस्त्रीमातृशि ष्यैर्वादद्यात्पुत्रेणवाभृगुः याज्ञवल्क्यः नयोषित्पतिपुत्राभ्यांनपुत्रेण कृतंपिता दद्याद्दतेकुटुंबायान्नपतिःस्त्रीकृतंतथा कात्यायनः देयंप्र तिश्रुतंयत्स्याद्यच्चस्यादनुमोदितम् नारदः कृतंयावद्दणंकृच्छ्रेदद्या त्पुत्रस्यतत्पिता याज्ञवल्क्यः गोपशौंडिकशैलूषरजकव्याधयोषि.

ताम् ऋणंदद्यात्पतिस्तासांयस्माद्वृत्तिस्तदाश्रया सएव प्रतिपन्नं स्त्रियादेयंपत्यावासहयत्कृतम् स्वयंकृतंवायदृणंनान्यत्स्त्रीदातुमर्हति अप्रतिपन्नमपिरिक्थग्राहिणीस्त्रीदद्यात् तथाचकात्यायनः मर्तुकामेनयाभर्त्रोक्तादेयमृणंत्वया अप्रपन्नापिसादाप्याधनंदद्यात्स्थितंस्त्रिया नारदः पुत्रिणीतुसमुत्सृज्यपुत्रंस्त्रीयान्यमाश्रयेत् तस्या ऋणंहरेत्सर्वंनिःस्वायाःपुत्रएवतु इदंतुरिक्थग्राहपुत्रपरम् नारदः पितृव्येणाविभक्तेनभ्रात्रावायदृणंकृतम् मात्रावायत्कुटुंबार्थेदद्युस्तत्सर्वंरिक्थिनः उत्तमर्णतत्पुत्राद्यभावेऋणदानेप्रकारमाहनारदः ब्राह्मणस्यतुयद्देयंसान्वयश्चनचास्तिसः निर्वपेत्तत्सकुल्येषुतदभावेस्यबंधुषु यदातुनसकुल्याःस्युर्नचसंबंधिबांधवाः तदादद्याद्विजेभ्यस्तुतेष्वसत्स्वप्सुनिक्षिपेत् प्रजापतिरपि बंध्वभावेपिविप्रेभ्योदेयंक्षेप्यंजलेपिवा जलेक्षिप्तंतथाग्नौच धनंस्यात्पारलौकिकम् यदातुजलादौक्षिप्तेधन्यायातितदासौप्राप्नोत्येव इतिऋणादानप्रकरणंसमाप्तम्

કરજ જેણે આપવુંજ જોઈએ તેમનો અનુક્રમ યાજ્ઞવલ્ક્ય—મરી ગયેલાની માલમિલકત લેનાર પાસેથી કરજ અપાવવું. અથવા મરનારની સ્ત્રી લેનાર પાસેથી કરજ અપાવવું. એ બે ન હોય તો જે છોકરાએ બાપનો વારસો લીધેલો નથી તેણે આપવું. છોકરો ન હોય તો તેનું કરજ તેનો વારસો લેવાનો જેમનો હક છે તેમની પાસે અપાવવું. પુત્ર જીવતાં છતાં પણ તે નપુંસક વગેરે હોવાથી બાજબી રીતે અથવા પુત્ર નપુંસક વગેરે ન છતાં પણ ગેરબાજબી રીતે તેના બાપનું ધન જે હરણ કરે તેનો વારસો લેનાર (સ્મૃતિમાં કહેલો રિક્થગ્રાહ) જાણવો. એજ પ્રમાણે છોકરો છતાં પણ મરનારની સ્ત્રીને જે કોઈ લે તે સ્મૃતિમાં કહેલો યોષિદ્ગ્રાહ) સમજવો. अनन्याश्रितद्रव्यत्व (જેણે વારસો લીધેલો નથી એવા છોકરાની સ્થિતિ) એ વિશેષણ તો પૂર્વે કહેલા બંને પ્રકારમાં લગાડવાનું છે. કારણ કે अनन्याश्रितद्रव्यः એ શબ્દમાં અન્ય સંબંધી દ્રવ્યનો અભાવ અથવા કોઈ પણ દ્રવ્ય માત્રનો અભાવ એ બંને અભાગ ગ્રાહ્ય છે. મતલબ કે જેણે મરનારનું કરજ આપવુંજ જોઈએ તેમાં પ્રથમ વારસો લેનારો આવે છે. તે ન હોય તો સ્ત્રી લેનારો, તે ન હોય તો જે છોકરાને વારસો મળ્યો નથી તે છોકરો, તે ન હોય તો મુદ્દલ માત્ર આપનાર પૌત્ર, (છોકરાનો છોકરો) તે ન હોય તો પૌત્રનો છોકરો, પત્ની, કન્યા વગેરે જેઓ વારસો લઈ શકે છે તે.પણ

વારસો લીધો ન હોય તો પૌત્રનો છોકરો, પત્ની, કન્યા વગેરેએ કરજ આપવાની જરૂર નથી. વારસો ગમે તેટલો થોડો હોય તોપણ તે લેવાથી ગમે તેટલા ભારે કરજની જવાબદારી લાગુ થાય છે; વારસો કરજના જેટલો કે તેથી વધારે હોવો જોઇએ, એવો કાંઈ નિયમ નથી. કરજ ધીરનાર પુત્રહીન હોય તો તેનો વારસો લેનાર તેની પત્ની, કન્યા વગેરે (અનુક્રમે) તેની ઉઘરાણીનાં માલિક થાય છે. પત્ની વગેરે જે વારસો લેનારા હોય તેમાંથી અનુક્રમે દેણદાર પાસેથી કરજ વસુલ કરે એવો સ્મૃતિમાંના છેલ્લા પદનો અર્થ છે. વિષ્ણુ કહે છે કે,—કરજદાર સપુત્ર હોય કે અપુત્ર હોય, પણ તેનો વારસો જે લે તે તેનું કરજ આપે. બૃહસ્પતિ—કહે છે કે મરનારની મિલકત લેનાર કોઈ ન હોય તો તેની સ્ત્રી લેનાર પાસેથી મરનારનું કરજ અપાવવું. કાત્યાયન કહે છે,—રોગાદિકથી પીડિત ન છતાં દ્રવ્યવાન અને યોગ્ય ઉમ્મરનો થયેલો હોય તો પિતાનું દેવું તેની પાસે અપાવવું; એમ ન હોય તો અપાવવું નહિ. મરનારનું દેવું પ્રથમ તેની મિલકત લેનારો આપે; તે ન હોય તો છોકરો આપે; છોકરો ન હોય તો અથવા હોઇને તે છેક નિર્ધન હોય તો તેની સ્ત્રી લેઈ જનારો આપે; નારદ કહે છે કે,— જે સ્ત્રી કુટુંબમાંનું દ્રવ્ય તથા પોતાનાં છોકરાંછૈયાં સુદ્ધાં બીજા કોઈ પુરૂષને આશરે જાઇને રહે, તો તે પુરૂષે તેના સ્વામીનું દેવું આપવું; અથવા તેને પોતાના આશ્રયમાંથી કાઢી મુકવી. કાત્યાયન કહે છે કે,—જે પુરૂષોને સંતતિ નથી કે દ્રવ્ય નથી એવા મદ્યપી વગેરે પુરૂષોએ કરેલું કરજ તેના મરી ગયા પછી તેની સ્ત્રીને ભોગવનાર પુરૂષે આપવું. નારદ કહે છે કે,—મરનારનું ધન લેનાર, સ્ત્રી લેનાર અને પુત્ર એ ત્રણમાંથી જે મરનારનું ધન લે છે, તેણે તેનું કરજ આપવું. સ્ત્રી લેનાર કે ધન લેનાર નહોય તો પુત્રે આપવું. ધન લેનાર કે પુત્ર એ બેમાંથી એક્કે ન હોય તો સ્ત્રી લેનારે આપવું. એ વચનના છેલ્લા ચરણનો અર્થ પાછળ કહેલી યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ પ્રમાણે એવો થાય છે કે,— દ્રવ્ય લેનારો પુત્ર હોય નહિ તો સ્ત્રી લેનારાએ કરજ આપવું. કાત્યાયન કહે છે કે,—ભૃગુ કહે છે કે, પરદેશમાં ગયેલા મનુષ્યના કુટુંબનું પોષણ કરવાને તેના દાસ, સ્ત્રી, માતા, શિષ્ય, કે પુત્ર તે માણસની સંમતિ શિવાય કાઢેલું કરજ પણ અપાવવું જોઇએ. યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—કુટુંબના પોષણને અર્થે કરેલું ન હોય તો પતિ અથવા પુત્રે કરેલું કરજ સ્ત્રી આપે નહિ, છોકરાએ કરેલું કરજ બાપ આપે નહિ, અથવા સ્ત્રીએ કરેલું કરજ પતિપણ આપે નહિ. કાત્યાયન કહે છે કે,—જે કરજ આપવું કબુલ કરેલું હોય અથવા તે કરજ કાઢવાની સંમતિ આપેલી હોય તે આપવું જોઇએ. નારદ કહે છે કે,—સંકટ સમયે જેટલું કરજ પુત્રે કરેલું હોય તે પિતાએ આપવું. યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—ગોવાળ (રબારી, ભરવાડ વગેરે), કલાલ, નટ, ધોબી, અને પારધીની સ્ત્રીઓએ કરેલું કરજ તેમના ધણીએ આપવું; કેમકે તેમની જીવનવૃત્તિ ચલાવવામાં સ્ત્રીઓની પણ મદદ હોય છે. તેજ સ્મૃતિકાર કહેછે કે,—જે કરજ સ્ત્રીએ આપવું કબુલ કરેલું હોય તે, અથવા તેનો સ્વામી અને તે પોતે બન્નેએ મળીને જે કરજ કાઢેલું હોય તે, તેમજ જે દેવું સ્ત્રીએ એકલીએ કરેલું હોય તે તેણે આપવું; એ શિવાય બીજું કરજ સ્ત્રીએ આપવું નહિ. પરંતુ સ્ત્રી જો વારસો લેનારી હોય તો આપવા કબુલ ન કરેલું કરજપણ તેણે આપવું. તેમજ કાત્યાયન કહે છે કે—મરવાને તત્પર થયેલા (મરતી વખતે) સ્વામિએ સ્ત્રીને કહ્યું હોય કે તારે મારૂં કરજ આપવું

અને તેમ કરવાને તે કબુલ ન થયેલી હોય, તો પણ તેની પાસે તે અપાવવું. માત્ર સ્ત્રી પાસે ધન હોવું જોઇએ. નારદ કહે છે કે,—પુત્રવાળી પણ ધન વિનાની કોઈ સ્ત્રી પુત્રને તજીને બીજા કોઇની પાસે જઇને રહે, તો તેના પુત્રે તેનું સર્વ કરજ આપવું જોઇએ. આ વચન વારસો લેનાર પુત્રને લાગુ પડે છે. નારદ કહે છે કે,—વેહેંચણ થયા પેહેલાં કુટુંબને અર્થે કાકાએ, ભાઇએ, કે માતાએ જે કરજ કહાડેલું હોય તે વારસો લેનારા સર્વેએ મળીને આપવું. કરજ ધીરનાર કે તેનો પુત્ર ન હોય તો કરજ કેવી રીતે આપવું તે વિષે નારદ કહે છે કે,—કરજ ધીરનાર બ્રાહ્મણ હોઇને તે તથા તેના વંશમાં કોઈ હોય નહિ ત્યારે તેને આપવાનું કરજ તેના કુળના જે માણસ રહેલા હોય તેમને આપવું. તે ન હોય તો તેના બાંધવોને આપવું. જો તેના કુળના કે તેના સંબંધી અને બાંધવો પણ ન હોય તો ગમે તે બ્રાહ્મણોને તે કરજનાં નાણાં આપી દેવાં. તેઓ ન હોય તો તે નાણાં જળમાં નાખવાં. પ્રજાપતિપણ કહે છે કે,—બાંધવો ન• હોય તો બ્રાહ્મણોને આપવું અથવા પાણીમાં નાખવું. કેમકે જળમાં નાખેલું કે અગ્નિમાં નાખેલું દ્રવ્ય પરલોકમાં ઉપયોગી થાય છે. પણ પાણી વગેરેમાં નાખ્યા પછી જો કરજ ધારનાર આવે તો તેને તેનું ધન મળવુંજ જોઇએ.

ઋણાદાન પ્રકરણ સમાપ્ત.



## अथ निक्षेपः

અનામત થાપણ.

नारदः स्वद्रव्यंयत्रविस्रंभान्निक्षिपत्यविशंकितः निक्षेपोनामतत्प्रोक्तं व्यवहारपदंबुधैः असंख्यातमविज्ञातंसमुद्रंयन्निधीयते तंजानीयादुपनिधिंनिक्षेपंगणितंविदुः बृहस्पतिः ददतोयद्भवेत्पुण्यंहेमकुप्यांबरादिकम् तत्स्यात्पालयतोन्यासंतथैवशरणागतंस्थापितंयेनविधिनायेनयच्चयथाविधम् तथैवतस्यदातव्यंनदेयंप्रत्यनंतरे न्यासोनिक्षेपःप्रत्यनंतरःस्थापयितुःसन्निहितः मनुः योनिक्षेपंनार्पयतियश्चानिक्षिप्ययाचते तावुभौचौरवच्छास्यौदाप्यौवातत्समंदममिति बृहस्पतिः भेदेनोपेक्षयान्यासंग्रहीतायदिनाशयेत् याच्यमानोनदद्याद्वादाप्यंतत्सोदयंभवेत् भेदःस्वद्रव्यतारतम्यं तेनस्वद्रव्येणसहोपेक्षयानाशेन दोषः याज्ञवल्क्यः आजीवन्स्वेच्छयादंड्योदाप्यस्तच्चापिसोदयम्

आजीवन्भोगवृद्ध्यर्थंप्रयोगादिनोपजीवन् उदयोवृद्धिः तस्यांविशेष
माहकात्यायनः निक्षेपंवृद्धिशेषंचक्रयंविक्रयमेवच याच्यमानंनचेद्द
द्याद्वर्द्धतेपंचकंशतमिति मनुः निक्षेपस्यापहर्तारंतत्समंदापयेद्दमम
तथोपनिधिहर्तारंविशेषेणैवपार्थिवःबृहस्पतिः दैवराजोपघातेनयदि
तन्नाशमाप्नुयात् ग्रहीतृद्रव्यसहितंतत्रदोषोनविद्यते याज्ञवल्क्यः न
दाप्योपहृतंतत्तुराजदैविकतस्करैः स्वयमेवतुयोदद्यान्मृतस्यप्रत्यनंत
रे नसराज्ञाभियोक्तव्योननिक्षेप्तुश्चबंधुभिः प्रत्यनंतरःसन्निहितःप्र
माणंविनाधिकाविषयेनाभियोज्यइत्यर्थः सर्वमप्यमुनिक्षेपन्यायमन्य
त्राप्यतिदिशति बृहस्पतिः अन्वाहितेयाचितके शिल्पिन्यासेसबं
धके एषएवोदितोधर्मस्तथाचशरणागते अन्वाहितंअमुकेनमयि
स्थापितंत्वयातस्मैदेयमितिपुरुषांतरहस्तेऽर्पितं याचितमुद्वाहादौभा
र्याद्यर्थंनीतंअलंकारादि शिल्पिन्यासोहेमकारादिषुकुंडलाद्यर्थंनि
क्षिप्तं नारदोपि एषएवविधिर्दृष्टोयाचितान्वाहितादिषु शिल्पिषूपनि
धौन्यासेप्रतिन्यासेतथैवच प्रतिन्यासःस्वामिनान्यत्रनिक्षिप्तंतेनाप्य
न्यत्रनिक्षिप्तम् राजदैवादिनष्टस्यापिशिल्पिन्यस्तस्यक्वचित्प्रतिदान
माहकात्यायनः यस्यसंस्क्रियतेन्यासोदिवसैः परिनिष्ठितैः तदूर्ध्वं
स्थापयेच्छिल्पीदाप्योदैवाद्धृतेऽर्पिते नारदः मूल्याष्टभागोहीयेतसकृ
द्धौतस्यवाससः द्विःपादस्त्रिस्तृतीयांशश्चतुर्धौतेर्द्धमेवच अर्धक्षया
त्तुपरतःपादांशापचयःक्रमात् याज्ञवल्क्यः वमानस्त्रीन्पणान्दंड्यो
नेजकस्तुपरांशुकम् विक्रयावक्रयाधानयाचितेषुपणान्दशअवक्रयो
भाटकंगृहीत्वान्यत्रार्पणं आधानमाधीकरणम् सुवर्णभिन्नधातावग्नौ
ध्मायमानेह्रासानियममाह सएव अग्नौसुवर्णमक्षीणंरजतेद्विपलंशते

अष्टौत्रपुणिसीसेचताम्रेपंचदशायसि इतोधिकेरूप्यादेःक्षयेहेमकारादेर्दंडःक्वचिद्रक्षाद्यर्थंतंतुसमर्पणेवृद्धौविशेषमाह सएव शतेदशपलीवृद्धिरौर्णकार्पाससौत्रिके मध्येपंचपलावृद्धिःसूक्ष्मेषुत्रिपलामता क्वचित्क्षयमाहसएव कार्मिकेरोमबद्धेचत्रिंशद्भागःक्षयोमतः नक्षयोनचवृद्धिश्चकौशेयेवल्कलेषुचेतिकार्मिकेसिद्धपटादौपट्टसूत्रादिनास्वस्तिकाद्याकारनिर्माणे नियतावधिकेशिल्पिन्यस्तेऽवधिमध्येयाचितेदत्तेनष्टेपिचशिल्पिनोदोषाभावमांहसएव यदिनत्कार्यमुद्दिश्यकालंपरिनियम्यवा याचितोद्धृकृतेतस्मिन्नप्राप्तेनतुदाप्यते एतद्विपर्ययमाहसएव प्राप्तकालेकृतेकार्येनदद्याद्याचितोपिसन् तस्मिन्नष्टेत्दृतेवापिग्रहीतामूल्यमावहेत् सएव· योयाचितकमादायनद्यात्प्रतियाचितःसनिगृह्यबलाद्दाप्योदंड्यश्चनददातिय: इतिनिक्षेपप्रकरणम्

નારદ કહે છે કે,—જ્યારે કોઈ માણસ પોતાનું દ્રવ્ય (કે બીજો હરકોઈ માલ)નિઃશંક થઈને વિશ્વાસથી બીજા પુરૂષને સ્વાધીન કરે ત્યારે વિદ્વાન પુરૂષો તેને નિક્ષેપ ( થાપણ ) નામે વ્યવહાર શાસ્ત્રનું સ્થાન કહે છે. જે દ્રવ્ય ગણ્યા શિવાય, શું છે તે જણાવ્યા શિવાય બંધ કરીને તે ઉપર શિક્કો કરીને આપે ત્યારે તે 'ઉપનિધિ' કહેવાય છે; અને તે ગણેલું હોય ત્યારે નિક્ષેપ કહેવાય છે. બૃહસ્પતિ કહે છે કે,—સોનારૂપા વગેરેનું તથા વસ્ત્રાદિકનું દાન કરવાથી જે પુણ્ય થાય તેમજ શરણાગતનું રક્ષણ કરવાથી જે પુણ્ય થાય તે પુણ્ય અનામત મૂકેલી થાપણ સાચવવાથી થાય છે. જે માણસે જે પ્રકારની જે વસ્તુ જે રીતે અનામત મૂકેલી હોય, તેજ પ્રકારે તેને તે વસ્તુ આપવી; પણ અનામત થાપણ તેના નજીકના સંબંધીને પણ આપવી નહિ. સ્મૃતિમાં न्यास શબ્દ છે તેનો અર્થ નિક્ષેપ થાય છે. प्रत्यनंतरः—થાપણ મૂકનારનો નજીકનો સગો. મનુ કહે છે કે,—જે નિક્ષેપ પાછો આપતો નથી, કે જે નિક્ષેપ મૂક્યા શિવાય માગે છે, તે બન્ને જણને ચોરની પેઠે શિક્ષા કરવી અથવા મુકેલી રકમ જેટલો દંડ પણ કરવો. બૃહસ્પતિ કહે છે કે,—જેની પાસે થાપણ મૂકવામાં આવેલી છે. તે ભેદબુદ્ધિથી અથવા બેદરકારીથી તે થાપણનો નાશ કરે અથવા પાછી માગે ત્યારે ન આપે તો તેની પાસે તે થાપણની કીમત વ્યાજ સાથે અપાવવી. ભેદ એટલે અમુક દ્રવ્ય પોતાનું માટે તેનું રક્ષણ કરવું અને અમુક દ્રવ્ય પારકું માટે તેની કાળજી ન રાખવી તે. એટલા માટે થાપણ રાખનારની બેકાળજીથી તેના પોતાના દ્રવ્ય સુદ્ધાં થાપણનો નાશ થયો હોય તો તેનો દોષ ગણાય નહિ. યાજ્ઞવલ્ક્ય કહે છે

કે,—થાપણ રાખનાર અધિકાર શિવાય પોતાનીજ ઇચ્છાથી તે થાપણ ઉપર નિર્વાહ કરે તો તે શિક્ષાને પાત્ર થાય છે; તથા તેની પાસેથી તે રકમ વ્યાજ સુદ્ધાં અપાવવી. સ્મૃતિમાં आजीवन પદ છે, તેનો અર્થ થાપણનો ઉપયોગ કરીને અથવા તે વ્યાજે આપીને નિર્વાહ કરનારો. उदयः—વ્યાજ, થાપણ વિશે વિશેષ નિયમ કાત્યયન કહે છે કે,—થાપણ, વ્યાજની બાકી, ખરીદ કરેલી જણશની કીમત, અને વેચાણ આપેલી જણશ, માગ્યા છતાં આપે નહિ તો સેંકડે પાંચટકા પ્રમાણે વ્યાજ ચાલુ થાય. મનુ કહે છે કે,—જેની પાસે નિક્ષેપ (ગણેલી થાપણ) મૂકેલી હોય તે માણસ જો પાછી આપવાને ના કબુલ થાય તો તે થાપણ જેટલો તેનો દંડ કરવો; પણ જેની પાસે ઉપનિધિ (ગણ્યા વિનાની થાપણ) હોય તે જો પાછી આપે નહિ તો રાજાએ તેને એથી પણ વિશેષ સજા કરવી જોઇએ. બૃહસ્પતિ કહે છે કે,—આસમાની કે સુલતાની આફતથી થાપણ રાખનારનાં દ્રવ્ય સુદ્ધાં તેની પાસે મુકેલી થાપણ નાશ પામે તો તેમાં કાંઇ તેનો દોષ નથી. યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—મૂકેલી થાપણ દૈવકૃત ઉપદ્રવથી કે રાજકૃત ઉપદ્રવથી કે ચોરે ચોરી કરવા ઉપરથી નાશ થઈ હોય તો તે થાપણ રાખનાર પાસેથી તે અપાવવી નહિ. જે માણસ મરી ગયેલાના છેક નજિકના સગાને પોતાની મેળેજ મરનારની થાપણ આપે, તેને રાજાએ કે થાપણ મૂકનારના બાંધવોએ દુઃખ દેવું નહિ. प्रत्यनंतर—નજિકનો સગો. પૂર્વના વાક્યનો એવો અર્થ છે કે થાપણ વિશેષ હતી એ સંબંધી જો પુરાવો ન હોય તો તેની પાસે વધારે માગીને તેને પીડા કરવી નહિ. થાપણ સંબંધી આ બધો નિયમ બીજી જગોએ લાગુ પડેછે, એ વિષે બૃહસ્પતિ કહેછે કે,— અન્વાહિત, યાચિત, શિલ્પીન્યાસ, ધરેણે મૂકેલો અવેજ, અને શરણાગત, એ સર્વને ઉપર કહેલોજ નિયમ લાગુ પડેછે. अन्वाहित એટલે એક પુરૂષે બીજા પુરૂષને આપવા માટે ત્રીજાના હાથમાં જે આપ્યું હોય તે. याचित એટલે લગ્ન વગેરે પ્રસ્તુતમાં સ્ત્રીઓ વગેરેને માટે માગી આણેલા અલંકાર વગેરે. शिल्पिन्यास એટલે સોની વગેરેને કુંડલ આદિક ઘરેણું ઘડાવવા માટે આપેલું સોનું વગેરે. નારદ પણ કહે છે કે,—માગી આણેલું (અલંકારાદિક) અને અન્વાહિત વગેરેમાં તેમજ કારીગરને આપેલું સોનું વગેરે, થાપણ અને પ્રતિન્યાસ (એક એકજ થાપણ એક જગોએથી ઉપાડીને બીજી જગોએ મૂકેલી હોય તે), એ સર્વને એજ નિયમ લાગુ પડેછે. प्रतिन्यास એટલે અમુક થાપણના ધણીએ જેને ત્યાં તે મૂકેલી હોય તે ધણી વળી તે થાપણ બીજાને ત્યાં મૂકે તે. રાજાના તરફની કે દૈવના તરફની આપત્તિથી નાશ થયેલી છતાં પણ કોઈ વિશેષ પ્રસંગે કારીગર પાસે મૂકેલી થાપણ પાછી આપવી જોઇએ એ વિષે કાત્યાયન કહેછે કે,—કારીગરે કોઈ વસ્તુ અમુક મુદત પહેલાં તૈયાર કરી આપવાની કહી હોય, અને તેટલી મુદતમાં તે તૈયાર કરી આપે નહિ, તથા દૈવયોગથી તે થાપણનો નાશ થાય, તો કારીગર પાસેથી તે વસ્તુ તેના ધણીને પાછી અપાવવી જોઇએ. નારદ કહે છે કે,—એક વેળા જે વસ્ત્ર ધોવાયું તો તેની કીંમત આઠમે હિસ્સે ઓછી થાય છે. બીજીવાર ધોવાય તો તેની કીંમત ચોથે હિસ્સે રહેછે. ત્રીજીવાર ધુવે તો ત્રીજે ભાગે કીંમત રહે છે. ચારવાર ધુવે તો અરધી કીંમત રહેછે. અરધી કીંમત થયા પછી અનુક્રમે દરેક

વખત ધોવાથી ચોથે હિસ્સે કીંમત કમી થાયછે. યાજ્ઞવલ્ક્ય કહેછે કે,—ધોબીએ ધોવાને વાસ્તે આણેલાં લોકનાં વસ્ત્ર વાપર્યાં હોય, તો તેને ત્રણ "પણ" દંડ કરવો જોઇએ. પણ તે કપડાં વેચે, ભાડે આપે, ઘરેણે આપે, અથવા ઉછીના આપે ( માગ્યાં આપે ), તો તેને દશ "પણ" દંડ કરવો. अवक्रयः—ભાડે આપવું. आधानं—ઘરેણે મૂકવું. સોના શિવાય બીજી ધાતુ અગ્નિમાં ઘાલી હોય તો કયા પ્રમાણમાં કમી થાયછે તે વિશે તેજ સ્મૃતિકાર કહેછે કે,—દેવતામાં ઘાલવાથી સોનાનું વજન કમી થતું નથી. રૂપું સેંકડે બે પ્રમાણે કમી થાયછે. કલઈ અને શીશુ સેંકડે આઠ પ્રમાણે ત્રાંબુ સેંકડે પાંચ પ્રમાણે, અને લોઢું સેંકડે દશ પ્રમાણે કમી થાયછે. રૂપું અથવા બીજી ધાતુનું વજન આ પ્રમાણ કરતાં વિશેષ કમી થયાથી સોની અથવા બીજો કારીગર શિક્ષાને પાત્ર થાયછે. સુતર લુગડાં વણવા વાસ્તે કારીગરને આપ્યું હોય, ત્યારે તેમાં વધારો થાયછે તે વિષે વિશેષ નિયમ તેજ સ્મૃતિકાર કહેછે કે,—ઉનના અથવા કપાસના સુતરમાં સેંકડે દશ "પણ" નો વધારો થાયછે. મધ્યમ જાતીના કપ્પડમાં સેંકડે પાંચ, અને ઝીણા કપ્પડમાં સેંકડે ત્રણ "પણ"નો વધારો થાયછે. કેટલીક બાબતમાં કમી વજન પણ થાયછે તે વિષે તેજ સ્મૃતિકાર કહેછે કે,—જરિઆનના વસ્ત્રમાં અને વાળના વસ્ત્રમાં ત્રીસમે ભાગે ખોટ આપવામાં આવેછે, રેશમના કપ્પડમાં ખોટ કે વધારો આવતો નથી. સ્મૃતિમાં कार्मिक શબ્દ છે, એનો અર્થ જે કપ્પડ ઉપર જુદી જુદી જાતના સુતર વડે સાથીઆ વગેરે આકાર કાઢેલા હોય. તે કોઈ વસ્તુ કરવા માટે કારીગરની પાસે મૂકેલી અનામત માલ મુદત થયા પહેલાં માગ્યા ઉપરથી તે પાછો ના આપે અથવા તે માલનો નાશ થાય તો મુદત પૂરી થતા સુધી કારીગર દુષિત થઈ શકતો નથી. એમ તેજ સ્મૃતિકાર કહેછે કે,—કોઈ એક વિશેષ કાર્ય વાસ્તે વખત ઠરાવીને કામ કરવા આપ્યું હોય, અને તે અરધુ થયું, ત્યારે પાછું માગે અને તે કારીગર પાછું ન આપે તો મુદત પેહેલાં આપવાની તેને ફરજ પાડવી નહિ. એજ સ્મૃતિકાર એથી ઉલટું કહેછે કે,—જે કામને વાસ્તે અમુક મુદત ઠરાવી હોય, તે કામ થયા પછી અને તે મુદત પૂરી થયા પછી માલધણી કારીગરની પાસે આવીને પોતાના માલની માગણી કરે, અને તે તેને ન મળે અથવા તે માલનો નાશ થયો હોય, અથવા તેને કોઈ લઈ ગયું હોય, તો તે માલ રાખનાર કારીગરે તેને કીંમત આપવી જોઇએ. તેજ સ્મૃતિકાર કહે છે કે,—કોઈ વસ્તુ ઉછીની માગીને કોઈ લઈ જાય, અને તે પાછી માગ્યા છતાં તે ના આપે, તો તેને પકડીને બળાત્કારે તે વસ્તુ તેની પાસેથી અપાવવી. અને એમ છતાં પણ જે ન આપે તેનો દંડ કરવો.

નિક્ષેપ પ્રકરણ સમાપ્ત.

---

# अथ स्वामिविक्रयः

**માલકી ન છતાં વેચાણ કરવા વિશે.**

ખરીદી શુદ્ધ ક્યારે જાણવી?

**अथास्वामिविक्रयः व्यासः याचितान्वाहितन्यासंदत्वाचान्यस्यय**

द्धनम् विक्रीयतेस्वाम्यभावेसज्ञेयोस्वामिविक्रयः कात्यायनः अस्वामिविक्रयंदानमाधिंवाविनिवर्तयेत् अस्वामीतिपृथक्पदंक्रियाविशेषणंच नारदोपि प्रकाशतःक्रयःशुद्धःक्रेतुस्तेयंरहःक्रयात्नारदःअस्वाम्यनुमताद्दासाद्धसतश्चजनाद्रहः हीनमूल्यमवेलायांक्रीणंस्तद्दोषभाग्भवेत् तद्दोषश्चोरदोषः याज्ञवल्क्यः आगमेनोपभोगेननष्टंभाव्यमतोन्यथा पंचबंधोदमस्तस्यराज्ञेतेनाभिभाविते पंचबंधोनष्टद्रव्यपंचमांशः नाष्टिकोपन्यस्तसाक्षिणांविरुद्धोक्तौनष्टद्रव्यात्द्विगुणंदंडमाहव्यासः वादीचेन्मार्गितंद्रव्यंसाक्षिभिर्नविभावयेत् दाप्यःस्याद्विगुणंदंडंक्रेतातद्रव्यमर्हतीति क्रेतुःकृत्यमाहसएव मूलेसमागतेक्रेतानाभियोज्यःकथंचन मुलेनसहवादस्तुनाष्टिकस्याविधीयते बृहस्पतिः विक्रेतादर्शितोयत्रहीयतेव्यवहारतः क्रेत्रेराज्ञेमुल्यदंडौप्रदद्यात्स्वामिनोधनम् कात्ययनः मूलानयनकालश्चतत्रदेयोध्वसंख्यया असमाहार्यमूलस्तुक्रयमेवविशोधयेत् विशोधितेक्रयेराज्ञावक्तव्यः सनकिंचन अभियोक्ताधनंकुर्यात्प्रथमंज्ञातिभिः स्वकंपश्चादात्मविशुद्धयर्थंक्रयंक्रेतास्वबंधुभिः क्रेताक्रयेसाधितेपिद्रव्यंनाष्टिकएवलभते

व्यास कहे छे के,— उपयोगने वास्ते बीजा पासेथी मागीने लीधेलुं, बीजानी थापण जाणीने राखेलुं, अथवा चोरोने आणेलुं, एवा प्रकारनुं बीजानुं द्रव्य तेना धणीने जाहेर न करतां वेच्युं होय-तो ते वेचाणनुं मालकी न छतां करेलुं वेचाण समजवुं. कात्यायन कहे छे के,—वेचाण दान, अथवा घरेणे मूकवुं, एटलांवानां मालकी वगर कर्यां होय तो ते रद करवां. अस्वामि—एवो शब्द स्मृतिमां छे, ते जुदो शब्द छतां क्रिया विशेषण पण जाणवुं. नारद कहे छे के,—उघाडी रीते करेली खरीदी शुद्ध समजवी. पण गुप्तपणे करेली खरीदी चोरी जाणवी. जे दासने धणीए अधिकार ना आप्यो होय, तेणे करेली, नठारी चालना माणस पासेथी गुप्तपणे करेली बहु ओछी कीमत आपीने करेली तथा कवेळाए करेली, खरीदी करनार चोरीनो गुनेगार थाय छे. तद्दोष—चोरीनो दोषः

યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—ચોરીએ ગએલી કે નાશ થએલી વસ્તુની સાબિતી તેના માલિકે આગમ બતાવીને તથા ભોગવટો બતાવીને કરવી જોઇએ. તેની પાસેથી તેવી સાબિતી ન થાય, તો તે વસ્તુની કીમતના પાંચમા હિસ્સા જેટલો દંડ તેણે રાજાને આપવો. पंचबंधः— નાશ પામેલા દ્રવ્યનો પાંચમો ભાગ નાશ થએલી વસ્તુના પુરાવાં દાખલ માલિકે આણેલા સાક્ષિઓ જો તેના હકની વિરૂદ્ધ જુબાની આપે, તો નાશ પામેલા દ્રવ્યથી બમણો દંડ કરવા વિશે વ્યાસ કહે છે કે,—વાદી જો નાશ થએલી વસ્તુ મળ્યા પછી તે પોતાની છે એમ સાક્ષી પુરાવાથી સાબીત ન કરે તો તેના પાસેથી તે રકમ કરતાં બમણો દંડ લેવો. અને તે વસ્તુ (તકરારી વસ્તુ) ખરીદદારને અપાવવી. ખરીદદારે શી તજવીજ કરવી જોઇએ તે વિશે એજ સ્મૃતિકાર કહે છે કે,—જો ખરીદદાર તે વસ્તુના વેચનારને હાજર કરે તો તેના ઉપર દોષ મુકવાની કોઇ પ્રકારે જરૂર નથી; કેમકે વેચનાર તથા જેની વસ્તુ ગયેલી છે, તે બેની વચ્ચે કામ ચાલવાનું છે. બૃહસ્પતિ કહે છે કે,—ખરીદદારે હાજર કરેલો વેચનાર જો મુકદમામાં દોષી ઠરે તો ખરીદદારને તે વસ્તુની કીમત, રાજાને દંડની રકમ અને મૂળ માલિકને તે વસ્તુ, તે આપે. કાત્યાયન કહે છે કે,— વેચનારને હાજર કરવા માટે, તે જેટલે દુર હોય તેના પ્રમાણમાં તેને મુદત આપવી. વેચનાર હાજર નથાય તો કરેલી ખરીદી કાયદેશર છે એમ સાબિત કરવાને ખરીદદારને કહેવું. ખરીદી કાયદેસર છે એમ સાબિત થવાથી ખરીદદારને રાજાએ દુષિત કરવો નહિ. ફરીઆદીએ પ્રથમ પોતાના સંબંધીઓની સાક્ષી અને પુરાવાથી તે (તકરારી) વસ્તુ પોતાની છે એમ સાબિત કરવું. પછી ખરીદદારે પોતે કરેલી ખરીદી શુદ્ધ છે એમ પોતાના સંબંધીઓની સાક્ષીથી સાબિત કરવું. એ પ્રમાણે ખરીદદાર ખરીદી શુદ્ધ છે એમ સાબિત કરે તથાપિ મૂળ માલધણીનેજ તે વસ્તુ મળે.

ખરીદી શુદ્ધ છતાં માલધણીને માલ મળે.

तथाचमनुः अथमुलमनाहार्यंप्रकाशक्रयशोधितम् अदंड्योमुच्यतेराज्ञानाष्टिकोलभतेधनम् अनाहार्यांप्रदर्श्यप्रकाशेनक्रयेणशोधितद्रव्यमित्यर्थः कात्यायन अनुपस्थापयन्मुल्यंक्रयंवाथविशोधयेत् यथाभियोगंधनिनेधनंदाप्योदमंचसः बृहस्पतिः वणिग्वीथीपरिगतं विज्ञातंराजपूरुषैः अविज्ञाताश्रयात्क्रीतंविक्रेतायत्रवामृतः स्वामी दत्वार्द्धमुल्यंतुप्रगृहीतस्वकंधनम् अर्द्धंद्वयोरपिह्रतंतत्रस्याद्व्यवहारतः मरीचिः अविज्ञातनिवेशत्वाद्यत्रमुलंनलभ्यते हानिस्तत्रसमाकल्प्याक्रेतृनाष्टिकयोर्द्वयोःनिवेशोविक्रेतृस्थलंनारदः उद्दिष्टमेवभोक्तव्यंस्त्रीपशूर्वसुधापिवा अनर्पितंतुयोभुंक्तेभुक्तभोगंप्रदापयेत् उद्दि

ष्टमनुज्ञातम् भुक्तभोगंभोगानुरूपंभाटकम् याज्ञवल्क्यः शौल्किकैः स्थानपालैर्वानष्टापहृतमाहृतम्अर्वाक्संवत्सरात्स्वामीहरेतपरतोनृपः यत्तुमनुः प्रनष्टस्वामिकंद्रव्यंराजात्र्यब्दंनिधापयेत् अर्वाक्त्र्यब्दा द्धरेत्स्वामीपरतोनृपतिर्हरेदिति तच्छ्रोत्रियविप्रस्वामिकद्रव्यविषयम् सएव आददीताथषड्भागंप्रनष्टाधिगतान्नृपः दशमंद्वादशंवापिसतांध र्ममनुस्मरन्निति तत्रप्रथमेवर्षेसर्वंदद्यात् द्वितीयेवर्षेद्वादशंभागंगृही त्वादद्यात् तृतीयेदशमं चतुर्थादौषष्ठमितिहरेतपरतोनृपइत्यैतत्स्वा मिन्यनागतेत्र्यब्दादूर्ध्वंव्ययीकरणाभ्यनुज्ञामात्रपरम् आगतेतुस्वा मिनिव्ययीकृतमपिदद्यादितिमिताक्षरायाम् इदंचस्वामिनोज्ञाने य दात्वमुकइदंद्रव्यंविस्मृत्यगतइत्यवधारणंतदात्रिवर्षादूर्ध्वमपिलभते राज्ञोपिनव्ययाद्यधिकारः भागंचकंचिद्गृहीयादेव

એ વિશે મનુ કહે છે કે,—વેચનારને હાજર ન કરી શકાય તો ખરીદદાર એમ સાબિત કરે કે તકરારી વસ્તુ તેણે ઉઘાડી રીતે ખરીદ કરેલી છે, તો ખરીદ કરનારને શિક્ષા કરવી નહિ; અને તેના મૂળ માલિકને તે વસ્તુ પાછી આપવી. अनाहार्य—હાજર ન કરીને प्रकाश—ઉઘાડી રીતે ખરીદી કરેલી છે એમ શાબિત કરવાથી ખરીદી વાજબી છે એમ બતાવી નિર્દોષ થનારને એવા અર્થ છે. કાત્યાયન કહે છે કે,—પ્રતિવાદી વેચનારને હાજર ન કરે તો, અને કરેલી ખરીદી પ્રસિદ્ધ રીતે થયેલી છે એમ સાબિત ન કરે તો, તેના ગુનાહના પ્રમાણમાં મુળ માલિકને તકરારી વસ્તુ અપાવવી અને સરકારે તેનો દંડપણ કરવો. બૃહસ્પતિ કહે છે કે,—રાજાના અધિકારીઓની જાણમાં આવે એવી રીતે, વેપારીઓના બજારમાંથી ખરીદી કરેલી હોય, અથવા વેચનારનું ઠેકાણું માહીત ન છતાં ખરીદી કરેલી હોય અથવા વેચનાર મરી ગયો હોય, તો તકરારી જણશના મૂળ માલિકે તેની અરધી કીમત આપીને ખરીદદાર પાસેથી તે જણશ લેવી. અને વ્યવહારને લીધે બંનેજણે અરધું અરધું નુકશાન વેઠવું. મરીચિ કહે છે કે,—વેચાણ આપનારનું ઠેકાણું માહિત નહિ હોવાથી વેચનારનો પત્તો લાગતો ન હોય, તો ખરીદદાર તથા મૂળ માલિક એ બંને એ સરખું નુકશાન ખમવું. निवेश—વેચનારનું ઠેકાણું. નારદ કહે છે કે,—સ્ત્રી, પશુ, અને પૃથ્વી એ ત્રણેનો જે પ્રકારનો ઉપભોગ કરવાને તેનો માલિક રજા આપે તે પ્રકારનો તેનો ઉપભોગ કરવો; પણ રજા લીધા વિના જે ઉપભોગ કરે તેણે પોતે કરેલા ઉપભોગથી ઉપજેલું ઉત્પન્ન કે ભાડું તેના માલિકને આપવું. उद्दिष्ट—આસા આપેલું. भुक्तभोगं—ઉપ-

ભાગના પ્રમાણમાં ભાડું. યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—જકાતના અધિકારી અથવા રખવાળદારે નાશ પામેલું કે ચોરીએ ગયેલું કાંઈ ધન આણ્યું હોયતો એક વરસની મુદતની અંદર તેના માલિકને તે મળી શકે; તે ઉપરાંત મુદત થાય તો તેની વ્યવસ્થા રાજા કરે. પરંતુ મનુ જે કહે છે કે,—"જેનો ધણી મળતો હોય નહિ, તેવું ધન રાજાએ ત્રણ વરસ પર્યંત રાખી મુકવું; ત્રણ વરસની પેહેલાં જો તેનો માલિક મળે તો તે તેના માલિકને આપવું અને તે મુદત પછી તે ધન રાજાનું થાય." એ વચન શ્રોત્રિય બ્રાહ્મણની માલકીના દ્રવ્યને લાગુ પડે છે. તેજ સ્મૃતિકાર કહે છે કે,—નાશ પામેલી મિલકત ફરીને પ્રાપ્ત થાય તો તેમાંથી છઠ્ઠો, દશમો, કે બારમો ભાગ, સત્પુરૂષના ધર્મનું સ્મરણ કરીને રાજાએ લેવો. તેમાં પેહેલા વર્ષની અંદર માલિક મળે તો તેને પૂરેપૂરૂ ધન આપવું; બીજે વર્ષે મળે તો તેમાંથી બારમો ભાગ લેઇને આપવું; ત્રીજે વર્ષે દશમો ભાગ લેઇને અને ચોથા તે પછીના વરસોમાં છઠ્ઠો ભાગ લેવો. મિતાક્ષરા ગ્રંથ પ્રમાણે "તે પછી રાજાએ લેવી" એનો અર્થ, માલિક ન આવે તો ત્રણ વરસ પછી તેમાંથી ખરચ કરવાની પરવાનગી માત્ર રાજાને છે; પણ માલિક હાજર થાય તો ખરચેલી રકમ પણ આપવી. માલિક ક્યાં છે એ માહિત ન હોય તો આ નિયમ માત્ર લાગુ છે. પણ જ્યારે અમુક માણસ આ દ્રવ્ય ભૂલીને કહીંક ગયોછે એમ નિશ્ચય હોય તો તે તેને ત્રણ વરસ પછી પણ મળે. તે ખરચવાનો રાજાને પણ અધિકાર નથી. તે કાંઇક હિસ્સો માત્ર તેમાંથી લેવો.

માલકી વિનાનાં ઢોર વિષે.

परस्वामिकनष्टलब्धपशूनामेकादिनरक्षणेभृतिमाहयाज्ञवल्क्यः पणानेकशफेदद्याच्चतुरःपंचमानुषे महिषोष्ट्रगवादौद्वौपादंपादमजाविके भक्षितंतुदेयमेव

કોઇનાં ખોવાયલાં જાનવર જડ્યાં હોય તેને એક દિવસ રાખનારને રોજ શા આપવો તે વિષે યાજ્ઞવલ્ક્ય કહેછે કે,—જનાવર એક ખરીનું હોય તો તેને બદલે ચાર પણ, મનુષ્ય હોય તો પાંચ પણ. ભેંશ, ઊંટ, બળદ, ગાય, પાડો, વગેરે હોય તો બે પણ, અને બકરાં, ઘેટાં, વગેરે હોય તો એક પણનો ચોથો હિસ્સો (પા પણ), એક દિવસ રક્ષણ કરનારને અપાવવો. અને તેની ખોરાકીનો ખરચ જુદો અપાવવો.

જમીનમાંથી જડેલું દ્રવ્ય.

निधिप्राप्तौयाज्ञवल्क्यः राजालब्ध्वानिधिंदद्याद्द्विजेभ्योऽर्द्धंद्विजःपुनः विद्वानशेषमादद्यात्ससर्वस्यप्रभुर्यतः इतरेणनिधौलब्धेराजाषष्ठांशमाहरेत् अनिवेदितविज्ञातोदाप्यस्तंदंडमेवचोति यदातुकश्चिच्चिन्हमानादिनास्वकीयनिधिंभावयाति तदाधिगंत्रेद्वादशभागंदत्वास्वयंषष्ठंगृहीत्वातस्मैदद्यात् यदाहमनुः ममायमितियोब्रूयान्निधिंसत्येनमा

नत्रः तस्याददीतषड्भागंराजाद्वादशमेवचेति द्वादशस्त्वधिगंत्रे चौरहृतंप्रत्याह सएव दातव्यंसर्ववर्णेभ्योराज्ञाचौरैर्हृतंधनम् राजातदुपयुंजानश्चौरस्याप्नोतिकिल्बिषम् यदात्वाहरणेशक्तस्तदाहकृष्णद्वैपायनः प्रत्याहर्तुमशक्तस्तुधनंचौरैर्हृतंयदि स्वकोशात्तद्धिदेयं स्यादशक्तेनमहीभृतेति इत्यस्वामिविक्रयनिरूपणम्

જમીનમાંથી જડેલા દ્રવ્યસંબંધી યાજ્ઞવલ્ક્ય કહેછે કે,—જમીનમાંથી રાજાને દ્રવ્ય જડે તો તેમાંથી અરધું દ્રવ્ય તેણે બ્રાહ્મણોને આપવું; અને વિદ્વાન બ્રાહ્મણને જડે તો તેણે બધુંએ દ્રવ્ય લેવું; કેમકે તે સર્વનો પ્રભુ છે. વિદ્વાન બ્રાહ્મણ અને રાજા શિવાય બીજાને દાટેલું ધન જડે તો તેને છઠ્ઠો ભાગ આપીને બાકીનું ધન રાજાએ લેવું. જેને દ્રવ્ય જડે તેણે તે વિષે રાજાને ખબર ન કરી હોય તો રાજાનો હિસ્સો કાઢી લઇને પછી તેનો દંડ કરવો. જો કોઈ નિશાની, માપ, વગેરેથી જડેલું દ્રવ્ય પોતાનું છે એમ સાબિત કરે તો તે દ્રવ્ય જેને જડ્યું હોય તેને તેમાંથી બારમો હિસ્સો આપીને તથા રાજાએ છઠ્ઠો હિસ્સો લેઇને બાકીનું ધન તેના માલિકને સ્વાધીન કરવું. એમ મનુ કહેછે. મનુ— જો કોઈ મનુષ્ય આવીને પ્રતિજ્ઞા પૂર્વક કહે કે જડેલું દ્રવ્ય મારૂં છે ત્યારે રાજાએ તેમાંથી છઠ્ઠો ભાગ પોતે લેવો અને બારમો ભાગ, જેને તે દ્રવ્ય જડ્યું હોય તેને આપવો. સ્મૃતિમાં द्वादश એટલુંજ લખ્યું છે એનો અર્થ એમ કરવો કે બારમો ભાગ જેને દ્રવ્ય જડ્યું હોય તેને આપવો. ચોરીએ ગયેલી મિલકત વિષે પણ તેજ સ્મૃતિકાર કહેછે કે,—ચોરોએ લુંટ કરીને લેઈ લીધેલી મિલકત ચોરો પાસેથી આણીને રાજાએ સર્વે વર્ણને આપવી. તે ધનનો જો રાજા ઉપયોગ કરે તો તેને ચૌર્યકર્મનું પાપ લાગેછે. ચોરો પાસેથી ધન પાછું આણવાનું સામર્થ્ય ન હોય તો—કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ કહેછે કે,—ચોરોએ હરણ કરેલું પાછું આણી આપવાને રાજા જો અશક્ત હોય તો તેણે તે ધન પોતાના ખજાનામાંથી આપવું.

માલકી શિવાય વેચાણનું પ્રકરણ સમાપ્ત.



## अथ संभूयसमुत्थानम्.

ભાગીદારો મળીને ઉદ્યોગ કરવો.

नारदः वणिक्प्रभृतयोयत्रकर्मसंभूयकुर्वते तत्संभूयसमुत्थानंव्यवहारपदंस्मृतम् बृहस्पतिः बहूनांसंमतोयस्तुदद्यादेकोधनंनरः करणंकारयेद्वापिसर्वैरेवकृतंभवेत् परीक्षकाःसाक्षिणश्चतएवोक्ताःपरस्परम् संदिग्धेर्थेवंचनायांनचेद्विद्वेषसंयुताः यःकश्चिद्वंचकस्तेषां

विज्ञातःक्रयविक्रये शपथैःसोपिशोध्यःस्यात्सर्ववादेष्वयंविधिः याज्ञवल्क्यः जिह्मंत्यजेयुर्निर्लाभमशक्तोऽन्येनकारयेत् प्रतिषिद्धमनादिष्टंप्रमादाद्यच्चनाशितम् सतद्दद्याद्विप्लवाच्चरक्षितादशमांशभाक् कात्यायनः शिष्यकाभिज्ञकुशलाआचार्याश्चेतिशिल्पिनः एकद्वित्रिचतुर्भागान्हरेयुस्तेयथोत्तरम् शिष्यकाःशिष्याः अभिज्ञाज्ञानवंतः कुशलादक्षाःआचार्यानूतनमार्गप्रवर्तकाः वृहस्पतिः हर्म्यंदेवगृहंवापिधार्मिकोपस्कराणिच संभूयकुर्वतांतेषांप्रमुखोद्व्यंशमर्हति सएव नर्तकानामेषएवधर्मःसद्भिरुदाहृतःतालज्ञोलभतेध्यर्द्धंगायनास्तुसमांशिनः कात्यायनः तेषांचेत्प्रसृतानांचग्रहणंसमवाप्नुयात तन्मोक्षणार्थंयद्दत्तंवहेयुस्ते यथांशतः वणिजांकर्षकाणांचचौराणांशिल्पिनांतथा अनियम्यांशकर्तृणांसर्वेषामेषनिर्णयः इतिसंभूयसमुत्थानम् अथदत्ताप्रदानिकं

નારદ કહેછે કે,—વેપારી વગેરે જ્યાં એકઠા મળીને રોજગાર કરેછે, તેને 'સંભુયસમુત્થાન' (અથવા પંતાળો રોજગાર) એ નામે વ્યવહારનું સ્થાન કહેછે. બૃહસ્પતિ કહેછે કે,—જે મનુષ્ય ઘણા માણસોનો મત લઇને પોતે એકલોજ ધન આપીને કાંઈ કામ (વેપાર વગેરે) કરાવે તે તે સર્વેએ મળીને કર્યું એમ સમજવું. જો તેમનામાં પરસ્પર દ્વેષ ભાવ ન હોય તો, એકાદી સંશયવાળી બાબતમાં અથવા ઠગાઈની બાબતમાં તેઓ પરસ્પર સાક્ષી આપવાને તથા નિકાલ કરવાને યોગ્ય છે એમ ઠરાવેલું છે. તેમાંનો કોઈ ખરીદી કે વેચાણમાં કપટ કરેછે એમ જાણવામાં આવે તો તેને સોગંદ આપીને તેની તજવીજ કરવાનો તેમને અધિકાર છે. એજ રીત બધી તકરારોમાં સમજવી. યાજ્ઞવલ્ક્ય કહેછે કે,-ભાગદારોમાંથી જે કોઈ વાંકો (કપટથી) ચાલતો હોય તો તેને નફો ન આપતાં પંતાળામાં-થી કાઢી મૂકવો; જેને ભાગે આવેલું કામ કરવાની શક્તિ ન હોય તેણે પોતાને બદલે બીજો નીમીને કામ કરાવવું; જે ભાગીદાર, બીજા ભાગીદારોએ મળીને જે કામ કરવાનું નિષેધ કર્યું હોય તેવું કામ, અથવા જે કરવાનો ઠરાવ થયો નથી એવું કામ કરે, અથવા પોતાની ગફલતથી કાંઈક વેપારમાં નુકશાન કરે, તો તે ભાગીદારે તે નુકશાન ભરી આપવું જોઇએ; જે ભાગીદાર કોઈ પણ પ્રકારના નાશથી વેપાર કરવાના માલ વગેરેનો બચાવ કરે તેને બચાવેલા માલ વગેરેનો દશમો હિસ્સો બક્ષીસ દાખલ આપવો. કાત્યાયન કહેછે કે, જો કોઈ શિલ્પ કામમાં નવા શિખાઉ, અનુભવી જ્ઞાનવાળા, કુશળ કારીગર, અને પ્र-

વીણ શિક્ષક એ ચારે જાતના કારીગર કામે લગાડેલા હોય તો તેમને અનુક્રમે એક, બે, ત્રણ અને ચાર, એ પ્રમાણમાં પગાર અથવા નફો આપવો. સ્મૃતિમાં शिष्यकाः છે. તેનો અર્થ નવા શિખાઉ. अभिज्ञा—અનુભવિ જ્ઞાનવાળા. कुशला:—નિપુણ, आचार्याः—નવી તરેહ શોધી કાઢનારો. બૃહસ્પતિ—હવેલી, દેવાલય, વાવ, ધર્મશાળા વગેરે ધર્માદા બાંધકામ, જો અનેક કારીગર એકઠા મળીને કરતા હોય તો તેમાં જે સર્વથી મુખ્ય (વડો મિસ્ત્રિ) હોય તેને બે ભાગ આપવા. તેજ સ્મૃતિકર્ત્તા કહેછે કે,—નૃત્ય કરનારા (ગાનારે બજાવનાર તાયફા) ઓનો એજ નિયમ સત્પુરૂષોએ કહેલો છે કે તાલ જાણનારાને દોઢ ભાગ આપવો અને ગાનારાઓને સર્વને સમાન ભાગ આપવા. કાત્યાયન કહે છે કે,—કોઈપણ વેપાર રોજગાર કરવા માટે એકત્ર મળેલા પુરૂષો જુદા જુદા દેશમાં પસરેલા હોય અને તેમાંના કોઈને કેદમાં નાખ્યો હોય, તો તેને છોડવવાને અર્થે જે ખરચ થાય તે સર્વે ભાગીદારોએ પોત પોતાના હિસ્સા પ્રમાણે આપવો જોઈએ. વેપારી, ખેતીકરનારા, ચોર અથવા કારીગર, એ સર્વે જો પોત પોતાનો ધંધો ભાગીઆ થઈને કરતા હોય અને અમુક માણસે અમુક હિસ્સો લેવો એવો વિશેષ ઠરાવ તેમની અંદર થયેલો ન હોય તો ઉપર કહેલા નિયમ સર્વને લાગુ પડેછે એમ જાણવું.

ભાગીદારોએ મળીને વેપાર કરવાનું પ્રકરણ સમાપ્ત.

---

# अथ दत्ताप्रदानिकम्.

## આપેલું પાછું લેવું.

### દાનના પ્રકાર.

नारदः दत्त्वाद्रव्यमसम्यग्यः पुनरादातुमिच्छति दत्ताप्रदानिकंनाम व्यवहारपदंहितत् असम्यगितिक्रियाविशेषणंनिषिद्धमित्यर्थः स एव अथदेयमदेयंचदत्तंचादत्तमेवच व्यवहारेसविज्ञेयोदानमार्गश्चतुर्विधः अन्वाहितंयाचितकमाधिःसाधारणंचयत् निक्षेपंपुत्रदारांश्चसर्वस्वंचान्वयेसति अदेयान्याहुराचार्यायच्चान्यस्मैप्रतिश्रुतम् अत्रपुत्रदारांतेषुस्वत्वाभावात्तद्विषयेनांतरिक्षेनदिवीतिवन्निषेधानुवादमात्रं एतेनस्वकुटुंबाविरोधेनदेयंदारसुतादृतइतियाज्ञवल्कीयःपर्युदासोपिव्याख्यातः पुत्रदारेषुस्वत्वाभावःपूर्वमुपपादितःस्वत्वविवादे

નારદ કહેછે કે,—અયોગ્ય રીતિએ જે કોઈ બીજાને કાંઈક આપીને પછી તે પાછું લેવાને ઇચ્છેછે, ત્યારે તે કૃત્યને વ્યવહાર શાસ્ત્રનું 'दत्ताप्रदानिक' (આપેલી વસ્તુ પાછી લેવી) નામે પદ કહેછે. સ્મૃતિમાં असम्यक् એવું પદ છે, તે ક્રિયા વિશેષણ છે; તેનો અર્થ

નિષિદ્ધરીતે. વળી તેજ સ્મૃતિકાર કહેછે કે,—વ્યવહાર શાસ્ત્રમાં દાનની રીતિ ચાર પ્રકારની છે;—(૧) દેય (કરવા યોગ્ય દાન), (૨) અદેય (ન કરવા યોગ્ય દાન), (૩) દત્ત (પરિપૂર્ણ દાન), (૪) અદત્ત (અપૂર્ણ દાન). બીજાને આપવા માટે અનામત મૂકેલું, કેવળ ઉપયોગને માટેજ માગી આણેલું, ઘરેણે મૂકેલું, પંત્યાળી મિલકત, થાપણ, પુત્ર, સ્ત્રી, અને પુત્ર જીવતો હોય તો પોતાની સર્વ મિલકત, તેમજ જે કોઇને આપવું કબુલ કરેલું છે તે, એ સર્વને આચાર્યો 'અદેય' કહેછે. આ જગોએ પુત્ર અને સ્ત્રી પર્યંત બતાવેલા પદાર્થો ઉપર પોતાની માલકી ન હોવાથી, 'नचांतरिक्षेनादिवि' (આકાશમાં કે સ્વર્ગમાં અગ્નિચયન કરવું નહિ) આ વૈદિક નિષેધની પેઠે સ્વતઃસિદ્ધ નિષેધનોજ અનુવાદ માત્ર છે. એથીકરીને "કુટુંબની મિલકતને નુકશાન કર્યા શિવાય સર્વસ્વ આપી શકાયછે; માત્ર પુત્ર અને પત્ની આપી શકાય નહિ" એવા યાજ્ઞવલ્ક્યે કરેલા અપવાદનું પણ વ્યાખ્યાન તે ભેગુ થઇ જાય છે. પુત્ર અને સ્ત્રી ઉપર સ્વત્વ (માલકી) નથી, એનો નિર્ણય તો પાછળ સ્વત્વવિવાદ પ્રકરણમાં કરેલો છે.

દાનના પ્રકારોનું નિરૂપણ.

एतद्दानेनकेवलंव्यवहारासिद्धिः किंतुप्रायश्चित्तमपीत्याहैतानिप्रकृत्यदक्षः योददातिसमूढात्माप्रायश्चित्तीयतेनरः मनुः अदेयंयश्चगृह्णातियश्चादेयंप्रयच्छति तावुभौचौरवच्छास्यौदाप्यौचोत्तमसाहसमिति देयमाहबृहस्पतिः कुटुंबभक्तवसनाद्देयंयदतिरिच्यते अवश्यदेयमाहकात्यायनः स्वेच्छयायःप्रतिश्रुत्यब्राह्मणायप्रतिग्रहम् नदद्यादृणवद्दाप्यः प्राप्नुयात्पूर्वसाहसम् गौतमः प्रतिश्रुत्याप्यधर्मसंहितायनदद्यादिति वृत्तेर्दानविक्रयौप्रतिषेधतिव्यासः येजातायेप्यजाताश्चयेचगर्भेव्यवस्थिताः वृत्तिंचतेभिकांक्षंतिनदानंनचाविक्रय इति दत्तादत्तभेदानाहनारदः दत्तंसप्तविधंप्रोक्तमदत्तंषोडशात्मकम् पण्यंमूल्यंभृतिस्तुष्ट्यास्नेहात्प्रत्युपकारतः स्त्रीशुल्कानुग्रहार्थंयद्दत्तंदानविदोविदुः अनुग्रहोधर्मः अदत्तंतुभयक्रोधशोकवेगरुगन्वितैः तथोत्कोचपरीहासव्यत्यासच्छलयोगतः बालमूढास्वतंत्रार्तमत्तोन्मत्तापवर्जितम् कर्तामर्मेदंकर्मेतिप्रतिलाभेच्छयाचयत् अपात्रेपात्रमित्युक्तेकार्येवाधर्मसंज्ञिते यद्दत्तंस्यादविज्ञानाददत्तामि

तितत्स्मृतम् रुगुपतापः भयादिकृतोपतापान्वितैरित्यन्यत्रः ताडना दिभयाद्युपतप्तेदत्तमित्यर्थः एवंभ्रात्रादिक्रोधाद्व्ययोभवत्वितिबुद्ध्या दत्तं व्यत्यासोरूप्यंदातुंप्रवृत्तेनभ्रमात्सुवर्णंदत्तम् छलयोगतः देव दत्तायराज्ञागौर्देयेतिराज्ञागृहीतदेवदत्तवेषायान्यस्मैपात्रभूतायापिद त्ता आर्तोरोगेणास्थिरचित्तः मत्तोमदनीयद्रव्येण उन्मत्तोवात दिना अपवर्जितंदत्तंमामकमयंकर्मकरिष्यतीतिकर्माकुर्वाणायदत्तं अधर्मेविनियोत्क्रेधर्मकरिष्यतीतिबुद्ध्यादत्तम् एतानिपरावर्तते का त्यायनः कामक्रोधास्वतंत्रार्तक्लीबोन्मत्तप्रमोहितैः व्यत्यासपरि हाराययद्दत्तंतत्पुनर्हरेत् कामात्स्त्रीवंचनार्थं क्लीबोभीतः व्यत्यास परिहारायदत्तमुत्कोचइत्यर्थः यस्तुकार्यस्यसिद्ध्यर्थमुत्कोचःस्या त्प्रतिश्रुतः तस्मिन्नपिप्रसिद्धेर्थेनदेयःस्यात्कथंचन अथप्रागेवदत्तः स्यात्प्रतिदाप्यस्ततोबलात् दंडंचैकादशगुणमाहुर्गार्गीयमानवाः उत्कोचस्वरूपमाहसएव स्तेयसाहसिकोद्वृत्तपारदारिकशंसनात् दर्शनान्नष्टवित्तस्यतथासत्यप्रवर्तनात् प्राप्तमेतैस्तुयत्किंचिदुत्को चाख्यंतदुच्यते

પુત્ર અને સ્ત્રીનું દાન કર્યું હોય તો કેવળ તે કાયદેસર નથી એટલુંજ નહિ, પણ તે દાન કરનારને પ્રાયશ્ચિત્ત પણ લેવું પડેછે. પુત્રાદિ દાન વિષે આરંભ કરીને દક્ષ કહેછે કે, જે સ્ત્રી અને પુત્રનું દાન કરેછે તેને મૂઢબુદ્ધિવાળો પુરૂષ જાણવો; તેને પ્રાયશ્ચિત્ત કરવું ઘટેછે. મનુ કહેછે કે,—આપવાને અયોગ્ય પદાર્થ જે કોઈ આપે અથવા લે તે બન્નેને ચોરની પેઠે શિક્ષા કરવી તથા 'ઉત્તમ સાહસ' દંડ કરવો. આપવાને યોગ્ય શું છે તે વિષે બૃહસ્પતિએ કહ્યુંછે કે,—કુટુંબને આપતાં બચે તે અન્ન તથા વસ્ત્રમાંથી જે આપવું હોય તે આપવું. કાત્યાયન—અવશ્ય આપવા જેવી બાબતો વિષે કહેછે કે,—જે માણસ પોતાની મરજીથી બ્રાહ્મણને પ્રતિગ્રહ આપવાનો કહીને પાછળથી ન આપે તેની પાસેથી તે કરજની પેઠે અપાવવો અને વળી તેને 'પૂર્વસાહસ' દંડ પણ કરવો. ગૌતમ કહેછે કે,—આપવું કબુલ કર્યા પછી પણ અધર્માચરણીને આપવું નહિ. જીવિકાનું દાન અને વેચાણ કરવાનો બ્યાસ નિષેધ કરેછે કે,— જેઓ જન્મ પામ્યા છે, તથા જેઓ જન્મ

પામશે, તથા જેઓ ગર્ભમાં રહેલા છે, તે સર્વ જીવીકાની ઇચ્છા કરેછે; માટે જીવિકા વૃત્તિનું દાન કે વેચાણ કરવું નહિ. દત્ત અને અદત્તના ભેદ નારદ કહેછે કે,--દત્ત સાત પ્રકારનું છે અને અદત્ત સોળ પ્રકારનું છે; દાન સંબંધી નિયમ જાણનારાઓ એમ કહેછે કે,—વેચાતા લીધેલા પદાર્થની કીમત, રોજ (મુસારો), કવિ અથવા ગાયક વગેરે ઉપર ખુશ થઇને આપેલી બક્ષીસ, સ્નેહથી આપેલી બક્ષીસ, કોઇએ કરેલા ઉપકારનો બદલો વાળવાને આપેલું હોય તે, લગ્ન વખતે કન્યાના ભાઇને આપવાનું હોય તે, અને ધર્મકાર્ય માટે આપેલું હોય તે, એ સાત પાછાં લેઈ શકાય નહિ. अनुग्रहः—ધર્મ. (હવે અદત્ત સોળ પ્રકારનાં કયાં તે ગણાવેછે). (૧) ભય, (૨) ક્રોધ, અને (૩) શોકના વેગની પીડાથી યુક્ત થઇને આપેલું, (૪) લાંચ, (૫) હાસી મશ્કરામાં આપેલું, (૬) ભૂલથી આપેલું, (૭) કપટથી અપાયલું, (૮) ઉમ્મરે ન પહોચેલા માણસે આપેલું, (૯) મૂઢ (સમજ વિનાના) માણસે આપેલું, (૧૦) કબજે સપડાયલા માણસે આપેલું, (૧૧) રોગાદિકથી પીડા પામતા મનુષ્યે આપેલું, (૧૨) કેફ વગેરેથી મત્ત થયેલા માણસે આપેલું, (૧૩) ગાંડા માણસે આપેલું, (૧૪) લેનારાએ કાંઈ કરવા માટે આપેલું છતાં તેણે તે કામ ન કર્યું હોય તો તે, (૧૫) પાત્ર ન છતાં તે પાત્ર છે એવી જુઠી સમજથી આપેલું, (૧૬) ધર્મકૃત્ય છે એમ ભુલથી જાણીને અધર્મ કૃત્ય માટે આપેલું, એ સોળે પ્રકારનાં અર્પણ 'અદત્ત' એટલે આપ્યાં નથી એમ સમજવું. रुक—ઉપતાપ. ભયાદિકથી થયેલા ઉપતાપવાળાએ એમ અન્વય કરવો. અર્થાત્ તાડડન વગેરે ભયથી ઉપતાપ પામેલાએ આપેલું. એજ પ્રમાણે ભાઇ અથવા બીજા ઉપર ક્રોધ થવાથી 'ભલે ખરચ થતો' એવી બુદ્ધિથી આપેલું તે ક્રોધથી આપેલું જાણવું. व्यत्यास— રૂપું આપવા જતાં ભ્રાંતિથી સોનું અપાઈ જાય, એ વગેરે ભ્રમ. छलयोगतः એટલે કપટ કરીને. જેમ, દેવદત્ત નામે માણસને રાજા ગાય આપવાનો છે એમ સાંભળીને દેવદત્તનો વેષ લેઇને આવેલા બીજા કોઈ માણસને રાજા ગાય આપે તે કળા દાન; પછી તે વેષધારી સત્પાત્ર હોય તો પણ. आर्तः—રોગવડે અસ્થિર ચિત્તવાળો. मत्तः—મદ કરે એવા પદાર્થથી (માદક પદાર્થથી) મત્ત થયેલો. उन्मत्तः—વાયુ આદિકથી ગાંગો થયેલો. अपवर्जितं—આપેલું. મારૂં અમુક કામ આ કરશે એમ માનીને કામ ન કરનારને આપેલું. ધર્મકૃત્ય કરશે એવી બુદ્ધિથી અધર્મ કરનારને આપેલું. એટલાં અર્પણ આપ્યાં છતાં પણ પાછાં લેવાનો અધિકાર છે. કાત્યાયન કહેછે કે,—કામ અથવા ક્રોધને વશ થઇને આપેલું, જેને સ્વાતંત્ર્ય નથી એવાએ આપેલું, રોગગ્રસ્ત પુરૂષે આપેલું, નપુંસકે આપેલું, વાતાદિકથી ગાંડા થયેલાએ આપેલું, મોહ પામેલાએ આપેલું, તથા થએલી ચુક દુર કરવા માટે આપેલું, એ દાન પાછાં લેવાં. कामात्—બીજાની સ્ત્રીને મોહિત કરવા માટે. क्लीबः—ભયથી નામર્દ થઈ ગયેલો. व्यत्यासपरिहाराय—એટલે ભુલથી થયેલું પરિણામ ટાળવાને અર્થે આપેલું.અર્થાત્ લાંચ આપેલી. કંઈ કાર્ય ભાગ સાધવાને વાસ્તે જે લાંચ આપવાની કહી હોય તે કાર્ય સિદ્ધ થાય તોપણ તે કદી આપવી નહીં. કદાચિત્ તેવી લાંચ પહેલેથીજ આપેલી હોય તો બળાત્કારે તે પાછી અપાવવી. અને લાંચ લેનારને લાંચથી અગિયાર ઘણો દંડ પણ કરવો. એવા ગર્ગના મતને અનુસરનારાઓનો મત છે. તેજ સ્મૃતિકાર લાંચનું સ્વરૂપ

કહેછે કે ચોર, સાહસ કરનારો, (હલકો ગુન્હેગાર) સ્વધર્મ પ્રમાણે ન ચાલનારો, બીજાની સ્ત્રી સાથે કુકર્મ કરનારો એ સંબંધી ખબર અથવા માહિતી છુપાવી રાખવા વાસ્તે જે કંઈ લીધું હોય તે, તેમજ દુષ્ટ આચરણના મનુષ્યને છુપાવી રાખવા વાસ્તે અથવા ખોટી સાક્ષી આપીને, તને ખરાબ કરીશ એવો ભય કોઇને આપીને તેની પાસેથી જે લીધું હોય તે, એટલાને લાંચ કહેવી.

मनुः योगाधमनविक्रीतंयोगदानप्रतिग्रहम् यस्यवाप्युपधिंपश्येत्त त्सर्वंविनिवर्तयेत योगउपाधिः यस्यवाप्यन्यस्यकार्यस्य तत्सर्वमुप ध्यपगमेपरावर्ततइत्यर्थः कात्यायनः स्वस्थेनार्तेनवादत्तंश्राविर्तध र्मकारणात् अदत्वातुमृतेदाप्यस्तत्सुतोनात्रसंशयः अत्रविस्तरोगु रुकृतेद्वैतनिर्णयेद्रष्टव्यः इतिदत्ताप्रदानिकनिर्णयः

મનુ—ધરેણે મૂકેલો અવેજ, વેચાણ, અર્પણ અથવા પ્રતિગ્રહ અથવા કોઈ પણ પ્રકારના કામમાં કપટ થયું છે એમ નજરે પડે તો તે સર્વ કૃત્ય રદ કરવાં. યોગ—કપટ એનો અર્થ એવો કે કોઇ પણ બીજા કામમાં કપટનું સ્વરૂપ દૃષ્ટિએ પડેતો તે સર્વ ફેરવવું. કાત્યાયન—પ્રકૃતિ સારી છતાં અથવા બગડેલી છતાં ધર્મ કૃત અર્થે કાંઈ આપવાનું કબુલ કરેલું છતાં તે કબુલ કરનારો તે આપતાં પહેલાં મરી જાય ત્યારે તેના છોકરા પાસેથી તે અપાવવું જોઇએ. એ વિશે કંઈ સંશય સમજવો નહિ. આ વિશે સવિસ્તર વિચાર આ બાબત ઉપર અમારા પિતાજીએ દ્વૈત નિર્ણય નામે ગ્રંથ રચ્યો છે, તેમાં માલમ પડશે.

દત્તા પ્રદાનિક પ્રકરણ સમાપ્ત.

---

## अथाभ्युपेत्या शुश्रुषा

### નોકરીનો કરાર તોડવો.

#### નોકરના પ્રકાર.

नारदः अभ्युपेत्यतुशुश्रूषांयस्तांनप्रतिपद्यते अशुश्रूषाभ्युपेत्यैतद्वि वादपदमुच्यते तत्रशुश्रूषकत्रैविध्यमाहबृहस्पतिःआयुधीतुत्तमःप्रो क्तोमध्यमस्तुकृषीवलः भारवाहोधमः प्रोक्तस्तथाचगृहकर्मकृत् नारदः सर्वेष्वधिकृतोयःस्यात्कुटुंबस्यतथोपरि सोधिकर्मकृतोज्ञेयः सचकौटुंबिकःस्मृतः

નારદ—નોકરી કરવા વાસ્તે કરાર કરીને જો કોઈ નોકરી કરે નહિ તો તે કામને વ્યવહાર શાસ્ત્રનું, નોકરીનો કરાર તોડવો એ નામે સ્થાનકહ્યું છે. નોકર ત્રણ પ્રકારના છે. એ

વિશે બૃહસ્પતિ—હથિયારવાળો એ સૌથી ઉત્તમ, ખેડુત એ મધ્યમ અને બોજો ઉઠાવનાર તથા ઘરનું કામ કરનાર તે અધમ પ્રતિનો નોકર માનેલો છે. નારદ—સર્વે પ્રકારના કામ કરવા માટે જેને ઠરાવેલો હોય અથવા ઘર સંબંધી વ્યવસ્થા ઉપર દેખરેખ રાખવાને જેને નીમેલો હોય તેને નીમેલો નોકર સમજવો અને તેનેજ કુટુંબમાંનો મુખ્ય નોકર સમજવો.

દાસ વિશે.

कात्यायनः स्वतंत्रस्यात्मनोदानाद्दासत्वंदारवद्भृगुः त्रिषुवर्णेषुविज्ञेयं दास्यंविप्रस्यनक्वचित् वर्णानामानुलोम्येनदास्यंनप्रतिलोमतः राजन्यवैश्यशूद्राणांत्यजतांहिस्वतंत्रतः नारदः वर्णानांप्रातिलोम्येनदासत्वंनविधीयते कात्यायनः प्रव्रज्यावसितायत्रत्रयोवर्णाद्विजातयः निर्वासंकारयेद्विप्रंदासत्वंक्षत्रियेभृगुः क्षत्रग्रहणंविट्शूद्रयोरुपलक्षणम् विप्रनिर्वासनप्रकारमाहतुर्दक्षनारदौ परिव्रज्यांगृहीत्वातुयःस्वधर्मेनतिष्ठति श्वपदेनांकयित्वातुराजाशीघ्रंप्रवासयेत् कात्यायनःसवर्णेपितुविप्रेतुदासत्वंनैवकारयेत् शीलाध्ययनसंपन्नेतदूनंकर्मकामतः तत्रापिनाशुभंकिंचित्प्रकुर्वीतद्विजोत्तमः मनुः क्षत्रियंचैववैश्यं चब्राह्मणोवृत्तिकर्षितःबिभृयादानृशंस्येनस्वामिकर्मतुकारयेत् स्वामिकर्मउत्तमंतद्योग्यमित्यर्थः कात्यायनः आदद्याब्राह्मणींयस्तुविक्रीणीयात्तथैवच राज्ञातदकृतंकार्यंदंड्याः स्युःसर्वएवत कामात्तु संश्रितांयस्तुकुर्याद्दासीकुलस्त्रियम् संक्रामयेतवान्यत्रदंड्यस्तचाकृतंभवेत् बालधात्रीमधात्रींचदासीमिवभुनक्तियः परिचारकपत्नींच प्राप्नुयात्पूर्वसाहसम् विष्णुः यस्तुत्तमंवर्णंदास्येनियोजयतितस्योत्तमसाहसोदंडः कात्यायनः विक्रोशमानांयोभक्तांदासींविक्रेतुमिच्छति अनापदिस्थःशक्तःसन्प्राप्नुयात्पूर्वसाहसम

કાત્યાયન—પોતે સ્વતંત્ર છતાં બીજા માણસને જે પોતાનું દાન કરે છે તે સ્ત્રીની પેઠે દાસ થાય છે એમ ભૃગુએ કહ્યું છે. ત્રણે વર્ણના લોકો દાસ હોઈ શકે પણ બ્રાહ્મણ કદી દાસ હોઈ શકે નહિ. સ્વતંત્રતા છોડનારા ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એ વર્ણમાં અનુલોમપણે ક-

રીને દાસત્વ હોઈ શકે પણ પ્રતિલોમપણે કરીને હોઈ શકે નહિ. (એટલે ક્ષત્રિયનો દાસ વૈશ્ય અને વૈશ્યનો દાસ શૂદ્ર એમ વર્ણના અનુક્રમે દાસત્વ કરવું તે અનુલોમપણે કરીને દાસત્વ સમજવું. પણ શૂદ્રનો દાસ વૈશ્ય અને વૈશ્યનો દાસ ક્ષત્રિય એમ થાય તો તે પ્રતિલોમ અથવા ઉલટો ક્રમ જાણવો.) નારદ—વર્ણના પ્રતિલોમપણાથી (ઉલટા ક્રમથી) દાસત્વ હોઈ શકે નહિ. કાત્યાયન—બ્રાહ્મણાદિ ત્રણે વર્ણના લોકો પ્રથમ સન્યાસ ધારણ કરી પછી તેનો ત્યાગ કરે તો રાજાએ બ્રાહ્મણને દેશપાર કરવો અને ક્ષત્રિયને દાસત્વની શિક્ષા કરવી એમ ભૃગુ કહે છે. સ્મૃતિમાં ક્ષત્રિય શબ્દ છે તેથી વૈશ્યને શૂદ્રપણ સમજી લેવા. બ્રાહ્મણને દેશપાર કરવાની રીતી દક્ષ અને નારદ—સન્યાસ ધારણ કરીને જે તે આશ્રમના ધર્મ પ્રમાણે ચાલતો નથી તેના શરીર ઉપર કુતરાના પગની નીશાની કરીને રાજાએ તત્કાળ તેને દેશપાર કરવો. કાત્યાયન—બ્રાહ્મણ બ્રાહ્મણનેપણ દાસ રાખી શકે નહિ. સારા સ્વભાવના અને વિદ્યાસંપન્ન માણસે પોતાના કરતાં ઓછા ગુણવાળા માણસ પાસેથી મરજી પ્રમાણે કામ કરાવવું એમ છે તોપણ ઉત્તમ બ્રાહ્મણે કોઈ પ્રકારનું નીચું કામતો નજ કરવું.મનુ—ક્ષત્રિય અથવા વૈશ્યને પોતાની જીવિકા ચલાવવાનું સંકટ પડે તો તેમને બ્રાહ્મણે રાખીને સારા સ્વભાવવડે તેમના કર્મને યોગ્ય એવું કામ તેમની પાસે કરાવવું. સ્વામીકર્મ—ઉત્તમ કર્મ અર્થત્ તેમને લાયક કામ જે કોઈ માણસ બ્રાહ્મણીને વેચે અથવા જે કોઈ માણસ બ્રાહ્મણીને ખરીદ કરે તે બંનેનો રાજાએ દંડ કરવો તથા તેમનું કરેલું વેચાણ અને ખરીદી રદ કરવી. જે કોઈ માણસ પોતાની ઈચ્છાથી આશ્રયે આવી રહેલી કુળવાન સ્ત્રીને દાસી કરે અથવા બીજાની પાસે તેને મોકલે.તેને શિક્ષા થવી જોઇએ; તથા તેનું સર્વ કૃત્ય રદ કરવું જોઇએ. નાનાં છોકરાંને વાસ્તે રાખેલી ધાવ અથવા ધાવ ન હોય એવી કોઈ બીજી સ્ત્રી અથવા પોતાના હજારી નોકરની સ્ત્રીને દાસીની પેઠે ગણીને જે કોઈ કામ લે તેને પૂર્વ સાહસ એટલે હલકો દંડ કરવો. વિષ્ણુ—જે માણસ ઉત્તમ વર્ણના મનુષ્યને દાસકર્મમાં યોજે છે તેનો ઉત્તમ સાહસ એટલે ભારેમાંભારે દંડ કરવો. કાત્યાયન—જે પુરૂષ સંકટમાં ન પડેલો હોઇને તથા દાસીનું પોષણ કરવાને શક્તિમાન હોઇને પોતાને વેચે નહિ. માટે આક્રંદ કરતી અને સેવા કરનારી દાસીને જે વેચે તેનો હલકો દંડ કરવો.

દાસના પ્રકાર.

दासभेदानाहनारदः गृहजातस्तथाक्रीतोलब्धोदायादुपागतः अनाकालमृतस्तद्वदाहितः स्वामिनाचयःमोक्षितोमहतश्चर्णाद्युद्धेप्राप्तः पणेजितः तवाहमित्युपगतःप्रव्रज्यावसितःकृतः भक्तदासश्चविज्ञेय स्तथैववडवाहृतः विक्रेताचात्मनःशास्त्रेदासाःपंचदशस्मृताः तत्र पूर्वश्चतुर्वर्गोदासत्वान्नविमुच्यतेप्रसादात्स्वामिनोयत्रदास्यमेषांक्रमा गतम विक्रीणीतेस्वतंत्रः सन्यआत्मानंनराधमः सजघन्यतमस्ते

षांसोपिदास्यान्नमुच्यते योवैषांस्वामिनंकश्चिन्मोचयेत्प्राणसंशयात् दासत्वात्सविमुच्येतपुत्रभागंलभेतच याज्ञवल्क्यः प्रव्रज्यावसितो राज्ञोदासआमरणांतिकम् नारदः अनाकालभृतोदास्यान्मुच्यते गोयुगंददत् आहितोपिधनंदत्वास्वामीयद्येनमुद्धरेत् ऋणंतुसोदयं दत्वाऋणीदास्यात्प्रमुच्यते तवाहमित्युपगतोयुद्धेप्राप्तःपणेजितःप्रति शीर्षप्रदानेनमुच्येरन्नल्पकर्मणा कृतकालव्यपगमात्कृतोदासोविमु च्यते भक्तस्योपेक्षणात्सद्योभक्तदासःप्रमुच्यते निग्रहाद्वडवायास्तुमु च्यंतेवडवाभृतइति प्रतिशीर्षःप्रतिनिधिः वडवादासी याज्ञवल्क्यः बलादासीकृतश्चौरैर्विक्रीतश्चापिमुच्यते नारदः तवाहमितिचात्मा नंयोस्वतंत्रःप्रयच्छति नसतंप्राप्नुयात्कामंपूर्वस्वामीलभेततम् अस्व तंत्रःपरदासःअस्मिन्प्रकरणेदासपदगतपुंस्त्वस्याविवक्षितत्वाद्दास्या मप्येषःसर्वोविधिर्ज्ञेयः तत्रदासीत्वविमोक्षकारणमाहकात्यायनःस्वां दासीयंस्तुसंगच्छेत्प्रसूताचभवेत्ततः अवेक्ष्यबीजंकार्यास्याददासी सान्वयातुसा बीजमपत्यम् गुणवदवेक्ष्येत्यर्थः नारदःस्वंदासंकर्तु मिच्छेद्यस्त्वदासंप्रीतमानसः स्कंधादादायतस्यासौभिंद्यात्कुंभंसहां भसा साक्षताभिःसपुष्पाभिर्मूर्द्धन्यद्भिरवाकिरेत् अदासइतिचोक्त्वा त्रिः प्राङ्मुखंतमथोत्सृजेत् ततःप्रभृतिवक्तव्यःस्वाम्यनुग्रहपालि तः भोज्यान्नोथप्रतिग्राह्योभवत्यभिमतःसताम् कात्यायनः दासेनो ढात्वदासीयासापिदासीत्वमाप्नुयात् यस्माद्भर्ताप्रभुस्तस्याः स्वाम्य धीनःप्रभुर्यतः दासस्यतुधनंयत्स्यात्स्वामीतस्यप्रभुःस्मृतइति इत्य भ्युपेत्याशुश्रूषा

દાસના પ્રકાર નારદ—ઘરમાં જન્મેલો, વેચાથી લીધેલો, કોઇએ બક્ષીસ આપેલો, વારસામાં મળેલો, દુકાળમાં પોષેલો, પહેલિના સ્વામીએ ઘરેણે મૂકેલો, ભારે કરજમાંથી

મુક્ત કરેલો, લડાઈમાં પકડેલો, સરતમાં જીતેલો, હું તારો છું એમ કહીને પોતાની મેળેજ આવેલો, સન્યાસ આશ્રમથી ભ્રષ્ટ થવાને લીધે દાસ થયેલો, અમુક વેળાસુધી દાસ થયેલો, કેવળ ઉદર નિર્વાહ વાસ્તે થયેલો, ઘરમાંની દાસી સાથે ભુલીને તેની સાથે લગ્ન કરવાથી થયેલો અને પોતાની મેળે વેચાયેલો. એ પ્રમાણે વ્યવહાર શાસ્ત્રમાં પંદર પ્રકારના દાસ કહ્યા છે. એમાંથી પહેલા ચાર પ્રકારના દાસને વંશપરંપરાથી દાસત્વ પ્રાપ્ત થવાના કારણથી તે ધણીની ઇચ્છાથીજ માત્ર દાસત્વમાંથી મુક્ત થઈ શકે છે. પોતે સ્વતંત્ર છતાં પણ જે અધમ પુરૂષ પોતાને વેચે છે તે સર્વ પ્રકારના દાસમાં નીચ સમજવો. તે દાસત્વમાંથી છુટેજ નહિ. એમાંનો જે દાસ પોતાના ધણીને પ્રાણ સંકટમાંથી છોડાવે તે દાસપણાથી છુટો થાય અને છોકરાની પેઠે વારસાનો હિસ્સો તેને મળે યાજ્ઞવલ્ક્ય—જે માણસ સન્યાસી થઇને પાછો તેમાંથી ભ્રષ્ટ થાય તે મરતા સુધી રાજાનો દાસ થાય. નારદ—દુકાળમાં પોષણ કરવાથી જે દાસ થયો હોય તે બળદની એક જોડ ધણીને આપવાથી દાસત્વમાંથી છુટે. ઘરેણે મૂકેલા દાસને જ્યારે તેનો ધણી પોતાનું દેવું આપે ત્યારે છોડાવી જાય. કરજને લીધે જે દાસ થયેલો હોય તે જ્યારે વ્યાજ સુધાં કરજ આપે ત્યારે તેમાંથી મુક્ત થાય. હું તારો છું એમ કહીને થયેલો દાસ લડાઇમાં પકડેલો અને સરતમાં જીતેલો એ ત્રણે પોતાને બદલે બીજો દાસ આપવાથી સહજ રીતે છુટી જાય છે. અમુક મુદત સુધી જે દાસ થઇને રહ્યો હોય તેને મુદત પરી થયે છોડી મૂકવો જોઇએ. કેવળ ઉદર નિર્વાહ માટે થયેલો દાસ પોતાના નિર્વાહ માટે ધણી પાસેથી લેવાનું બંધ કરે એટલે છુટી જાય. દાસીનો સંબંધ કરવાથી થયેલા દાસ તેની સાથેનો સંબંધ છોડી દેવાથી મુક્ત થાય છે. प्रतिशीर्षः—પ્રતિનિધિ वडवा—દાસી યાજ્ઞવલ્ક્ય—ચોર લોકોએ જબરદસ્તીથી કોઇને પકડીને દાસ કરીને વેચ્યો હોય તો પણ તે મુક્ત થાય છે. નારદ—કોઈ માણસ બીજાનો દાસ છતાં બીજાને આવીને કહે કે હું તારો છું અને એ પ્રમાણે પોતાને તેનો દાસ કરે તો તેની તે ઇચ્છા સંપૂર્ણ થાય નહિ. પણ તેના પહેલાના ધણીનેજ તે દાસ સોંપવો. સ્મૃતિમાં अस्वतंत्र પદ છે તેનો અર્થ પારકો દાસ આ પ્રકરણમાં દાસ શબ્દવડે કરીને પુરૂષ દાસજ કહેવાનો કંઈ હેતુ નથી માટે એ સર્વે નિયમો દાસીને પણ લાગુ પડે છે. દાસીપણામાંથી મુક્ત થવાનું કારણ કાત્યાયન—પોતાની દાસીની સાથે કોઈ પુરૂષ સમાગમ કરે અને તેથી તેને ગુણવાન સંતતિ ઉત્પન્ન થાય તો તે ગુણવાન સંતતિ જોઇને તેને તેની સંતતિ સહિત દાસીપણામાંથી મુક્ત કરવી. बीजं—સંતતિ અર્થાત ગુણવાન સંતતિ જોઇને નારદ—કોઈ પુરૂષ મનમાં ખુશી થઇને પોતાના દાસને દાસપણામાંથી મુક્ત કરવા ઇચ્છતો હોય તેણે તેના ખભા ઉપરથી પાણીનો ભરેલો ઘડો લેઇને ફોડી નાખવો. તથા અક્ષત અને પુષ્પ સાથે પાણી લેઇને તે દાસના માથાપર છાંટવું. તથા તું હવે દાસ નથી એ પ્રમાણે ત્રણ વખત બોલીને પૂર્વ દિશાનું મોં કરીને તેને વિદાય કરવો. તે દિવસથી માંડીને તેને સ્વામીની મેહેરબાનીથી પામેલો એવો સમજવો. તથા તેનું અન્ન જમવા લાયક અને તેનું આપેલું દાન લેવા લાયક થાય છે; તથા તે મોટા લોકોમાં માન્ય થાય છે. કાત્યાયન—દાસી ન હોય એવી કોઈ સ્ત્રીને દાસ પરણે તો તે ઉપરથી તે દાસી થાય છે. કેમકે તે સ્ત્રીનો સ્વામી તેનો ધણી છે; અને તેનો ધણી પોતાના ધણીના સ્વાધીનમાં છે. દાસનું જે ધન હોય તેનો માલીક તેનો ધણી થાય છે; એમ કહેલુ છે.

કરાર પ્રમાણે નોકરી ન કરવાનું પ્રકરણ સમાપ્ત.

# अथ वेतनादानं.

## ચાકરીનો પગાર ન આપવો.

ચાકરીનો ૬૨.

नारद: भृत्यानावेतनस्योक्तोदानादानविधिक्रमः वेतनस्यानपाकर्म तद्विवादपदंस्मृतम् याज्ञवल्क्यः दाप्यस्तुदशमंभागंवाणिज्यपशुसस्यतः अनिश्चित्यभृतिंयस्तुकारयेत्समहीक्षिता एतदल्पायासपरं आयासबहुत्वेतुबृहस्पतिः त्रिभागंपंचभागंवागृह्णीयात्सीरवाहकः भक्ताच्छादभृतःसीराद्भागंगृह्णीतपंचमम् जातसस्यात्त्रिभागंतुप्रगृह्णीयादथाभृतः भक्ताच्छादभृतोऽन्नवस्त्रदानेनपोषितः नारदः कर्माकुर्वन्प्रतिश्रुत्यकार्योदत्वाभृतिंबलात् भृतिंगृहीत्वाकुर्वाणोद्विगुणांभृतिमाप्नुयात् मनुः भृतोनार्तोनयःकुर्याद्दर्पात्कर्मयथोदितम् सदंड्यः कृष्णलान्यष्टौनदेयंचास्यवेतनं सएव यथोक्तमार्तःस्वस्थोवायस्तत्कर्मनकारयेत् नतस्यवेतनंदेयमल्पोनस्यापिकर्मणः आर्तस्तुकुर्यात्स्वस्थःसन्यथाभाषितमादितः सुदीर्घस्यापिकालस्यसलभेतैववेतनम् विष्णुः भृतकश्चापूर्णेकालेत्यजन्सकलमेवमूल्यंजह्याद्राज्ञेचपणशतंदद्यादिति सएव स्वामीचेद्भृतकमपूर्णेकालेजह्यात्स्यसर्वमेवमूल्यंदद्यात्पणशतंचराज्ञेन्यत्रभृतकदोषात् वृद्धमनुः प्रमादान्नाशितंदाप्यः समंद्विर्द्रोहनाशितम् ननुदाप्योहृतंचोरैर्दग्धमूढंजलेनच द्रोहोद्वेषः ऊढमपहृतम् याज्ञवल्क्यः प्रस्थानविघ्नकृच्चैवप्रदाप्योद्विगुणांभृतिम् प्रक्रांतेसप्तमंभागंचतुर्थंपथिसंत्यजन् वृद्धमनुः पथिविक्रीयतद्भांडं वणिक्भृत्यंत्यजेद्यदि अथतस्यापिदेयंस्याद्भृतेरर्द्धंलभेतसः

નારદ—રાખેલા નોકરને પગાર આપવો કે ન આપવો એ સંબંધી નિયમોનો ક્રમ અહીં કહેલો છે. એને વ્યવહાર શાસ્ત્રનું વેતના દાન નામે સ્થાન માનેલું છે. યાજ્ઞવલ્ક્ય—શી મજુરી આપવી એનો ઠરાવ કર્યા સિવાય જો કોઈ માણસ બીજા કોઈ તણ જાતિના

વ્યાપારમાં પશુ અથવા ધાન્ય એ સંબંધી ધંધામાં બીજા માણસને કામે લગાડે તો તે ધંધામાં તેના ધણીને જે નફો થાય તેનો દશમો ભાગ કામે લગાડેલા માણસને ધણી પાસેથી અપાવવો. થોડી મહેનતનું કામ હોય તો આ નિયમ સમજવો. ઘણી મહેનતનું કામ હોય તો બૃહસ્પતિ—હળ હાંકનારાએ ત્રીજો અથવા પાંચમો હિસ્સો લેવો. તેને અન્નવસ્ત્ર આપ્યાં હોય તો પાંચમો ભાગ લેવો, અન્નવસ્ત્ર આપ્યાં ન હોય તો ઉત્પન્નનો ત્રીજો હિસ્સો લેવો. સ્મૃતિમાં भक्ताच्छादभृतः એવું પદ છે એનો અર્થ અન્નવસ્ત્ર આપીને પોષણ કરેલો એવો થાયછે. નારદ—કબુલ કરેલું કામ કોઈ માણસ કરે નહીં તો તેને ઠરાવેલો રોજ આપીને તે કામ તેની પાસેથી બળાત્કારે કરાવવું. રોજ લઇને પછી તે કામ ન કરે તો લીધેલા રોજથી બમણી રકમ પાછી અપાવવી. મનુ—અન્નવસ્ત્ર આપીને પાળેલો નોકર માંદો ન છતાં ઉદ્ધતપણથી કહેલું કામ કરે નહીં તો તેનો આઠ 'કૃષ્ણલ' નામે દ્રવ્ય જેટલો દંડ કરવો. તથા તેનો રોજ તેને આપવો નહીં. તેજ સ્મૃતિકાર—કામ કરવાને કબુલત કરનારો, તે માંદો હોય કે સાજો તોપણ, તે કામ તેણે પૂરૂંજ કરવું જોઇએ. પણ જો તે કામ પૂરૂં કરે નહીં અથવા તેનો થોડો ભાગ પણ બાકી રાખે તો તેમો રોજ તેને આપવો નહીં. પરંતુ તે માંદો હોય તો કબુલ કરેલું કામ તેની પ્રકૃતિ સારી થયા પછી તે કામ પ્રથમ કહ્યા પ્રમાણે તેણે કરવું; અને વચમાં ઘણો વખત વીત્યો હોય તો પણ તેને તેનો રોજ મળવો જોઇએ. વિષ્ણુ—રોજી લઇને કામ કરનાર ઠરાવેલી મુદત પૂરી થયા પહેલાં પોતાનું કામ છોડી દે તો તેને તેની રોજી આપવી નહીં. અને તેણે સો 'પણ' દંડ આપવો. તેજ સ્મૃતિકાર—સ્વામી જો રોજી લઇને કામ કરનારને મુદત પૂરી થયા પહેલાં કસુર વિના કાઢી મૂકે તો ચાકરની આખી રોજી તેણે આપવી. તથા રાજાને સો 'પણ' દંડ આપવો. વૃદ્ધમનુ—ચાકરની ગફલતથી જે કંઈ નુકશાની થઈ હોય તેની પુરી રકમ તેની પાસેથી ભરી અપાવવી. અને તેની દ્રોહ બુદ્ધિથી તે નુકશાની થઈ હોય તો બમણી રકમ ભરી અપાવવી. પણ ચોર લેઈ ગયા હોય, આગ લાગવાથી બળી ગયું હોય કે પાણીમાં તણાઈ ગયું હોય તો તેની પાસેથી તે રકમ અપાવવી નહીં. દ્રોહ—વેર. ઉઢં—તણાઈ ગયેલું. યાજ્ઞવલ્ક્ય—બાર નીકળવાને શુભ પ્રસંગે જે નોકર ધણીને હરકત કરે તેની પાસેથી ઠરાવેલી મજુરીથી બમણો દંડ લેવો. નીકળવાનું કર્યા પછી રસ્તામાં જો અડચણ કરે તો મજુરીનો સપ્તમાંસ દંડ લેવો. અને રસ્તામાંજ છોડીને જતો રહે તો ચતુર્થાંશ દંડ કરવો. વૃદ્ધમનુ કોઈ વહેપારી ઠરાવેલ ઠેકાણે જવાના ઠરાવથી મજુર લેઇને જાય; અને રસ્તામાંજ પોતાનો માલ વેચીને તે મજુરને કાઢી મૂકે તો તેને તેની અરધી મજુરી પણ મળવી જોઈએ.

ભાડા તોડા વિષે.

कात्यायनः यथाचपथितद्भांडमासिद्ध्येताह्रियेतवा यावानध्वागत स्तेनप्राप्नुयात्तावतोभृतिम् त्यजेत्पथ्यसहायंयः श्रांतंरोगार्तमेववा प्राप्नुयात्साहसंपूर्वंग्रामेत्र्यहमपालयन् आसिद्ध्येद्राजाज्ञयावरुद्ध्येत्

बृहस्पतिः प्रभुणाविनियुक्तःसन्भृतकोविदधातियः तदर्थमशुभंक र्मस्वामीतत्रापराध्नुयात् कृतेकर्मणियःस्वामीनदद्याद्वेतनंभृतेः राज्ञा दापयितव्यःस्याद्वेतनंचानुरूपतइति नारदः अनयन्भाटयित्वातुभां डंचयानवाहने दाप्योभृतिचतुर्भागंसर्वामर्द्धपथेत्यजन् यानंरथादि वाहनंसाक्षादश्वादि कात्यायनः हस्त्यश्वगोखरोष्ट्रा दीनगृहीत्वा भाटकेनयः नार्पयेत्कृतकृत्यःसन्तावद्दाप्यःसभाटकंनारदः परभूमौ गृहंकृत्वास्तोमंदत्वावसेत्तुयः सतद्गृहीत्वानिर्गच्छेत्तृणकाष्ठेष्टकादि कम् स्तोमाद्विनावसित्वातुपरभूमावनिश्चितः यान्येवतृणकाष्ठानि त्विष्टकाविनिवेशिताः विनिर्गच्छंस्तुतत्सर्वंभूमिस्वामिनिवेदयेत् स्तो मोभाटकम् इतिवेतनादानम्

કાત્યાયન—જો રસ્તા ઉપરજ વેપારીનો માલ કોઈ અટકાવે અથવા ચોર લેઈ જાય તો મજુર જેટલું ચાલ્યો હોય તે માર્ગના પ્રમાણમાં તેને મજુરી આપવી જોઈએ. થાકેલા અથવા માંદા થયેલા ચાકરની ઘટિત બરદાશ કોઈ ગામમાં ત્રણ દિવસ રહીને કર્યા સિવાય તે ચાકરને છોડીને જો ધણી જાય તો તેનો હલકી પ્રતિનો દંડ કરવો. असिद्धेत् રા-જાના હુકમથી અટકાવવામાં આવે. બૃહસ્પતિ—ધણીએ મોકલેલો જે મજુર તેને અર્થે કંઈ અયોગ્ય કૃત્ય કરે તો તે અપરાધ ધણીનો સમજવો. કામ કર્યા છતાં પણ જે ધણી ચાકરને તેની રોજી આપે નહીં તો રાજાએ તે રોજી તેને ઘટિત રીતે અપાવવી. નારદ—માલધણીએ ગાડાં અથવા જનાવર ભાડે કરીને પછી તે લેઈ જાય નહીં તો ચતુર્થાંશ ભાડું તેને અપાવવું. પણ અડધે સુધી લેઈ જઈને જો માલધણી તેને પડ્યાં મૂકે તો પૂરૂ ભાડું અપાવવું. यान—રથ વગેરે. वाहन—ઘોડો વગેરે જેના ઉપર પ્રત્યક્ષ સ્વારી કરવામાં આવે છે તે. કાત્યાયન—જે માણસ હાથી, ઘોડો, બળદ, ગધેડો, ઊંટ વગેરે જનાવરોને ભાડે લેઈ જઈને પોતાનું કામ કર્યા પછી તેને ભાડું આપે નહીં તો જ્યાં સુધી તે જનાવર તેણે તેના માલિકને પાછાં સોંપ્યાં ન હોય ત્યાં સુધીનું તમામ ભાડું તેની પાસેથી અપાવવું. નારદ—બીજાની જગા ભાડે લેઈને તે ઉપર ઘર બાંધીને તેમાં રહેનારા માણસે ઘર છો-ડીને જતી વેળાએ તેણે છાજ, લાકડાં, (કાઠ) ઈંટ્યો વગેરે લઈ જવું. પણ ભાડું આપ્યા સિવાય અથવા કરાર કર્યા સિવાય કોઈ બીજાની જમીન ઉપર ઘર બાંધીને રહેલો માણસ તે ઘર છોડીને જાય તે વેળાએ તેણે છાજ, કાઠ અને ઈંટ્યો વગેરે ઘરનો જે સામાન હોય તે સર્વે તે જમીનના માલિકને આપવો. स्तोमः—ભાડું.

વેતના દાન પ્રકરણ સમાપ્ત.

---

# अथ संविद्यातिक्रमः

લૌકીક ઠરાવનું ઉલ્લંઘન.

नारदः पाखंडिनैगमादीनांस्थितिःसमयउच्यते समयस्यानपाकर्मैतद्विवादपदंस्मृतम् पाखंडिनःवेदमार्गविरोधिनोवाणिज्यादिकराः नैगमास्तदविरोधिनः आदिपदेनत्रैविद्यागृह्यंते तत्रराजकृत्यमाह बृहस्पतिः वेदविद्याविदोविप्रान्श्रोत्रियानग्निहोत्रिणः आहृत्यस्थापयेत्तत्रतेषांवृत्तिंप्रकल्पयेत् अनाच्छेद्यकरास्तेभ्यःप्रदद्याद्गृहभूमयः मुक्तभाव्याश्चनृपतिर्लेखयित्वास्वशासने अनाच्छेद्योऽग्राह्यःकरो याभ्यस्ताअनाच्छेद्यकराः मुक्तभाव्यामुक्तमुत्सृष्टंभाव्यंभूम्यादिषु भाविसस्यादिफलंयासांताइत्यर्थः तेषांचश्रोत्रियादीनांधर्मानाह याज्ञवल्क्यः निजधर्माविरोधेनयस्तुसामयिकोभवेत् सोपियत्नेनसंरक्ष्योधर्मोराजकृतस्तुयः नारदः पाखंडनैगमश्रेणीपूगव्रातगणादिषु संरक्षेत्समयंराजादुर्गेजनपदेषुच नानाजातीयानामेकजातीयं कर्मकुर्वतांसंघाताःश्रेणयः तेषामेवाभिन्नजातीयंकर्मकुर्वतांसंघाःपूगाः व्राताः ज्ञातिसंबंधिबंधूनांसंघाः अतएवकुलानीत्युच्यंते पाखंडिनोनैगमाश्चव्याख्याताः एतेषांपाखंड्यादीनांव्रातांतानांसंघागणाः एतेषांसमयभेददंडमाहयाज्ञवल्क्यः गणद्रव्यंहरेद्यस्तुसंविदंलंघयेच्चसः सर्वस्वहरणंकृत्वातंराष्ट्राद्विप्रवासयेत् इतिसंविद्व्यतिक्रमः

નારદ—પાખંડીલોકમાં (વેદમાર્ગ છોડીને ચાલનારા લોકમાં) અને વેદમાં અનુસરીને ચાલનારા લોકમાં જે રીવાજ ચાલુ છે તેને સમય કહેછે. તે સમયનું ઉલ્લંઘન ન કરવું તે વ્યવહાર શાસ્ત્રનું એક સ્થાન છે. पाखंडिनः—વેદ માર્ગથી વિરૂદ્ધ વર્તનારા વેહેપાર ધંધો વગેરે કરનારા લોક. नैगमः—વેદ ધર્મને અનુસરીને ચાલનારા લોક. आदि શબ્દ વડે કરીને ત્રણ વેદના જાણનારા સમજવા. એ બાબતમાં રાજાનું કર્તવ્ય શું છે તે વિષે બૃહસ્પતિ—વેદ જાણનારા બ્રાહ્મણોને, શ્રોત્રિય બ્રાહ્મણોને અને અનગ્નિહોત્રિયોને બોલાવી લાવીને

પોતાના રાજ્યમાં રાજાએ વસાવવા તથા તેમની જીવિકાને માટે વર્ષાશન કરી આપવાં તથા તેમને ઘર ને જમીનો આપવી, તથા તે સંબંધી લેખ પોતાની આજ્ઞાથી કરાવીને તેમને આપવા. તે ઘર અથવા જમીન ઉપર કર લેવો નહીં. અને તેમનાં દાણ વગેરે માફ કરવાં. अनाच्छेद्यः જે ઉપર કર લેવાય નહીં તે. मुक्तभाव्याः ભૂમિમાં ઉપજેલું ધાન્ય વગેરે જેનું ત્યાગ કર્યું છે (છોડી દીધું છે) એવી જમીનો. યાજ્ઞવલ્ક્ય તે શ્રોત્રિયોના ધર્મો કહેછે. શ્રોત્રિય બ્રાહ્મણે પોતાના ધર્મની સાથે વિરોધ ન આવે એવી રીતે સામયિક ધર્મ (વંશપરંપરાથી ચાલતી આવેલી રીતભાત આચાર વહીવટ વગેરે) તથા રાજાએ કરેલા કાયદાનું યત્ને કરીને સંરક્ષણ કરવું. નારદ—પાખંડી લોકનો સમુદાય નૈગમ લોક, શ્રેણીસંજ્ઞક લોક, પૂગસંજ્ઞક અને વ્રાતસંજ્ઞક લોક એમનામાં પરંપરાથી ચાલતા આવેલા આચાર અને નિયમ તેમજ કીલ્લામાંના (રાજ્યધાનીના) અને દેશમાંના ચાલુ નિયમો રાજાએ કાયમ રાખવા. श्रेण्यः—જુદી જુદી જાતના છતાં એક જાતનો વહેપાર ધંધો કરનારા લોકનો સમુદાય. पूगाः—એવાજ પ્રકારના જુદી જુદી જાતિના અને જુદા જુદા વહેપાર ચલાવનારા લોકના સમુદાય. व्राताः જ્ઞાતિ, સંબંધી અને બાંધવોના સમુદાય. એટલા માટેજ તેમને કુળ કહેછે. પાખંડી અને નૈગમ શબ્દોનો અર્થ પાછળ કહેલો છે. गणाः—પાખંડીથી આરંભીને વ્રાત સુધી કહેલા લોકોના સમુદાય. એ સર્વે, સમય, રૂપ, ધર્મ તોડે તો તેમણે કરવાની શિક્ષા યાજ્ઞવલ્ક્ય—ગણ (નામે જે જનસમુદાય પાછળ કહ્યો તે) ની મીલકત જે અન્યાયથી લઈ લે અને તેમના સંવિદ્ (પરંપરાથી સ્થાપિત થયેલા) નિયમ જે તોડે તેની સઘળી માલ મતા જપ્ત કરીને રાજાએ તેને દેશપાર કરવો. કાયમ ઠરાવનું ઉલ્લંઘન એ પ્રકરણ સમાપ્ત.

---

# अथ क्रीतानुशयः

ખરીદીનો પશ્ચાત્તાપ.

नारदः क्रीत्वामूल्येनयत्पण्यंक्रेतानबहुमन्यते क्रीतानुशयइत्येतद्विवादपदमुच्यते पण्यपरीक्षावधिमाह सएव त्र्यहाद्दोह्यंपरीक्षेतपंचाहाद्वाह्यमेवतुमुक्तावज्रप्रवालानांसप्ताहंस्यात्परीक्षणंद्विपदामर्धमासंतुपुंसांतद्विगुणंस्त्रियाः दशाहंसर्वबीजानामेकाहंलोहवाससाम् कात्यायनः भूमेर्दशाहेनुशयःक्रेतुर्विक्रेतुरेववा बृहस्पतिः अतोर्वाक्पण्यदोषस्तुयदिसंजायतेक्वचित्विक्रेतुः प्रतिदेयंतत्क्रेतामुल्यमवाप्नुयात् कात्यायनः अविज्ञातंतुयत्क्रीतंदुष्टंपश्चाद्विभावितं क्रीतंतत्स्वामिनेदेयंपण्यंकालेन्यथानतु स्वपरीक्षयागृहीतेतुनारदः क्रीत्वा

मूल्येनयःपण्यंदुक्रीतंमन्यतेक्रयी विक्रेतुःप्रतिदेयंतत्तस्मिन्नेवान्हि वीक्षितम् द्वितीयेन्हिददत्क्रेतामुल्यात्रिशांशमावहेत् द्विगुणंतत्तृतीयेऽन्हिपरतःक्रेतुरेवतत् नारदः परिभुक्तंतुयद्वासःकृष्णरूपंमलीम संमदोषमपितत्क्रीतंविक्रेतुर्नभवेत्पुनः इतिक्रीतानुशयः

નારદ—કંઈ માલ અથવા વસ્તુ ખરીદ કર્યા પછી ખરીદ કરનારને તે વસ્તુ પસંદ ન પડે તો તેને ક્રીતાનુશય—(ખરીદીનો પશ્ચાત્તાપ) નામે વ્યવહારનું સ્થાન કહેછે. વેચાથી લીધેલી વસ્તુની પરીક્ષા કરવા માટે વખતનો અવધિ નારદ—દુધ દેનારાં જનાવરની પરીક્ષા ત્રણ દિવસમાં કરવી જોઇએ. બોજો વહેનારાં જનાવરની પરીક્ષા પાંચ દિવસમાં કરવી જોઇએ. મોતી, હીરો, પરવાળાં એની પરીક્ષા સાત દહાડામાં કરવી જોઇએ. બે પગનાં અને પુરૂષ જાતિના દાસોની પરીક્ષા પંદર દિવસમાં, સ્ત્રીઓની એક મહિનામાં, સર્વે જાતિના બીજની દશ દિવસમાં અને લોઢાની અને વસ્ત્રની એક દિવસમાં પરીક્ષા કરવી જોઇએ. કાત્યાયન—જમીન ખરીદ કરનારાએ અથવા આપનારાએ જમીનનું વેચાણ રદ કરવું હોય તો દશ દિવસની અંદર કરવું જોઇએ. બૃહસ્પતિ—ખરીદ કરેલા માલમાં કંઈ દોષ જો તે મુદતની અંદર માલમ પડે તો તે માલ વેચનારાને પાછો આપવો; અને વેચાણ લેનારાને તેણે આપેલી કીમત પાછી આપવી. કાત્યાયન—પરંતુ વેચાણ લીધેલો માલ અથવા વસ્તુ પરીક્ષા ન કરતાં ખરીદ કરી હોય અને પછી તેમાં દોષ માલમ પડે તો ઠરાવેલી મુદતમાં વેચનારાને પાછી આપવી. પણ તેમ ન કર્યું હોય તો એટલે પરીક્ષા કરીને તે વસ્તુ લીધેલી હોય તો પાછી આપવી નહીં. લેનારાએ પોતાની મેળે પરીક્ષા કરીને લીધેલી વસ્તુ વિષે નારદ—કીમત આપીને જે ખરીદી કર્યા પછી ખરીદ કરનારને એમ લાગે કે તે સોદો બરાબર થયો નથી, તો તેણે તેજ દિવસે તે વસ્તુ જોયા શિવાય વેચનારને પાછી આપવી અર્થાત્ જેવી લીધી તેવીજ પાછી આપવી. બીજે દિવસે પાછી આપે તો ખરીદદારે કીમતનો ત્રીસમો ભાગ વેચનારને કાપી આપવો. બીજે દિવસે તેથી બમણું કાપી આપવું અને પછીથી તો ખરીદ કરનારનુંજ જાણવું. નારદ કહેછે કે,—જે લુગડું વાપરેલું, કાળું થઈ ગયેલું અને મેલું થયેલું તથા દોષવાળું છતાં પણ તેને ખરીદ કર્યું તો તે વેચનારને પાછું અપાય નહીં. ખરીદીના પશ્ચાત્તાપનું પ્રકરણ સમાપ્ત.

---

## अथ विक्रीया संप्रदानं.

વેચીને તાબામાં ન સોંપવા વિશે.

नारदः विक्रीयपण्यंमूल्येनक्रेतुर्यत्तन्नदीयते विक्रीयासंप्रदानंतद्वि वादपदमुच्यते याज्ञवल्क्यः गृहीतमूल्यंयःपण्यंक्रेतुर्नैवप्रयच्छति

सोदयंतस्यदाप्योसौ।दिग्लाभंचदिगागते सोदयंसलाभं दिक्देशांतरम् तल्लाभोदेशांतरीयपण्यलाभः सएव राजदैवोपघातेनपण्यदोषउपागते हानिर्विक्रेतुरेवासौयातितस्याप्रयच्छतः सएव हानिश्चेत्क्रेतृदोषेणक्रेतुरेवाहिसाभवेत् नारदः दीयमानंनगृह्णातिक्रीत्वापण्यंचयः क्रयी विक्रीणानस्तदन्यत्रविक्रेतानापराध्नुयात् याज्ञवल्क्यः मत्तोन्मत्तेनविक्रीतंहीनमूल्येनयेनवा अस्वतंत्रेणमूढेनत्याज्यंतस्यपुनर्भवेत् अयंचसर्वोविधिर्मूल्येदत्तेतुभ्यमेवदेयंनान्यस्येतिक्रेत्रासमयेकृतेबोध्यःदत्तमूल्यस्यपण्यस्यविधिरेषःप्रकीर्तितः अदत्तेन्यत्रसमयान्नविक्रेतुरतिक्रमइतिनारदोक्तेः सदोषपण्यविक्रयेयाज्ञवल्क्यः ज्ञात्वासदोषंयःपण्यंविक्रीणीताविचक्षणः तदेवद्विगुणंदाप्यंतत्समंविनयंतथा इतिविक्रीयासंप्रदानं

નારદ—વેચવા લાયક વસ્તુ કીમત લેઇને વેચ્યા છતાં ખરીદ કરનારના હવાલામાં તે ન આપી હોય તો તે કૃત્યને વેચીને હવાલામાં ન આપવું એ નામે વ્યવહારનું સ્થાન કહે છે. યાજ્ઞવલ્ક્ય—કીમત લેઇને આપેલી વસ્તુ ખરીદ કરનારના હવાલામાં જે આપતો નથી તેની પાસેથી વ્યાજ સુધાં જે જણસ તેને અપાવવી; અને ખરીદદાર માણસ પરદેશમાંથી આવેલો હોય તો પરદેશમાં તેને તે વસ્તુ ઉપર જે લાભ થાત તે સુધાં અપાવો. सोदयं—લાભ સહિત. दिक—દેશાંતર અર્થાત્ દિગ્લાભ એટલે દેશાંતરમાં જે લાભ થાય તે. તેજ સ્મૃતિકાર કહે છે કે,—વેચનાર ખરીદ કરનારને તેનો માલ ન સોંપે તો આસમાની સુલ્તાની ઉપદ્રવથી વેચેલી વસ્તુને હાની પહોંચે તો તે હાની વેચનારનેજ માથે પડે છે. તેજ સ્મૃતિકાર—ખરીદ કરનારના દોષથી જો નુકશાન થયું હોય તો તે નુકશાન ખરીદદારેજ ભોગવવું. નારદ—જે ખરીદ કરનારો માલ ખરીદ કરીને વેચનારે તેને આપ્યા છતાં લેતો નથી તો વેચનારો તે માલ બીજાને વેચાથી આપે તેમાં વેચનારનો અપરાધ નથી. યાજ્ઞવલ્ક્ય—ગાંડા થયેલાએ, કેફથી મદયુક્ત થયેલાએ, અસ્વતંત્ર પુરૂષે, મોહ પામેલાએ ઓછી કીમતે જે વેચ્યું હોય તે તેને પાછું આપવું પડે. આ સર્વે નિયમો કીમત આપીશ તો તનેજ એ માલ આપીશ બીજાને નહિ આપું એ પ્રમાણે ખરીદદારની સાથે ઠરાવ કર્યો હોય તોજ લાગુ પડે છે કેમકે નારદે—જે માલની કીમત આપેલી છે તેનેજ પણ એજ નિયમ લાગુ પડે છે. મૂલ આપ્યું ન હોય અને બાંધણી કરી ન હોય તો વેચનાર બીજી જગોએ વેચે તેમાં તેનો દોષ નથી. ખરાબ થયેલો માલ વેચવા વિશે યાજ્ઞવલ્ક્ય—જે મૂર્ખ માણસ પો-

તાના માલને ખરાબ થયેલો જાણીને પણ વેચે તો તેણે તેથી બમણી કીમત ખરીદદારને આપવી. અને તેટલોજ દંડ સરકારમાં આપવો. વેચીને તાબામાં ન સોંપવા વિશેનું પ્રકરણ સમાપ્ત.

—❦—

# अथ स्वामिपाल विवादः

ધણી તથા રખવાળની તકરાર વિશે.

पालदोषेणपश्वादिनाशेयाज्ञवल्क्यः पालदोषविनाशेतुपालेदंडोवि
धीयते अर्धत्रयोदशपणाःस्वामिनेद्रव्यमेवच द्रव्यंगवादि पश्वादि
मरणनिश्चायकमाह मनुः कर्णौचर्मचवालांश्चबस्तिस्नायूचरोच
नम् पशुस्वामिषुदद्यात्तुमृतेष्वंकाभिदर्शने अंकः शृंगादीतिमदनः
गवादिप्रचारार्थंभूभागमाहयाज्ञवल्क्यः धनुःशतंपरीणाहोग्रामाद्ग्रा
मांतरंभवेत् द्वेशतेखर्वटस्यस्यान्नगरस्यचतुःशतम् परीणाहोगवादि
प्रचारार्थाभूः अयमेवपरीहारः धनुःशतंपरीहारोग्रामस्यस्यात्समं
ततइतिमनूक्तेः अनेककारुकृषीवलयुक्तोग्रामःखर्वटः बहुकंटक
संतानइतिकेचित् परसस्यादिभक्षणेपशुस्वामिनोदंडमाहयाज्ञव
ल्क्यः माषानष्टौतुमहिषीसस्यघातस्यकारिणी दंडनीयातदर्धंतुगौ
स्तदर्द्धमजाविकम् भक्षयित्वोपविष्टानांयथोक्ताद्द्विगुणोदमःसममे
षांविनीतेपिखरोष्ट्रमहिषीसमम् यावत्सस्यंविनश्येत्तुतावत्स्यात्क्षेत्रि
णः फलम् गोपस्ताड्यस्तुगोस्वामीपूर्वोक्तंदंडमर्हति विनीतंतृणका
ष्ठादिसंचयस्थलम् एतदपवदत्युशनाः अदंड्याश्चोत्सवेगावःश्रा
द्धकालेतथैवच व्यासः आक्रम्यचाद्विजैर्भुक्तंपरिक्षीणैश्चबांधवैःगो
भिश्चनरशार्दूलवाजपेयाद्विशिष्यते उशनाः गोभिर्विनाशितंधान्यं
योनरः प्रतियाचते पितरस्तस्यनाश्नंतिनाश्नंतित्रिदिवौकसः इति

## स्वामिपालविवादः

રખવાળની કસુરથી પશુ આદિકનો નાશ થાય તે વિશે યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—રખવાળની કસુરથી જો પશુનો નાશ થાય તો રખવાળને સાડાતેર 'પણ' દંડ કરવો અને તેના ધણીને તે પશુની કીમત આપવી. સ્મૃતિમાં द्रव्य શબ્દ છે, તેનો અર્થ ગાય વગેરે જનાવર જાણવું. પશુ આદિકનું મરણજ થયુ છે એનો નિશ્ચય કેમ કરવો તે વિશે મનુ કહે છે કે,—પશુ મરી જાય ત્યારે તે જનાવરના કાન, ચામડું, વાળ, નાભિની નીચેના ભાગની ચામડી, સ્નાયુ અને માથામાંનો 'રોચન' નામે પદાર્થ લાવીને તેના ધણીને આપવાં, તથા મરી ગયેલા પશુની નિશાનીઓ બતાવવી. સ્મૃતિમાં अंकः (નિશાની) શબ્દ છે તેનો અર્થ મદન 'સીંગડાં વગેરે' કરે છે. ગાય વગેરેને ચરવા માટે જમીનના ભાગ વિશે યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—નાનાં ગામડાંની આશપાસ સો ધનુષ્ય જેટલું ગોચર રાખીને પછી ખેતર હોવાં જોઇએ. તેથી મોટા ગામની આસપાસ બસેં ધનુષ્ય જેટલું ગોચર રાખવું. નગરની આસપાસ ચારસેં ધનુષ્ય જેટલું ગોચર રાખવું. સ્મૃતિમાં परिणाह શબ્દ છે, તેનો અર્થ ગાય વગેરેને ચરવાને અર્થે રાખેલી જમીન, એવો થાય છે, એનેજ 'પરિહાર' કરીને કહેછે; કેમકે "નાનાં ગામડાંની આસપાસ સો ધનુષ્ય જેટલો પરિહાર રાખવો," એમ મનુએ કહેલું છે. અનેક કારીગર અને ખેડુત લોક રહેતા હોય તેને खर्वट જાણવું. કેટલાકને મતે જ્યાં ઘણાં કાંટાવાળાં ઝાડ હોય તેને 'ખર્વટ' જાણવું. બીજાના ધાન્યના છોડ વગેરે પશુ ખાઈ જાય તો તેના ધણીનો દંડ કરવા વિશે યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—જો ભેંશે અનાજના છોડનું નુકશાન કર્યું હોય તો આઠ 'માષ' દંડ કરવો; ગાયથી બિગાડ થયો હોય તો તેનું અરધ,એટલે ચાર 'માષ'; અને બકરૂં, ઘેટું, વગેરે હોય તો બે 'માષ' દંડ કરવો. જાનવર કર્ષણ ખાઇને ખેતરમાં બેઠાં હોય તો પૂર્વે કહ્યા છે તેથી બમણો દંડ કરવો. જ્યાં ઘાસકે લાકડાંનો સંચય કર્યો હોય ત્યાં તે જાનવરો બીગાડ કરે તો પણ બમણો દંડ જાણવો. ગધેડા તથા ઉંટના બિગાડનો દંડ પણ ભેંશની બરોબર કરવો. વળી જેટલા ધાન્યનું નુકશાન થયુ હોય તેટલું ધાન્ય ખેતરના ધણીને આપવું જોઇએ. ગોવાળને ફટકા મારવા અને પશુના માલિકનો પાછળ કહેલો દંડ કરવો. સ્મૃતિમાં विनीतं પદ છે, એનો અર્થ ઘાસ કે લાકડાંનો સંચય કરવાનું ઠેકાણું. ઉશના એનો અપવાદ કહે છે કે,—ઉત્સવને સમયે કે શ્રાદ્ધને સમયે ગાય બીજાના ખેતરમાં જાય તો તેનો દંડ કરવો નહિ.વ્યાસ કહે છે કે,—હે પુરૂષમાં વ્યાઘ્ર જેવા પરાક્રમી! બ્રાહ્મણોએ, ગરીબ અવસ્થામાં આવી પડેલા બાંધવોએ, અને ગાયોએ જબરદસ્તીથી જેની મિલકતનો ઉપભોગ કર્યો હોય, તેને વાજપેય યજ્ઞ કરવા કરતાં પણ વધારે ફળ મળે છે. અર્થાત્ એવા કામમાં મિલકત ખરચાઈ તે વાજપેય યજ્ઞ કરતાં પણ ઉત્તમ રીતે ખરચાઈ એમ સમજવું. ઉશના કહે છે કે,—ગાયે બગાડેલા ધાન્યનો જે બદલો ભરી આપવાનું કહે છે, તેનું શ્રાદ્ધ પિતૃઓ લેતા નથી અને તેનો યજ્ઞ દેવતાઓ પણ માન્ય કરતા નથી. એ પ્રકારે ધણી અને રખવાળની તકરાર વિશે પ્રકરણ સંપૂર્ણ થયું.

# अथ सीमाविवाद

सीमाडा संबंधी तंटो.

सीमाज्ञानोपायानाह बृहस्पतिः करीषास्थितुषांगारशर्कराश्मक पालिकाः सिकतेष्टकगोवालकार्पासास्थीनिभस्मच प्रक्षिप्यकुंभेष्वेतानिसीमांतेषुनिधापयेत् अत्रसाक्षिणांविशेषमाहयाज्ञवल्क्यः सामंतावासमग्रामाश्चत्वारोष्टौदशापिवा रक्तस्त्रग्वसनाःसीमांनयेयुःक्षितिधारिणः नारदः नैकःसमुन्नयेत्सीमांनरःप्रत्ययवानपि गुरुत्वादस्यकार्यस्यक्रियैषाबहुषुस्थिता बृहस्पतिः ज्ञानचिन्हैर्विनासाधुरेकोभ्युदयसंमतःरक्तमाल्यांबरधरोमृदमादायमूर्द्धनिसत्यव्रतःसोपवासःसीमानंदर्शयेन्नरः कात्यायनःसीमाचंक्रमणेकोशेपादस्पर्शेतथैव च त्रिपक्षपक्षसप्ताहंदैवराजिकामिष्यते मनुः यथोक्तेननयंतस्तेपूयंतेसत्यसाक्षिणः विपरीतंनयंतस्तुदाप्यास्तुद्विशतंदमम् नारदः अथचेदनृतंब्रुयुः सामंताः सीमनिर्णयेसर्वेपृथक्पृथक् दंड्याराज्ञामध्यमसाहसम् कात्यायनः बहूनांतुगृहीतानांनसर्वेनिर्णयंयदि कुर्युर्भयाद्वालोभाद्वादाप्यास्तूत्तमसाहसम् याज्ञवल्क्यः अभावेज्ञातृचिन्हानांराजासीम्नः प्रवर्तिता मनुः सीमायामविषह्यायां स्वयंराजाचधर्मवित् प्रादिशेद्भूमिमेकेषामुपकारादिति स्थितिः सएव निवेशकालादारभ्यगृहद्वारापणादिकम् येनयावद्यथाभुक्तंतस्यतन्नविचालयेत् कात्यायनोपि मेखलाभ्रमानिष्कासगवाक्षान्नोपरोधयेत् प्राणालींगृहवास्तुंचपीडयन्दंडभाग्भवेत् मेखलाभित्तिमूलबंधः भ्रमोजलनिर्गमः निष्कासोहर्म्यादिविनिर्गतकाष्ठादिनिर्मितमस्पष्टभूमिकमुपवेशनस्थलामितिमदनः धूमनिष्कास

इतिक्वचित्पाठः धूमनिर्गमार्थंगवाक्षादीतितदर्थः आदिपदेनपरामि
त्यादि सएव निवेशसमयादूर्ध्वंनैतेयोऽयाःकदाचन दृष्टिपातंप्रणा
लींचनकुर्यात्परवेश्मसु बृहस्पतिः वर्चःस्थानंवन्हिचयंगर्तोच्छिष्टां
बुसेचनम् अत्यारात्परकुड्यस्यनकर्तव्यंकथंचन वर्चःस्थानं शौ
चस्थलम् अत्यारादतिसमीपे कात्यायनः विण्मूत्रोदकसेकंचवन्हि
श्वभ्रनिवेशनम् अरत्निद्वयमुत्सृज्यपरकुड्यान्निवेशयेत् बृहस्पतिः
यांत्यायांतिजनायेनपशवश्चानिवारिताः तदुच्यतेसंसरणंनरोद्धव्यं
तुकेनचित् नारदः अवस्करस्थलश्वभ्रमस्यंदिनिकादिभिः चतु
ष्पथसुरस्थानराजमार्गान्नरोधयेत् कात्यायनः सर्वेजनाः सदायेन
प्रयांतिसचतुष्पथःअनिषिद्धायथाकालंराजमार्गःसउच्यते बृहस्पतिः
यस्तत्रसंकरंश्वभ्रंवृक्षारोपणमेववा कामात्पुरीषंकुर्याच्चतस्यदंडस्तु
माषकः मनुः समुत्सृजेद्राजमार्गेयस्त्वमेध्यमनापदि सद्वौकार्षापणौ
दद्यादमेध्यंचाशुशोधयेत् कात्यायनः तडागोद्यानतीर्थानियोमेध्ये
नविनाशयेत्.अमेध्यंशोधयित्वातुदंडयेत्पूर्वसाहसम् याज्ञवल्क्यःम
र्यादायाः प्रभेदेतुसीमातिक्रमणेतथा क्षेत्रस्यहरणेदंडाअधमोत्तम
मध्यमाःमनुः गृहंतडागमारामंक्षेत्रंवाभीषयाहरन्शतानिपंचदंड्यः
स्यादज्ञानाद्विशतोदमः कात्यायनः सीमामध्येतुजातानांवृक्षाणांक्षे
त्रयोर्द्वयोः फलंपुष्पंचसामान्यंक्षेत्रस्वामिषुनिर्दिशेत् सएव अन्य
क्षेत्रेतुजातानांशाखायत्रान्यसंस्थिताः स्वामिनंतंविजानीयाद्यस्यक्षे
त्रेषुसंस्थिताः याज्ञवल्क्यः स्वामिनोयोनिवेद्यैवक्षेत्रेसेतुंप्रवर्तयेत् उ
त्पन्नेस्वामिनेभोगस्तदभावेमहीपतेः सएव ननिषेध्योल्पबाधस्तुसेतुः
कल्याणकारकः परभूमिंहरन्कूपःस्वल्पक्षेत्रेबहुदकः ननिषेध्यइ

त्यनुषंगः नारदोपि परक्षेत्रस्यमध्येतुसेतुर्नप्रतिषिद्धयते महागुणो ल्पदोषश्चेद्वृद्धिरिष्टाक्षयेसति नारदः पूर्वप्रवृत्तमुत्सन्नमपृष्ट्वास्वामि नंतुयः सेतुंप्रवर्तयेद्यस्तुनसतत्फलभाग्भवेत् व्यासः क्षेत्रंगृहीत्वायः कश्चिन्नकुर्यान्नचकारयेत् स्वामिनेसशदंदाप्योराज्ञेदंडंचतत्समम् शदंक्षेत्रोत्पत्त्यर्हफलं इति सीमावाद.

બૃહસ્પતિ—સીમાડો જાણવાના ઉપાય કહેછે કે,—ગાયના છાણનાં અડાયાં, હાડકાં, ડાંગર વગેરેનાં છાલાં, કોયલા, પથરના કાંકરા, ઠીકરાં, રેતી, ઈંટો, ગાયનાવાળ, કપાસનાં બીજ (કપાસીઆ), રાખોડી, એટલાંવાનાં ઘડામાં ભરીને સીમાડાના છેડા ઉપર દાટવો. એ સંબંધી સાક્ષિઓ વિશે યાજ્ઞવલ્ક્ય કાંઈ વિશેષ નિયમ કહે છે કે,—પાસેના ગામના લોક અથવા જે ગામની હદમાં તકરારી જમીન હોય તે ગામના લોક, ચાર, આઠ, કે દશજણ, રાતાં લુગડાં પેહેરીને રાતાં ફુલના હાર ઘાલીને તથા પોતાના માથા ઉપર થોડીક માટી મૂકીને, તકરારી જગોએ આવી ખરેખરી સીમા હોય તે તેમણે બતાવવી. નારદ કહેછે કે,—પોતાને બરોબર ખબર હોય તોપણ એક માણસે સીમાડો બતાવવો નહિ; કેમકે આ કાર્યના મહત્વને લીધે એ કામ ઘણા માણસોએ મળીને કરવા જેવું છે. બૃહસ્પતિ કહે છે કે,—સીમાડો જેમને ખબર હોય તેવા માણસ ન મળવાથી તથા પૂર્વે કહી તેવી સીમાડાની નિશાનીનું સાધન ન હોય ત્યારે એકજ સત્યવાદી અને સદાચરણી પુરૂષ, જેને બંને પક્ષના લોકો પ્રમાણ કરે, તેણે પ્રથમ ઉપવાસ કરીને રાતાં વસ્ત્ર અને રાતા ફુલના હાર પેહેરીને અને માથે મટોડા લેઇને સીમાડો બતાવવો. કાત્યાયન કહે છે કે,—સીમાડો ઠરાવવા સંબંધી 'કોશ' કરીને જે દિવ્ય કહ્યું છે તે કરવાથી અથવા તેમજ પવિત્ર પાદુકા ઉપર હાથ મુકીને સોગન ખાધાથી, (જો તે દિવ્ય કે સોગન અસત્ય રીતે કરવામાં આવ્યાં હોય તો) આસમાની કે સુલ્તાની આફત આવવાની હોય તો ત્રણ પખવાડીઆમાં, એક પખવાડીઆમાં, કે સાત દહાડામાં આવે. મનુ કહેછે કે,—પૂર્વે કહ્યા પ્રમાણે જે સત્યવાદી સાક્ષીઓ ખરી સીમા બતાવે છે તે પોતાના પાપથી મુક્ત થાય છે; પણ જો ખોટી સીમા બતાવે તો તે પ્રત્યેકને બસો બસો પણનો દંડ કરવો. નારદ કહે છે કે,—જો નજિકના ગામવાળાઓ સીમા બતાવવામાં અસત્ય બોલે તો રાજાએ તે સર્વેમાંથી પ્રત્યેકને મધ્યમ સાહસનો દંડ કરવો. કાત્યાયન કહે છે કે,—બોલાવી આણેલા અનેક સાક્ષીઓમાંથી સર્વે, જો ભયથી કે લોભથી ખરેખરી સીમા બતાવીને નિર્ણય કરે નહિ તો તેમને 'ઉત્તમ સાહસ' દંડ કરવો. યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—સીમાડાનો જાણનાર ન મળે કે તેની નિશાનીઓ પણ ન હોય ત્યારે રાજાએ સીમાડો ઠરાવવો. મનુ કહે છે કે,—બીજા કોઈ પણ ઉપાયથી સીમાડો મુકરર કરી શકાય એમ ન હોય ત્યારે ધર્મને જાણનાર રાજાએ પોતે બે પક્ષમાંથી જે પક્ષને તે ભૂમિ વધારે ઉપયોગી હોય તેને આપવાની આજ્ઞા કરવી, એવો ઠરાવ છે. તેજ સ્મૃતિકાર કહે છે કે,—પ્રથમ કબજો લીધો હોય તે દિવસથીજ ઘર, બારણું, (નિકાલ), કે દુકાન

વગેરે જે માણસ જે રીતે ભોગવતો હોય તે રીતે તેને ભોગવવા દેવું; તેમાં તેને હરકત કરવી નહિ. કાત્યાયન પણ કહે છે કે,—ભીંતનો પાયો, પાણીનો નિકાલ, છજું, જાળિયાં, પાણીના નળ, અને વસીયાણ ઘર, એમને હરકત કરનાર દંડને પાત્ર થાયછે. मेखला—ભીંતનો પાયો. भ्रमः—પાણી જવાનો મારગ. निष्कासः—ઘરનો કોઈ પણ ભાગ એવી રીતે આગળ વધાર્યો હોય કે તેમાં જમીનનો આધાર માલમ ન પડે, એવી લાકડાની કરેલી બેઠકને 'નિષ્કાસ' કહે છે એમ મદનનું મત છે. કોઈ જગોએ 'धुमनिष्कास' એવો પાઠછે. તેનો અર્થ એવો કરવો કે ધુમાડો નીકળવાને માટે જાળિયાં વગેરે. आदि શબ્દવડે કરીને બીજા લોકોની ભીંતો વગેરે તેજ સ્મૃતિકાર કહે છે કે,—ઘરનો પ્રથમ કબજો લીધા પછી નળ, છજાં વગેરે ન હોય ત્યાં નવાં કદાપિ મૂકવા દેવાં નહિ; તેમ બીજાના ઘરમાં જોવાય એવી બારી કે તેના ઘરમાં થઇને જાય એવી પાણીની ગટર પણ કદાપિ કરવી નહિ. બૃહસ્પતિ કહે છે કે,—એંઠાસના ખાળકુવા, દેવના સળગાવવાની ચૂલ અને એઠું પાણી રેડવાના ખાડા, બીજાની ભીંતની નજિકમાં કદાપિ કરવા નહિ. वर्चस्थानं—ઝાડે ફરવાનું ઠેકાણું. अत्यारात—અતિ નજિકમાં કાત્યાયન કહે છે કે,—ઝાડો અને પિશાબ કરવાની જગા, દેવતા રાખવાની ચૂલ કે ખાડો કરવાની જગા, એ પારકી ભીંતથી બે હાથ જમીન પડી મૂકીને કરવાં. બૃહસ્પતિ કહે છે કે,—જે મારગે થઇને માણસો અનેપશુઓ જાય છે અને આવે છે તથા તેમને કોઈ રોકતું નથી. તેને 'સંસરણ' (રાજમાર્ગ) કહે છે. તે રસ્તાને કોઇએ બંધ કરવો નહિ. નારદ કહે છે કે,—ચાર મારગના ચકલા, દેવસ્થાનની જગો, અને રાજમાર્ગ, એમનો, કોઈ માણસે મળ નાખવાની જગો કરીને, ખાડો કરીને, પાણી જવાની ગટર કરીને, કે તે ઉપર ઘરની પાંખ આણીને રોધ કરવો નહિ. કાત્યાયન કહે છે કે,—જે માર્ગે થઇને સર્વે માણસો સર્વકાળે આવ જા કરે છે તેને ચતુષ્પથ કહે છે. અને જે રસ્તો જનારને વખતોવખત રોકાણ થતું નથી તેને રાજમાર્ગ કહે છે. બૃહસ્પતિ કહે છે કે,—જે માણસ તે રસ્તામાં કચરોપૂંજો નાખે, ખાડો ખોદે, ઝાડ રોપે કે જાણી જોઇને ઝાડે ફરવા બેસે, તેને એક 'માષ' દંડ કરવો. મનુ કહે છે કે,—જે માણસ કાંઈ ગલીચ વસ્તુ સંકટવિના રાજમાર્ગમાં નાખે, તેના બે 'કાર્ષાપણ' દંડ કરવો અને નાખેલી ગંદકી તેની પાસે તત્કાળ દુર કરાવવો. કાત્યાયન કહેછે કે,—તળાવ, વાડી, કે તીર્થની જગોમાં જે ગલીચ પદાર્થો નાખીને તેની ખરાબી કરે, તેની પાસે તે ખરાબી દુર કરાવવી અને તેનો પૂર્વ સાહસ (કનીષ્ટ પ્રતીનો) દંડ કરવો. યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—સીમાડાની નિશાનીઓનો જે નાશ કરે, સીમાડો મૂકીને તેની પેલીપારની હદ દબાવે, અને પારકું ખેતર લઈ લે, તેને અનુક્રમે અધમ, ઉત્તમ અને મધ્યમ દંડ કરવો. મનુ કહે છે કે,—ઘર, તલાવ, બાગ, અથવા ખેતર, બીજાની માલકીનાં છતાં તેને બીહીક બતાવીને જે પુરૂષ લઈ લે, તેને પાંચસો પણનો દંડ કરવો; પણ જો તેમ અજ્ઞાનથી બન્યું હોય તો બસો પણનો દંડ કરવો. કાત્યાયન કહે છે કે,—બે ખેતરની હદની વચ્ચોવચ્ચ ઉગેલાં ઝાડનાં ફુલફળ બંને ખેતરવાળા સરખે ભાગે વેહેચી લે, એવી આજ્ઞા કરવી. તેજ સ્મૃતિકાર કહે છે કે,—બીજાના ખેતરમાં ઉગેલાં ઝાડનાં ડાળાં તેના પાડોશી ખેતરવાળાના ખેતરમાં ગયેલાં હોય તો જેના ખેતરમાં તે ઉગેલાં હોય તેને તેનો માલિક સમજવો. યાજ્ઞવલ્ક્ય કહે છે

કે,—એતરના માલિકને ખબર કર્યા શિવાય તેના એતરમાં કોઈ પાણી લઈ જવાની બાંધ નાખે, તો તેના ઉત્પન્ન ઉપર તે એતરના માલિકનો હક છે અને માલિક ન હોયતો રાજાનો હક છે. તેજ સ્મૃતિકાર કહે છે કે,—જો એતરના માલિકને વિશેષ અડચણ ન થતી હોય તો બીજાનું જેથી ભલું થાય એવા બાંધને પોતાના એતરમાં થઇને લઈ જતાં કોઈ અટકાવવો નહિ. તેમજ થોડી જગો રોકાય તેમ છતાં પુષ્કળ પાણી બીજાઓને મળતું હોય તો પોતાની જમીનમાં બીજાને કૂવો કરવા દેવાને પણ એતરના ધણીએ ના પાડવી નહિ. 'નનિષેધ્ય' એ શબ્દના પૂર્વાર્ધમાંથી ઉત્તરાર્ધમાં અનુવૃત્તિ કરવી. નારદપણ કહે છે કે,—બીજાના એતરમાં થઇને પાણીના સેતુ લઈ જવાથી જો ફાયદો ઘણો હોય અને નુકશાન થોડું તો તે એતરના ધણીએ હરકત કરવી નહિ; કેમકે થોડું નુકશાન થવાથી ઘણો ફાયદો થતો હોય તો તે પસંદ કરવા જોગ છે. વળી નારદ કહે છે કે,—જે એતરમાં પેહેલાં તેવો સેતુ કરેલો હોય પણ પછી તે નાશ થઇ જઇને બંધ પડેલો હોય, તો તે એતરના ધણીને પૂછ્યા શિવાય જે તેમાં થઇને સેતુ (બાંધ) લઈ જાય, તેને તે સેતુથી થયેલું ઉત્પન્ન મળે નહિ. વ્યાસ કહે છે કે,—કોઈ માણસ એતર બાગે રાખીને તેમાં કાંઈ વાવેતર કરે નહિ કે બીજાની પાસે વાવેતર કરાવે પણ નહિ, તો તે એતરમાં જેટલું ઉત્પન્ન થઈ શકતું હોય તેટલું તેની પાસે એતરના માલિકને અપાવવું અને તેટલોજ દંડ રાજાને આપવો. ફલં—એતરમાં ઉત્પન્ન થઈ શકે તેટલું ફળ. એ પ્રમાણે સીમાડા બાબતના ટંટાનું પ્રકરણસમાપ્ત.

—⁂—

# अथ वाक्पारुष्यम्.

ગાળાગાળી વિષે.

बृहस्पतिः देशग्रामकुलादीनां क्षेपः पापेनियोजनम्. द्रव्यविनातुप्रथमं वाक्पारुष्यं तदुच्यते भगिनीमातृसंबंधउपपातकशंसनम् पारुष्यं मध्यमं प्रोक्तं वाचिकं शास्त्रवेदिभिः अभक्ष्यापेयकथनं महापातकदूषणम् पारुष्यमुत्तमं प्रोक्तं तीव्रमर्माभिघट्टनमिति द्रव्यंविनाद्रव्यवैशिष्ट्यंविनाकेवलंवाक्कृतमेवेत्यर्थः अभिघट्टनमुद्घाटनम् विष्णुः समवर्णाक्रोशने द्वादशपणान्दंड्यः स्मृत्यंतरे पारुष्यदोषावृतयोर्युगपत्संप्रवृत्तयोः विशेषश्चेन्नदृश्येतविनयः स्यात्समस्तयोः नारदः पूर्वमाक्षारयेद्यस्तुनियतंस्यात्सदोषभाक् पश्चाद्यःसोप्यसत्कारीपूर्वेतुविनयोगुरुः मनुः शतंब्राह्मणमाक्रुश्यक्षत्रियोदंडमर्हति वैश्यो

ध्यर्द्दशतंद्वेवाशूद्रस्तुवधमर्हतिबृहस्पतिः विप्रेशतार्द्धंदंडस्तुक्षत्रिय स्याभिशंसने विशस्तथार्द्धुपंचाशच्छूद्रस्यस्यात्त्रयोदश शूद्रविष येसएव धर्मोपदेशकर्ताचवेदोदाहरणान्वितः आक्रोशकस्तुविप्रा णांजिव्हाच्छेदेनदंड्यतेमनुःमातरंपितरंजायांभ्रातरंश्वशुरंगुरुम्आ क्षारयनशतंदाप्यः पंथानंचाददद्गुरोः भ्राताज्येष्ठःपित्रादिसाहच र्यात् मात्रादीनांसापराधत्वेजायायाश्चानिरपराधत्वेदंडइतिमिताक्ष रादिषु याज्ञवल्क्यः बाहुग्रीवानेत्रसक्थिविनाशेवाचिकेदमः शत्य स्तदर्द्धिकः पादनासाकर्णकराद्विषु अशक्तस्तुवदन्नेवंदंडनीयःपणा न्दश यथाशक्तःप्रतिभुवंदाप्यःक्षेमायतस्यतु सएव अभिगंतास्मि भगिनींमातरंवातवेतिच शपंतंदापयेद्राजापंचविंशतिकंदमंत्रै विद्य नृपदेवानांदंडउत्तमसाहसम् नारदः पतितंपतितेत्युक्त्काचौरंचौ रेतिवापुनः वचनात्तुल्यदोषःस्यान्मिथ्याद्विदोषतांव्रजेत् याज्ञवल्क्यः सत्यासत्यान्यथास्तोत्रैर्न्यूनांगेंद्रियरोगिणाम् क्षेपंकरोतिचेद्दंड्यःप णानर्द्धत्रयोदश उशना मोहात्प्रमादात्संघर्षात्प्रीत्याचोक्तंमयेतियः नाहमेवंपुनर्वक्ष्येदंडार्धंतस्यकल्पयेत् इतिवाक्पारुष्यम्

બૃહસ્પતિ કહેછે કે,—પ્રત્યક્ષ વ્યક્તિનું નામ લીધા શિવાય કોઈ માણસના દેશને, ગામને અથવા કુળ વગેરેને ધારીને નિંદાયુક્ત શબ્દ બોલવા અથવા તે કોઈ નઠારૂં કર્મ કરનારો છે એમ કહેવું તે પેહેલા પ્રકારનું વાક્પારૂષ્ય (ગાળાગાળી) જાણવું. બેહેન કે માના સંબંધમાં કાંઈ ઉપપાતક ભરેલું કર્મ વાણીવડે કહેવું, તેને શાસ્ત્રવેત્તાઓ મધ્યમ પ્રકારનું વાક્પારૂષ્ય કહેછે. અભક્ષ્ય ખાધું, અથવા અપેય પીધું એમ કહેવું અથવા કોઈ મહા પાતક કર્યાનો દોષારોપ કરવો, અથવા મર્મભેદ થવા જોગ ભાષણ કરવું (એટલે પુરૂષમાં જે મોટો દુર્ગુણ હોય તે બાહેર કાઢવો) તેને ઉત્તમ (મોટામાં મોટું) વાક્પારૂષ્ય કહેછે. द्रव्यंविना—કોઈ અમુક વસ્તુને ઉદ્દેશ્યા શિવાય માત્ર વાણીથીજ બોલવું તે. आभघट्टनम्—એટલે ગુહ્ય વાત પ્રકાશ કરવી. વિષ્ણુ કહેછે કે,—પોતાના વર્ણના માણસને ગાળ દેનારને બાર 'પણ' દંડ કરવો. જ્યારે પરસ્પર ગાળો દેવા સંબંધી બન્ને પક્ષકાર ઉપર

આરોપ આવેલો હોય અને તેઓ એક બીજાને સાથેજ ગાળો દેવા લાગેલા હોય, તથા બેમાંથી વિશેષ અપરાધ કોનો છે એ સમજી શકાતું ન હોય ત્યારે તે સર્વેને સરખીજ શિક્ષા કરવી. નારદ કહેછે કે,—જે પ્રથમ ગાળો દેવાનો આરંભ કરેછે તે તો નિશ્ચય અ-પરાધીજ છે; પણ જે પાછળથી ગાળ દેછે, તેને પણ અયોગ્ય કર્મ કરનારો જાણવો. પેહેલી ગાળ દેનારને વિશેષ શિક્ષા કરવી. મનુ કહેછે કે,—બ્રાહ્મણને ક્ષત્રિય ગાળ દે તો તેનો સો "પણ" દંડ કરવો, વૈશ્યે ગાળ દીધી હોય તો દોઢસો કે બસો 'પણ'દંડ કરવો; શુદ્રે ગાળ દીધી હોય તો તેનો વધ કરવો જોઇએ. બૃહસ્પતિ કહેછે કે,—બ્રાહ્મણે ક્ષત્રિયને ગાળ દીધી હોય તો તેનો પચાસ 'પણ' દંડ કરવો; વૈશ્યને ગાળ દીધી હોય તો પચીશ 'પણ' અને શુદ્રને ગાળ દીધી હોય તો સાડાબાર પણ દંડ કરવો. શુદ્ર વિષે એજ સ્મૃતિ-કાર કહેછે કે,—વેદનાં ઉદાહરણ આપીને ધર્મનો ઉપદેશ કરનારો અને બ્રાહ્મણોની નિંદા કરનારા શુદ્રની જીભ કાપી નાખવી; એજ તેનો દંડ. મનુ કહેછે કે,—મા, બાપ, પત્ની, ભાઈ, સસરો અને ગુરૂ, એમને ગાળ દેનારા તથા પોતાના ગુરૂને માર્ગ નહિ આપનારા પુરૂષનો સો 'પણ' દંડ કરવો. 'ભ્રાતા' એ શબ્દ પિતા વગેરેની સાથે લખ્યો છે, માટે તેનો અર્થ મોટો ભાઈ એમ સમજવું. મિતાક્ષરા વગેરે ગ્રંથોમાં લખ્યું છે કે,—માતા વગેરેનો અપરાધ હોય તો પણ તેમને ગાળ દેવાથી દંડ ભોગવવો પડે, અને પત્નીને તો નિરપરાધી છતાં ગાળ દીધી હોય તોજ દંડ ભોગવવો પડે. યાજ્ઞવલ્ક્ય કહેછે કે,—બાહુ, ડોકું, આંખ, અથવા જંઘાનો નાશ કરવાનો ભય મોઢેથી દેખાડીને ગાળ દે તેનો સો 'પણ' દંડ કરવો; પણ પગ, નાક, કાન, હાથ વગેરે નાશ કરવાનો ભય મોઢેથી દેખાડીને ગાળ દે તેનો તેથી અરધો દંડ કરવો. બોલ્યા પ્રમાણે કરવાને અશક્ય છે. એવા માણસે ઉપરનો ભય દેખાડી ગાળ દીધી હોય તો તેનો દશ 'પણ' દંડ કરવો; પણ ભય દેખાડ્યા પ્રમાણે કરવાનું સામર્થ્ય હોય એવા પુરૂષે ભય દેખાડી ગાળ દીધી હોય તો તેને પૂર્વે કહેલી શિક્ષા કરવા ઉપ-રાંત, જેને ગાળ દીધી હોય તેની સલામતી બદલ તે ધમકી આપનારના જામીન પણ લેવા. 'હું તારી બેન સાથે કે તારી મા સાથે વ્યભિચાર કરીશ' એમ બોલીને જે બીજાને ગાળ દે તેનો રાજાએ પચીશ 'પણ' દંડ કરવો. ત્રણ વેદના જાણનારા બ્રાહ્મણ, રાજા, અને દેવ, એમને જે ગાળ દે તેનો ઉત્તમ સાહસ જેટલો દંડ કરવો. નારદ કહેછે કે,—જે માણસ પતિતને પતિત કહે અને ચોરને ચોર કહે તે અપરાધી થાયછે. પણ પતિત ન હોય તેને પતિત કહે કે ચોર ન હોય તેને ચોર કહે તો તેનો અપરાધ બમણો થાયછે. યાજ્ઞવલ્ક્ય કહેછે કે,—જેનુ એકાદ અંગ કે ઇંદ્રિય ઓછું હોય અથવા જે રોગી હોય, તેને ઉપહાસ જે ખરો, ખોટો, કે લાક્ષણિક ભાષણથી કરે તેનો સાડાબાર પણ દંડ કરવો. ઉશના કહેછે કે,—જે માણસ એમ કહે કે 'અમુક વચન હું અજાણપણાથી, ગફલતથી, અતિ પરિચયથી કે પ્રીતિથી બોલ્યો છું, અને હવેથી હું એ પ્રકારે કરીશ નહિ, તો સાધા-રણ દંડથી અરધો દંડ તેનો કરવો. ગાળાગાળીનું પ્રકરણ સમાપ્ત.

---

# अथ दंडपारुष्यम्.

મારામારી.

नारदः परगात्रेष्वभिद्रोहोहस्तपादायुधादिभिः भस्मादिभिश्चोपघातोदंडपारुष्यमुच्यते बृहस्पतिः आकुष्टस्तुसमाक्रोशंस्ताडितःप्रतिताडयन् हत्वापराधिनंचैवनापराधीभवेन्नरइति कात्यायनः कर्णघ्राणोरुपादाक्षिजिव्हाशिश्नकरस्यच छेदनेचोत्तमोदंडोभिदनेमध्यमोभृगुः याज्ञवल्क्यः भस्मपंचूरजस्पर्शेदंडोदशपणःस्मृतः अमेध्यपार्ष्णिनिष्ठ्यूतस्पर्शनेद्विगुणःस्मृतःसमेष्वेवंपरस्त्रीषुद्विगुणस्तूत्तमेषुचहीनेष्वर्धोदमोमोहान्मदादिभिरदंडनम्पार्ष्णिः पादपश्चाद्भागः कात्यायनः छर्दिमूत्रपुरीषाद्यैरापाद्यःसचतुर्गुणःषड्गुणःकायमध्येस्यान्मूर्ध्नित्वष्टगुणःस्मृतः याज्ञवल्क्यः उद्गूर्णेहस्तपादेतुदशविंशतिकौदमौ परस्परंतुसर्वेषांशस्त्रेमध्यमसाहसः सएव पादकेशांशुककरोलुंचनेषुपणान्दश पीडाकर्षांशुकावेष्टपादाध्यासेशतंदमः शोणितेनसमंदुःखंकुर्वन्काष्टादिभिर्नरः द्वात्रिंशतंपणान्दंड्योद्विगुणोदर्शनेसृजःपीडेत्यादिअंशुकेनावेष्टयदृढमाकृष्यपादेनाध्यासेशतमित्यर्थः सएव करपाददतोभंगेभेदनेकर्णनासयोः मध्योदंडोव्रणोद्भेदेमृतवद्धतेतथा विप्रपीडाकरंछेद्यमंगमब्राह्मणस्यच उद्गूर्णेप्रथमोदंडः संस्पर्शेतुतदर्द्धिकःमनुः येनकेनचिदंगेनहिंस्याच्छ्रेयांसमंत्यजः छेत्तव्यंतत्तदेवास्यतन्मनोरनुशासनम् पाणिमुद्यम्यदंडंवा पाणिच्छेदनमर्हति कात्यायनः वाक्पारुष्येयथैवोक्ताःप्रातिलोम्यानुलोमतः तथैवदंडपारुष्येपात्यादंडायथाक्रमं विष्णुः एकंबहूनांनिघ्नतांप्रत्येकशउक्तोदंडोद्विगुणः कात्यायः देहेंद्रियविनाशेतुयथादं

डंप्रकल्पयेत् तथातुष्टिकरंदेयंसमुत्थानंचपंडितैः तुष्टिकरंताडित स्यतोषकरम् समुत्थानमौषधादिमूल्यंचपंडितैरभिज्ञैःकल्पितंदेय मित्यर्थः पशुताडनादौतुयाज्ञवल्क्यः दुःखेचशोणितोत्पादेशाखां गच्छेदनेतथा दंडःक्षुद्रपशूनांतुद्विपणःप्रभृतिक्रमात् लिंगस्यच्छेद नेमृत्यौमध्यमोमूल्यमेवच महापशुषुचैतेषुस्थानेषुद्विगुणोदमः वृक्षो पघातेमनुः वनस्पतीनांसर्वेषामुपभोगोयथायथा तथातथादमःका र्योहिंसायामितिधारणा इतिदंडपारुष्यं

નારદ કહેછે કે,—હાથ, પગ, કે હથિઆર વગેરેથી, અથવા રાખ વગેરે પદાર્થો બીજાના શરીર ઉપર ફેંકીને, તે બીજાના શરીરને પીડા કરવી; તેને 'દંડ પારૂષ્ય' મારામારી કહેછે. બૃહસ્પતિ કહેછે કે,—ગાળ દેનારને ગાળદેનારો, મારનારને મારનારો અને પોતાનો અપરાધ કરનારને તાડન કરનારો અપરાધી થતો નથી. કાત્યાયન કહેછે કે,—કાન, નાક, જંઘા, પગ, આંખ, જીભ, શિશ્ન, અને હાથ, એમાંના કોઈ અવયવને કાપી નાખનારને ભારેમાં ભારે દંડ કરવો અને તેને ભાંગી કે કચરી નાખ્યો હોય તો મધ્યમ પ્રતીનો દંડ કરવો, એમ ભૃગુનું કહેવું છે. રાખ, કાદવ કે ધુળ બીજાના શરીર ઉપર નાખનારને દશ 'પણ' દંડ કરવો; પણ ગંદી વસ્તુ નાખનારનો, બીજાને પગની પાની અડકારનારનો, તથા બીજાના ઉપર થૂંકનારનો બમણો દંડ કરવો. પોતાના સમાન વર્ણના પુરૂષ ઉપર એ પ્રકારે કર્યું હોય તો એવો દંડ જાણવો પણ પારકી સ્ત્રી અને ઉત્તમ પુરૂષના ઉપર એ પ્રમાણે કર્યું હોય તો બમણો દંડ જાણવો. હીન વર્ણના પુરૂષ ઉપર એ પ્રમાણે કર્યું હોય તો અડધો દંડ કરવો. અજાણતાં તથા કેફ વગેરેથી ભુલીને એમ થયું હોય તો દંડ કરવો નહીં. પાર્ષ્ણિ—પગનો પાછલો ભાગ. (પાની) કાત્યાયન—ઉલટી કરેલો પદાર્થ, ઝાડો કે પેશાબ ઈત્યાદિ વડે જે બીજાના પગ સુધીનો ભાગ બગાડે તેને ચારઘણો દંડ કરવો. શરીરનો વચલ્યો ભાગ બગાડેછે તો છ ઘણો અને માથુ બગાડે તો આઠઘણો દંડ કરવાનો કહેલો છે. યાજ્ઞવલ્ક્ય—હાથ કે પગ ઉગામે તો અનુક્રમે દશ અને વીશ પણ દંડ કરવા. પરસ્પર હાથ પગ ઉગામ્યાં હોય તો તે બંને પક્ષવાળાને દંડ કરવો. અને પરસ્પર હથિયાર ઉગામ્યા હોય તો મધ્યમ સાહસ જેટલો દંડ કરવો. તેજ સ્મૃતિકાર કહેછે કે,—પગ, વાળ, લુગડું અથવા હાથ ઝાલીને ધકેલી જાય તો તેને દશ 'પણ' દંડ કરવો. કોઈ માણસને લુગડા વતે બાંધીને ખેંચી જાય અથવા તેના ઉપર પગ મૂકે તો તેને સો 'પણ' દંડ કરવો. કોઈ માણસ બીજાને લાકડી વગેરેથી લોહી નીકળવા જેટલી પીડા ઉત્પન્ન કરે તો તેને બતરીશ 'પણ' દંડ કરવો. પણ જો લોહી નીકળે તો બમણો દંડ કરવો. પીડા ધસાદિ ઉતરાર્ધનો અર્થ એવો છે કે લુગડા વતે બાંધીને જોરથી ખેંચીને પગવતે દબાવે

તો સો 'પણ' દંડ કરવો. તેજ સ્મૃતિકાર—કોઈ માણસ બીજાનો હાથ પગ કે દાંત ભાગી નાખે, નાક કે કાન છુંદી નાખે તથા શરીર ઉપર વ્રણ થયું હોય તેને ફોડી નાખે અથવા મરી જાય એવો મારે તો મધ્યમ સાહસનો દંડ કરવો. જો કોઈ બ્રાહ્મણ વિના બીજી વ-ર્ણનો માણસ બ્રાહ્મણને શરીર પીડા કરે તો તેનું જે અંગે કરીને પીડા કરી હોય તે અંગ કાપી નાખવું. હાથ પગ ઉગામ્યા હોય તો પ્રથમ સાહસ દંડ કરવો. સ્પર્શ માત્ર કર્યો હોય તો તેથી અડધો દંડ કરવો. મનુ કહેછે કે,—અંત્યજ જાતિનો પુરૂષ પોતાના ગમે તે અંગવડે કરીને પોતાથી ઉંચ વર્ણના પુરૂષને મારે તો તેનું તે અંગ કાપી નાખવું. એવી મનુની આજ્ઞા છે. જો કોઈ બીજાને મારવા વાસ્તે હાથ અથવા લાકડી ઉગામે તો તેનો હાથ કાપી નાખવો. કાત્યાયન—પ્રતિલોમ અને અનુલોમ જાતિઓને ગાળાગાળીમાં જે રીતે દંડ કરવાના કહ્યા છે તેજ અનુક્રમથી મારામારીમાં પણ તેમને દંડ કરવા. વિષ્ણુ—એક માણસને ઘણાજણ મારતા હોય તો તે ગુન્હાને વાસ્તે કહેલો દંડ પ્રત્યેકને બમણો કરવો. કાત્યાયન—જે પ્રમાણે અંગ અને ઇંદ્રિયો નાશ કરવાનો દંડ કરવાનો કહેલો છે. તેજ પ્રમાણે જેને અપરાધ કર્યો હોય તેના મનને સંતોષ પમાડવાને તથા ઔષધાદિક કરવાને માટે દ્રવ્ય વગેરે પંડિતોએ અપરાધી પાસેથી અપાવવું જોઇએ. તુષ્ટિકરમ્—જેને માર્યો હોય તેને સંતોષ આપનારૂં સમુત્થાનમ્—ઓષડ વગેરેની કીંમત વદ્વિત્તૈ: તે બાબતમાં જે જ્ઞાતા પુરૂષ હોય તેમણે. અર્થાત્ તેમણે ઠરાવેલી કીંમત અપરાધીએ આપવી એવો અર્થ છે. પશુને મારવા સંબંધી યાજ્ઞવલ્ક્ય—નાના પશુને ઈજા કરી હોય તો, તેનો રક્ત-સ્રાવ કર્યો હોય તો, તેની શાખા (શીંગડાં વગેરે) તોડી નાખી હોય તો તથા તેનો અવયવ કાપી નાખ્યો હોય તો અનુક્રમે બે, ચાર, છો અને આઠ 'પણ' દંડ કરવો જોઇએ. તે પશુનું લિંગ કાપી નાખવાથી તે મરી જાય તો કાપનાર પાસેથી મધ્યમ સાહસ જેટલો દંડ લેવો; અને તેની કીંમત પણ અપાવવી. એવાજ પ્રકારનો અપકાર મોટાં પશુઓને કર્યો હોય તો તેથી બમણા દંડની શિક્ષા કરવી. વૃક્ષોને ઈજા કર્યા વિષે મનુ—વૃક્ષનો નાશ કર્યો હોય તો તેનો ઉપયોગ અને તેની કીંમતના પ્રમાણમાં તેનો દંડ કરવો જોઇએ, એવો નિયમ ઠરાવેલો છે. મારામારીનું પ્રકરણ સમાપ્ત.

---

## अथ स्तेयं.

### ચોરી વિષે.

#### વસ્તુઓના પ્રકાર.

तदुपयोगितयात्रिविधंद्रव्यमाहनारदः मृद्भांडासनखट्वास्थिदारुच र्मतृणादियत् शमीधान्यंकृतान्नंचक्षुद्रद्रव्यमुदाहृतम् वासः कौशे यवर्ज्यंचगोवर्ज्यंपशवस्तथा हिरण्यवर्ज्यंलोहंचमध्यंव्रीहियवादिच

हिरण्यंरत्नकौशेयंस्त्रीपुंगोगजवाजिनः देवब्राह्मणराज्ञांचविज्ञेयं द्रव्यमुत्तमं

આ પ્રકરણને ઉપયોગી વસ્તુઓના ત્રણ પ્રકાર નારદ—માટીનાં વાસણ, આસન, બીછાનાં ખડગ, હાડકાના, લાકડાના, ચામડાના અને ઘાસના બનાવેલા પદાર્થો કઠોળ, રાંધેલું અંન એને હલકું દ્રવ્ય કહેલું છે. રેશમી વગર તમામ જાતનાં વસ્ત્ર, ગાય સિવાય બીજાં પશુઓ, સોના સિવાય તમામ ધાતુઓ અને ચોખા તથા જવ સરખાં ધાન્યો એ સર્વ મધ્યમ પ્રકારની વસ્તુઓ કહેલી છે. સોનું, રત્ન, રેશમી વસ્ત્ર, સ્ત્રી, પુરૂષ, ગાય, હાથી, ઘોડા અને દેવ, બ્રાહ્મણ અને રાજાનું દ્રવ્ય એમને ઉત્તમ વસ્તુઓ કહેછે.

ચોરના પ્રકાર.

तत्रप्रकाशतस्करांस्तावदाह सएव नैगमावैद्याकितवाःसभ्योत्कोचकवंचकाः देवोत्पातकराःक्षुद्राःशिल्पज्ञाःप्रतिरूपकाः अक्रियाकारिणश्चैवमध्यस्थाःकूटसाक्षिणः प्रकाशतस्कराह्येतेतथाकुहकजीविनः स्मृत्यंतरे प्रकाशवंचकास्तत्रकूटमानतुलाश्रिताःउत्कोचकाःसोपधिकावंचकाःपापयोषितः प्रतिरूपकराश्चैवमंगलादेशवृत्तयः इत्येवमादयोज्ञेयाः प्रकाशास्तस्कराभुवि

તેજ સ્મૃતિકાર પ્રસિદ્ધ ચોર વિશે કહે છે કે, નૈગમ, (વેહેપારી) ઢોંગી વૈદ્ય, લાંચીયા સભાસદ, ઠગ, ભવિષ્ય કહેનારા જોશી, વેશ્યા સ્ત્રીઓ, કારીગર ખોટા દસ્તાવેજ કરનાર, ખોટાં કામ કરનારા, મધ્યસ્થ, ખોટા સાક્ષી તથા કપટ વિદ્યાથી નિર્વાહ કરનારા એમને પ્રસિદ્ધ ચોર જાણવા. બીજી કોઈ સ્મૃતિમાં કહ્યું છે કે ઉઘાડા ઠગ ખોટાં માપને તોલ રાખનારા, લાંચ ખાનારા, કપટ કરનારા, ઠગાઈ કરનારા, વ્યભિચાર કરનારી સ્ત્રીઓ, ખોટા દસ્તાવેજ કરનારા, ભવિષ્ય કહેનારા જોશી અને એવીજ જાતના બીજા લોક આ પૃથ્વી ઉપર પ્રસિદ્ધ ચોર છે એમ જાણવું.

ઠગાઈ કરનારને દંડ.

बृहस्पतिः प्रच्छाद्यदोषंव्यामिश्र्यपुनःसंस्कृत्यविक्रयी पण्यंतद्विगुणंदाप्योवणिग्दंडंचतत्समम् अज्ञातौषधिमंत्रस्तुयस्तुव्याधेरतत्ववित् रोगिभ्योर्थंसमादत्तेसदंडयश्चौरवद्भिषक् कूटाक्षदेविनः क्षुद्राराजभागहराश्चये गणकावंचकाश्चैवदंड्यास्तेकितवाःस्मृताः अन्याय

वादिनःसभ्यास्तथैवोत्कोचजीविनःविश्वस्तवचकाश्चैवनिर्वास्याःसर्वे
एवतेज्योतिज्ञानंतथोत्पातमविदित्वातथानृणामृशकुनादिच येब्रुयुर्वि
नेयास्तेप्रयत्नतः दंडाजिनादिभिर्युक्तमात्मानंदर्शयंतियेहिंसंतश्छद्म
नानृणांवध्यास्तेराजपुरुषैः स्वल्पमूल्यंतुसंस्कृत्यनयंतिबहुमूल्यताम्ये
बालकान्वंचयंतिदंडयास्तेऽर्थानुसारतः हेमरत्नप्रवालाद्यान्कृत्रिमा
न्कुर्वंतेतुयेक्रेतुर्मूल्यंप्रदाप्यास्तेराज्ञेचाद्विगुणंदमम्मध्यस्थावंचकाश्यु:
चेद्रागलोभादिनायदासाक्षिणस्यानिम्नथाब्रूयुर्दाप्यास्तेद्विगुणंदमंव्यासः
साधनाद्यान्विताःरात्रौयदिप्रच्छन्नचारिणःअविज्ञातनिवासाश्चज्ञेयाः
प्रच्छन्नतस्कराःसएव उत्क्षेपकःसंधिभेत्तापांथमुट्ग्रंथिमोचकःस्त्री
पुंगोश्वपशुस्तेयीचौरोनवविधःस्मृतः संधिः भित्यादेः याज्ञवल्क्यः
उत्क्षेपकग्रंथिभेदौकरसंदंशहीनकौ कार्यौद्वितीयापराधेकरपादवि
हीनकौ संदंशस्तर्जन्यंगुष्ठौ मनुः संधिंभित्वातुयेचौर्यंरात्रौकुर्वंतित
स्कराः तेषांछित्वानृपोहस्तौतीक्ष्णशूलेनिवेशयेत् बृहस्पतिःतथापां
थमुषोवृक्षेगलेबध्वावलंबयेत् अंगुलीग्रंथिभेदस्यछेदयेत्प्रथमेग्रहे
द्वितीयेहस्तचरणौतृतीयेवधमर्हति अंगुलीतर्जन्यंगुष्ठौ नारदःप्रथ
मेग्रंथिभेदानामंगुल्यंगुष्ठयोर्वधइति द्रव्यंगृहीत्वाचौरपलायनेविशेष
माहनारदः गोचरेयस्यमुष्येततेनचौरः प्रयत्नतः ग्राह्योदाप्योथवा
द्रव्यंपदंयदिननिर्गतम् निर्गतेपुनरेतस्मान्नचेदन्यत्रपातितम् सामंता
न्मार्गपालांश्चदिक्पालांश्चैवदापयेत् याज्ञवल्क्योपिस्वसीम्निदद्याद्ग्रा
मस्तुपदंवायत्रगच्छतिपंचग्रामीबहिःक्रोशाद्दशग्राम्यथवापुनरिति

બૃહસ્પતિ—જે કોઈ વહેપારી કોઈ વસ્તુ દુષિત છતાં તેની દોષ ઢાંકીને અથવા તેમાં કંઈ ભેળવીને અથવા તેને નવા જેવી કરીને વેચે તેની પાસેથી વેચેલી વસ્તુથી બમણો માલ ખરીદદારને આપવો અને તેટલોજ દંડ વેચનારની કરવો. જે વૈદ્ય વૈદક ક્રિયા ન

જાણતો હોય અથવા મંત્ર ન જાણતો હોય અથવા રોગનું ખરૂં સ્વરૂપ ન જાણતો હોય તેમ છતાં રોગી પાસેથી પૈસા લે તેને ચોરની શિક્ષા કરવી જોઇએ. દગાવાળા, પાસા ખેલનારા, વેશ્યાઓ, રાજ્યદ્રવ્ય ખાઈ જનારો, ઠગજોશીઓ, ધુતારા એ લોકોને ઠગનારાછે માટે તેમને શિક્ષા કરવી જોઇએ એમ કહેલું છે. જે સભાસદ સભામાં બેશીને ન્યાય આપવામાં મદત કરનારા છે, તેઓ જો જાણી બુજીને ખોયે ન્યાય બતાવે તો તેઓ, લાંચ લેઇને નિર્વાહ કરનારા અને વિશ્વાસે રહેનારને ઠગનારા એ સર્વને દેશપાર કરવા જોઇએ. જોતિષ્યશાસ્ત્રનું જ્ઞાન તથા ઉત્પાત સંબંધી જ્ઞાન ન છતાં જે માણસોને શુકન વગેરે કહે છે, તેમને યત્ને કરીને શિક્ષા કરવી. દંડ અને મૃગચર્મ પહેરીને અમે યતિ છીએ એમ લોકોને જે બતાવે છે, તથા કપટવડે કરીને માણસોની હત્યા કરે છે, તેમનો રાજાના અધિકારી પુરૂષોએ વધ કરવો જોઇએ. હલકી કીમતની વસ્તુને ઢોળ વગેરે કર્ત્રિમ સંસ્કાર આપીને ભારે કીમતની દેખાય તેમ કરે અને તેમ કરીને મૂર્ખ માણસોને જે ઠગે છે, તેમને તે વસ્તુની કીમતના પ્રમાણમાં દંડ કરવો. સોનું, રત્ન, પરવાળાં વગેરે બનાવટી માલ જે તૈયાર કરીને વેચેછે તેમની પાસેથી ખરીદદારે આપેલી કીમત પાછી અપાવવી અને તે કરતાં બમણો દંડ રાજાને આપવો. પ્રીતિ અથવા લોભ વગેરેના કારણથી મધ્યસ્થ થઇને ઠગાઈ કરે અથવા સાક્ષીઓ થઇને અન્યથી બોલે તો તેમનો બમણો દંડ કરવો. વ્યાસ—ચોરી કરવાના કામમાં ઉપયોગી હથિયાર વગેરે સામાન સાથે લેઇને રાતને વખતે છુપાતો છુપાતો જતાં માલમ પડે અને તે ક્યાં રેહેનારો છે તે સમજાતુ ન હોય, તો તેને છુપો ચોર એમ સમજવું. તેજ સ્મૃતિકાર—ઉપાડી જનારો, ઘર ફાડનારો, મુસાફરને લુંટનારો, ગંઠીછોડો, સ્ત્રી, પુરૂષ, બળદ, ઘોડો અને બીજા પશુઓને ચોરી જનારો એ પ્રમાણે ચોર નવ પ્રકારના કહ્યા છે. સંધિઃ—ભીત વગેરે યજ્ઞવલ્ક્ય—કોઈ વસ્તુને ઉપાડીને નાશી જનારો તથા ગંઠીછોડો એમને પેહેલો અપરાધ હોય તો હાથની ચપટી એટલે અંગુઠો અને તર્જની કાપી નાખવી. પણ તેજ અપરાધ બીજી વખત કરે તો તેમના હાથપગ કાપી નાખવા. સંદંશઃ—એટલે અંગુઠો અને તર્જની. મનુ—ભીંત ફાડીને જે ચોર રાતે ચોરી કરે છે તેમના બંને હાથ રાજાએ કાપી નાખીને તીક્ષ્ણ શૂળ ઉપર તેમને ચઢાવવા. બૃહસ્પતિ—તેમજ વટેમાર્ગુને લુટનારા ચોરોને ગળામાં ફાંસો ઘાલીને ઝાડ ઉપર લટકાવવા. ગંઠીછોડાનો, પહેલીવારનો ગુન્હો હોય તો બે આંગળીઓ કાપવી. બીજીવારનો ગુન્હો હોય તો હાથપગ કાપવા. અને ત્રીજો ગુન્હો હોય તો દેહાંત શિક્ષા કરવી. અંગુલી—(બે આંગળીઓ) એનો અર્થ અંગુઠો અને તર્જની. નારદ—ગંઠીછોડાનો પહેલો અપરાધ હોય તો અંગુઠો અને તર્જની કાપી નાખવી. દ્રવ્ય લેઇને ચોર નાશી ગયો હોય તે વિશે નારદ વિશેષ વાત કહે છે કે જે અધિકારીની હદમાં ચોરે ચોરી કરીહોય તે અધિકારીએ પ્રયત્ન કરીને ચોર પકડવો જોઇએ. અથવા તેની પગલી પોતાની હદની બાહેર કાઢી આપવી જોઇએ. તેમ ન થાય તો ચોરીનો માલ તે અધિકારીએ ભરી આપવો જોઇએ. તે પગલી હદમાંથી બાહેર નીકળી છતાં પણ બીજી હદમાં ગઈ છે એમ સાબીત ન થાય તો પડોશના ગામના લોક, રસ્તા ઉપરના રખા અને ગામના નાકાના રખા પાસેથી તે નુકશાન ભરી લેવું જોઇએ. યાજ્ઞવલ્ક્ય—જે ગામડાની હદમાં ચોરી થઈ હોય તે ગામના લોકોએ તે ભરી આપવી.

અથવા જ્યાં પગલી જાય તે ઠેકાણાના લોકોએ ચોરી ભરી આપવી જોઇએ. ગામથી એક કોશ કરતાં વધારે અંતર ઉપર ચોરી થઈ હોય તો આસપાસના પાંચ ગામના અથવા દશ ગામના લોકોએ મળીને તે ચોરી ભરી આપવી જોઇએ.

સ્ત્રી ચોરી વગેરે.

स्त्रीहरणेव्यासः स्त्रीहर्तालोहशयनेदग्धव्योवैकटाग्निना नरहर्ता हस्तपादौछित्वास्थाप्यचतुष्पथे बृहस्पतिः गोहर्तुर्नासिकांछित्वाव धांतमितिवर्जयेत् नारदः सर्वस्वंहरतोनारींकन्यांतुहरतोवधः वा जिवारणलोहानांचाददीतबृहस्पतिः सर्वस्वमित्यनुषंगः व्यासः पशुहर्तुस्त्वर्द्धपादंतीक्ष्णशस्त्रेणकर्तनम् नारदः महापशुंस्तेनयतोदं डउत्तमसाहसम् मध्यममध्यमपशून्पूर्वंक्षुद्रपशून्हरतः मनुः धा न्यंदशभ्यःकुंभेभ्योहरतोप्याधिकेवधः शेषेष्वेकादशगुणंदाप्यस्त स्यचतद्धनम् कुंभोविंशतिप्रस्थः सएव मुख्यानांचैवरत्नानांहरणेव धमर्हति नारदः सुवर्णरजतादीनामुत्तमानांचवाससाम रत्नानांचै वसर्वेषांसताद्भ्याधिकेवधः मनुः सुवर्णरजतादीनामुत्तमानांचवा ससाम् पंचाशतस्त्वभ्याधिकेहस्तच्छेदनमिष्यते शेषेष्वेकादशगु णंमूल्याद्दंडंप्रकल्पयेत् याज्ञवल्क्यः सचिन्हंब्राह्मणंकृत्वास्वराष्ट्राद्वि प्रवासयेत् मनुः प्रायश्चित्तंचकुर्वाणाःपूर्वेवर्णायथोदितम् नांक्याराज्ञाललाटेतदाप्यास्तूत्तमसाहसम् याज्ञवल्क्योपि चौरंप्रदाप्यापहृतंघातयेद्विविधैर्वधैः नारदः भक्तावकाशदातारस्तेनानांयेप्रसर्पतां शक्ताश्चयेउपेक्षंतेतेपितद्दोषभागिनः तद्दोषभागिनस्तद्दंडभागिनश्च इतिस्तेयम्

સ્ત્રીનું હરણ કરવા વિષે વ્યાસ—સ્ત્રીની ચોરી કરનારને લોઢના બીછાનામાં સૂવાડીને ચારે પાસે ઘાસ લગાડીને બાળી નાખવો. બૃહસ્પતિ—ગાય ચોરી લેઈ જનારનું નાક કાપી લેઇને તેજ તેનું મરણ છે. એમ જાણીને તેને છોડી દેવો. નારદ—વયમાં આવેલી સ્ત્રીને

ચોરી લઈ જનારાની સર્વે મિલકત જપ્ત કરવી. કન્યાનું હરણ કરનાર માણસનો વધ કરવો. તેજ પ્રમાણે ઘોડો, હાથી તથા ધાતુઓ ચોરી જનારની તમામ મિલકત જપ્ત કરવી. એવી બૃહસ્પતિની આજ્ઞા છે. सर्वस्वं—(સર્વે મિલકત) એ શબ્દની બીજા શ્લોકના બીજા અર્ધમાં અનુવૃત્તિ કરવી. વ્યાસ કહેછેકે સાધારણ જાતિનાં જનાવર ચોરી લઈ જનારના અડધા પગ તીક્ષ્ણશસ્ત્ર વડે કાપી નખાવવા. નારદ—મોટા પશુને ચોરી જનારનો ઉત્તમ સાહસ દંડ કરવો, મધ્યમ પશુને ચોરી જનારનો મધ્યમ સાહસ દંડ કરવો અને હલકાં પશુઓને ચોરી જનારનો પૂરો સાહસ દંડ કરવો. મનુ—દશકુંભ—(એ નામનું માપ) ધાન્ય કરતાં જાસ્તી ધાન્ય ચોરે તો તેને દેહાંત શિક્ષા કરવી જોઇએ તે કરતાં ઓછું ધાન્ય ચોરે તો ચોરેલા ધાન્ય કરતાં અગિયાર ઘણો દંડ લેવો. અને ચોરેલી મિલકત માલિકને આપવી. કુંભ—વીશ પ્રસ્થનું એક માપ. તેજ સ્મૃતિકાર—મુખ્ય મુખ્ય જાતિનાં રત્ન ચોરવાથી ચોર દેહાંત શિક્ષાને પાત્ર થાયછે. નારદ—સોનું, રૂપું, ઉત્તમ વસ્ત્ર અને સર્વે પ્રકારનાં રત્ન, એનાં સો કરતાં વધારે નંગ ચોર્યાં હોય તો દેહાંત શિક્ષા કરવી. મનુ—સોનું, રૂપું અને ઉત્તમ વસ્ત્રોનાં પચાશ કરતાં વધારે નંગ ચોર્યાં હોય તો ચોરના હાથ કાપવા. એથી ઓછી ચોરી હોય તો ચોરીની મિલકત કરતાં અગિયાર ઘણો દંડ લેવો. યાજ્ઞવલ્ક્ય—બ્રાહ્મણે ચોરી કરી હોય તો તેને નીશાની કરીને પોતાના દેશમાંથી કાઢી મૂકવો. મનુ—બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય, એમણે જો ચોરી કરી હોય તો તેમના કપાળમાં રાજાએ ચિન્હ કરવું નહીં. પણ તેમનો ઉત્તમ સાહસ દંડ કરવો. યાજ્ઞવલ્ક્ય—ચોરેલી મિલકત ચોર પાસેથી અપાવીને તેમને જુદા જુદા પ્રકારની શિક્ષાઓ કરવી. નારદ—નાશી ગયેલા ચોરને ભોજન તથા આશ્રય આપે તે તથા નાશી જતા જાણીને તેમને પકડવાને સમર્થ છતાં તેમને પકડે નહીં તો તે પણ તેમનાં અપરાધમાં સામેલ થાયછે. तद्दोषभागिनः એટલે ચોરને જે દંડ થાય તે દંડ તેમને પણ થાય. ચોરીનું પ્રકરણ સમાપ્ત.

---

# अथ साहस.

## સાહસ વિષે.

### સાહસનું લક્ષણ અને પ્રકાર.

तत्स्वरूपंनारदेनोक्तं सहसा क्रियतेकर्मयत्किंचिद्बलदर्पितैः तत्साहसमितिप्रोक्तंसहोबलमिहोच्यतेइति बृहस्पतिः मनुष्यमारणं चौर्यपरदाराभिमर्शनम् पारुष्यमुभयचातसाहसंस्याच्चतुर्विधम् उभयंवाक्पारुष्यंदंडपारुष्यंच नारदः फलमूलोदकादीनांक्षेत्रोपकरणस्यच भंगाक्षेपोपमर्द्दाद्यैः प्रथमंसाहसंस्मृतम् वासःपश्वन्नपानानांगृहोपकरणस्यच एतेनैवप्रकारेणमध्यमंसाहसंस्मृतम् त्यापादोर्विं

षशस्त्राद्यैःपरदाराभिमर्शनं प्राणोपरोधियच्चान्यदुक्तमुत्तमसाहसम्

તેનું સ્વરૂપ નારદે કહ્યું છે કે, બળવડે ગર્વિષ્ઠ થઈને જે કંઈ કામ કરવામાં આવેછે, તેને 'સાહસ' કરીને કહેછે. આ જગોએ 'સહઃ' એટલે બળ એમ સમજવું. બૃહસ્પતિ—મનુષ્યવધ, જબરાઈથી ચોરી, પર સ્ત્રીઓની સાથે અયોગ્ય સંબંધ રાખવો અને બંને પ્રકારનું પારૂષ્ય—(ગાળાગાળીને મારામારી) એવા સાહસના ચાર પ્રકાર છે. સ્મૃતિમાં उभयं શબ્દ છે તેનો અર્થ ગાળાગાળી અને મારામારી એ બે જાતના પારૂષ્ય જાણવાં. નારદ—ફળ, મૂળ અને પાણી વગેરેને અથવા ખેતીનાં હથિયારોને ભાગી નાખવાં, ફેંકી દેવાં કે કચરી નાખવાં ઇત્યાદિક કામોને પહેલા પ્રકારનું સાહસ કહેછે. લુગડાં, પશુ, ખાવાના ને પીવાના પદાર્થોનો અથવા ઘરમાં વાપરવાના સાહિત્યોનો નાશ કરવો, ફેંકી દેવું કે કચરી નાખવું એ વગેરેને મધ્યમ સાહસ કહેછે. ઝેર અને હથિયાર વગેરેથી બીજાનો નાશ કરવો. પારકાની સ્ત્રીઓની આબરૂ લેવી અને બીજું જે કંઈ પ્રાણને નુકશાન પહોચાડે તેને ઉત્તમ એટલે મોટામાં મોટું સાહસ જાણવું.

સાહસની શિક્ષા.

याज्ञवल्क्यः बंदिग्राहांस्तथावाजिकुंजराणांविहारिणः प्रसह्यघाति नश्चैवशूलानारोपयेन्नृपः बृहस्पतिः प्रकाशघातकायेतुथाचोपांशु घातकाः ज्ञात्वासम्यग्धनंहृत्वाहंतव्याविविधैर्वधैरिति बृहस्पतिः एकस्यबहवोयत्रप्रहरंतिरुषान्विताः मर्मप्रहारकोयस्तुघातकःसउ दाहृतः कात्यायनः आरंभकृत्सहायश्चतथामार्गानुदेशकः आश्र यः शस्त्रदाताचभक्तदाताविकर्मिणांयुद्धोपदेशकश्चैवतद्विनाशप्र वर्तकः उपेक्ष्यकार्ययुक्तश्चदोषवक्तानुमोदकः अनिषेद्धाक्षमोयः स्यात्सर्वेतेकार्यकारिणः यथाशक्त्युपरूपंतुदंडमेषांप्रकल्पयेत्

યાજ્ઞવલ્ક્ય—બંદીગ્રાહ (દેવ અને ધર્મ સંબંધી મિલકતની ઘર ફાડીને ચોરી કરનારા) તેમજ હાથી અને ઘોડાઓ ચોરનારા અને જબરદસ્તીથી ખુન કરનારા એ ગુન્હેગારોને રાજાએ શુળીએ ચઢાવવાં. બૃહસ્પતિ કહેછે કે,—પ્રસિદ્ધ ખુની કોણ કોણ તથા છાના ખુન કરનારા કોણ કોણ છે તેમની સારી રીતે તપાસ કરીને તેમની મિલકત સરકારમાં જપ્ત કરીને તેમને નાના પ્રકારની દેહાંત શિક્ષાઓ કરવી. વળી ફરીને બૃહસ્પતિ—એક માણસના ઉપર ઘણાં માણસો ક્રોધ કરીને તુટી પડે અને તેને માટે તેમાંથી જેણે મર્મ સ્થાનમાં પ્રહાર કર્યો હોય (જેના મારવાથી તેનું મરણ થયું હોય) તેને ખુની સમજવો. કાત્યાયન—જે માણસ સાહસના અપરાધનો આરંભ કરેછે, જે તેને સ્હાય કરેછે, જે તેને

માર્ગ બતાવેછે, જે તેને આશ્રય આપેછે, જે તેને હથિયાર આપેછે, જે તેવા દુષ્ટ કર્મ કરનારાઓને ભોજન આપેછે, તેજ પ્રમાણે જે તેને યુદ્ધ કરવાની સલાહ આપેછે, જે તેને વિનાશ કરવાના કામમાં પ્રવૃત કરેછે, જે માણસ ખુન વગેરે થતું જોઈને તેની દરકાર કર્યા વગર પોતાને કામે ચાલતો થાયછે, અથવા ઉભો ઉભો જોયા કરેછે, જે માણસ ખુન થયેલા માણસની નિંદા કરેછે, જે માણસ ખુન થયેલું જોઈને તેને પસંદ કરેછે અથવા જે માણસ ગુન્હો થતો અટકાવવાને સમર્થ હોઈને તેને અટકાવતો નથી એ સાહસના મદતગાર સમજવા. રાજાએ તેવા પુરૂષોને તેમની શક્તિ પ્રમાણે અને તેમના ગુન્હાને અનુરૂપ દંડ કરવો.

બ્રાહ્મણ વગેરેનો દંડ.

विप्रस्यदंडेविशेषमाहनारदः अविशेषेणसर्वेषामेषदंडविधिस्मृतः वधादृतेब्राह्मणस्यनवधंब्राह्मणोर्हति शिरसोमुंडनंदंडस्तस्यानिर्वासनंपुरात् ललाटेचाभिशस्तांकःप्रयाणंगर्दभेनचेति आततायिनापिवि प्रोयवध्यः नाततायिवधेदोषोऽन्यत्रगोब्राह्मणादितिसुमंतुक्तेः कात्यायनः आततायिनिचोत्कृष्टेतपःस्वाध्यायसंयुते वधस्तत्रतुनैवस्यात्पापेहीनेवधोभृगुः आततायिनआहसएव उद्यतासिविषाग्निश्चशापोद्यतकरस्तथा आथर्वणेनहंताचापिशुनश्चापिराजनि भार्यातिक्रमकारीचरंध्रान्वेषणतत्परः एवमाद्यान्विजानीयात्सर्वानेवाततायिनः वसिष्ठोपि अग्निदोगरदश्चैवशस्त्रपाणिर्धनापहः क्षेत्रदारहरश्चैवषडेतेआततायिनः यत्तुमनुः गुरुंवाबालवृद्धौवाब्राह्मणंवाबहुश्रुतम् आततायिनमायांतंहन्यादेवाविचारयन्निति यच्चकात्यायनः आततायिनमायांतमपिवेदांतपारगम् जिघांसंतंजिघांसीयान्नतेनब्रह्महाभवेदिति तादिदमपिशब्दाद्वाशब्दाच्चब्राह्मणभिन्नाततायिवधपरम् ब्राह्मणग्रहणंतुकैमुतिकन्यायार्थम् आततायीब्राह्मणोऽपिवध्यःकिमुतान्यइतिमिताक्षरायांउद्यम्यशस्त्रमायांतंभ्रुणमप्याततायिनम् निहत्यभ्रुणहानस्यादहत्वाभ्रुणहाभवेदितिगालवोक्तेः स्वाध्यायिनंकुले

जातंयोहन्यादाततायिनम् अहत्वाभ्रुणहासस्यान्नहत्वाभ्रूणहाभवेदि तिबृहस्पत्युक्तेश्च स्ववधार्थमागमन्नाततायीब्राह्मणोपिवध्यएव क्षेत्र दारादिहरोब्राह्मणोनवध्यः क्षत्रियादिस्तुतादृशोऽपिवध्यएव इति चंद्रिकाद्यः युक्तश्चायम् मनुकात्यायनगालवबृहस्पतिवचसांस्ववधो द्यताततायिविशेषविषयतयासामान्यविषययोः पूर्वोक्तसमंतुकात्तीय वचसोर्बाधस्योचितत्वात् यत्तुबृहस्पतिः आततायिनमुत्कृष्टंवृत्तस्वा ध्यायसंयुतम् योनहन्याद्वधप्राप्तंसोश्वमेधफलंलभेदितितदपि स्वव धोद्यतभिन्नाततायिपरम्किंच आततायिद्विजाग्र्याणांधर्मयुद्धेनहिं सनमितिकलौवधोद्यतस्याततायिनोविप्रस्यहननंनिषिद्धम् तस्यवि चितोप्राप्तत्वेनकलौनिषेधोऽव्यर्थःस्यात् सर्वेषामपिकलिनिषेधानांवि धिप्राप्तगोचरत्वस्य इमान्धर्मान्कलियुगेवर्ज्यानाहुर्मनीषिणइतिधर्म पदस्वरसेनसर्वनिबंधेषुव्यवस्थापितत्वात् अतःकलौस्ववधोद्यतोप्या ततायीविप्रोनवध्यः युगांतरेतुवध्यएवअन्यस्त्वाततायीविप्रःसर्वेष्व पियुगेष्ववध्यः क्षत्रियादिस्त्वाततायीसर्वोपिसर्वयुगेषुवध्यइतिदिक्

બ્રાહ્મણના દંડ વિશે નારદ વિશેષ કહે છે કે ઉપર કહેલો દંડનો પ્રકાર સર્વને સાધારણપણે લાગુ પડે છે. પણ દેહાંત શિક્ષા કરવાનો નિયમ માત્ર બ્રાહ્મણને લાગુ પડતો નથી. કેમકે બ્રાહ્મણ વધ કરવાને યોગ્ય નથી. તેને તો માથુ મુડાવી નાખીને કપાળમાં ડામ દેઈને ગધેડે બેસાડીને નગરમાંથી બહાર કાઢી મૂકવો એજ શિક્ષા છે. બ્રાહ્મણ આતતાયી હોય તોપણ તેનો વધ કરવો નહિ. કેમકે સુમંતુનું વચન છે કે ગાયને બ્રાહ્મણ શિવાય બીજા આતતાયીનો વધ કરવાનો દોષ નથી. કાત્યાયન—ભૃગુના કહેવા પ્રમાણે ઉત્તમ વર્ણનો તપ કરનારો અને વેદાધ્યયન કરનારો પુરૂષ આતતાયી હોય તોપણ તેનો વધતો નજ કરવો. નીચી વર્ણના અપરાધીઓનોજ વધ કરવાનો કહ્યો છે. તેજ સ્મૃતિકાર આતતાયીનું લક્ષણ કહે છે કે હાથમાં તરવાર ઉગામીને મારવા તૈયાર થયેલો, ઝેર અને અગ્નિથી પ્રાણ લેનારો, શાપ દેવાને વાસ્તે હાથ ઉંચો કરનારો, અથર્વણવેદમાં કહેલા મંત્રોવડે જીવ હત્યા કરનારો, રાજાના આગળ જઈને ચાડિયાનું કામ કરનારો, ન્યાય છોડીને પોતાની સ્ત્રીને દુઃખ દેનારો, પારકાં છિદ્ર જોવામાં તૈયાર એ વગેરે કર્મ કરનારા સર્વે પુરૂષોને આતતાયી જાણવા. વસિષ્ઠ— લોકના ઘરમાં દેવતા મુકનારો, ઝેર આપનારો, હાથમાં હથિયાર લેઈને

મારવા આવનારો, ધન ચોરીજનારો, બીજાની જમીન અથવા સ્ત્રી લઈ જનારો એ છયે જણને આતતાયી જાણવા.પરંતુ મનુ જે કહેછે કે ગુરૂ અથવા બાળક અથવા વૃદ્ધ અથવા બહુશ્રુત બ્રાહ્મણ જો આતતાયી હોયતો તેને આવતો દેખીને તર્તજ મારવો; વિચાર કરવા રહેવું નહિ. અને વળી જે કાત્યાયન કહે છે કે વેદાંતશાસ્ત્ર પરીપૂર્ણ ભણેલો હોયપણ મારવાની ઇચ્છાવાળો આતતાયી આવતો હોય તો તેને મારવો. તેને મારવાથી બ્રહ્મહત્યા લાગતી નથી. ઉપર કહેલા એ વચનોમાં અપિ શબ્દ અને વા શબ્દ કહેલા છે તેથી બ્રાહ્મણ જાતિ વિના બીજી જાતના આતતાયીનો વધ કરવાને એ નિયમ લાગુ છે. વચનમાં જે બ્રાહ્મણ શબ્દ કહ્યોછે તેનો અર્થ એમ સમજવો કે આતતાયી બ્રાહ્મણ હોય તો પણ તેને મારવો તો બીજાને તો મારવો તેમાં શું કહેવું. એ પ્રમાણે 'કૈમુતિક' ન્યાયવડે બ્રાહ્મણ શબ્દનું ગ્રહણ કર્યું છે. પણ બ્રાહ્મણ વધ્યછે એવું વિધાન કરવાનો વચનનો હેતુ નથી. એ પ્રમાણે મિતાક્ષરામાં લખેલું છે. ગાલવનું પણ વચન છે કે હથિયાર ઉગામીને આવતો આતતાયી જો બ્રાહ્મણ હોય તો પણ તેને મારવાથી બ્રહ્મહત્યા લાગતી નથી. પણ તેને ન મારવાથી બ્રહ્મહત્યા લાગે છે. વળી બૃહસ્પતિનું વચન છે કે સ્વાધ્યાયનું પઠન કરનાર અને સારાકુળમાં ઉત્પન્ન થયેલા આતતાયીને જે કોઇ મારે તો તેને મારવાથી બ્રહ્મહત્યા થતી નથી; પણ તેને નહિ મારનારો બ્રહ્મહત્યા કરનારો થાય છે. પણ પોતાને મારી નાખવાને આવતો આતતાયી જો બ્રાહ્મણ હોય તો પણ તેનો વધ કરવો યોગ્યજ છે; ક્ષેત્ર અને સ્ત્રીનું હરણ કરનાર બ્રાહ્મણ આતતાયી છતાં પણ વધ કરવા યોગ્ય નથી. ક્ષત્રિયાદિક તો તેવો એટલે આતતાયી છતાં પણ વધ કરવા યોગ્ય છેજ. એ પ્રમાણે ચંદ્રિકાનો આશય છે; અને તે યોગપણ છે. કારણ કે મનુ, કાત્યાયન, ગાલવ અને બૃહસ્પતિનો ઉપર કહેલાં વચનો વધ કરવાને તત્પર થયેલા પુરૂષોને માત્ર લાગુ હોવાથી એ વચનો સુમંતુ અને કાત્યાયને કહેલા સામાન્ય નિયમોના બાધક સમજવાં યોગ્ય છે. વળી જે બૃહસ્પતિ કહે છે કે,—ઉત્તમ જાતિના, સારા આચરણવાળા, વેદાભ્યાસ કરનારા આતતાયીનો વધ કરવાનો યોગ આવ્યો હોય એમ છતાં જે તેને મારે નહિ તેને અશ્વમેધનું ફળ પ્રાપ્ત થાય. એ વચનપણ પોતાનો વધ કરવાને તૈયાર થયેલા આતતાયી શિવાય બીજા આતતાયી વિશે છે. વળી આતતાયી એવા ઉત્તમ બ્રાહ્મણનો ધર્મ યુદ્ધમાંપણ વધ કરવો નહિ, એ પ્રમાણે મારવાને તત્પર થયેલા આતતાયી બ્રાહ્મણનો વધ કરવાનો કલિયુગમાં નિષેધ કર્યો છે. એ વધવિધિ (પૂર્વે કહેલાં વચનોની આજ્ઞા)વડે પ્રાપ્ત થયેલો ન હોય તો કલિયુગમાં નિષેધ કરેલો વ્યર્થ થાય. વળી કળિયુગમાં જેટલા નિષેધ કર્યા છે, તે સર્વે પૂર્વે વિધિ થકી પ્રાપ્ત થયેલાનાજ નિષેધ છે. માટે "આ ધર્મોને કલિયુગમાં જ્ઞાતા પુરૂષોએ ત્યાગ કરવાના કહ્યા છે" એ વચનમાંના 'ધર્મ' પદને મહત્વ મળે છે તથા તેનું બધા ધર્મશાસ્ત્રના નિબંધોમાં મુખ્યત્વે કરીને ગ્રહણ કરેલું છે. એટલા માટે કલિયુગમાં પોતાનો વધ કરવા આવેલો છતાં પણ આતતાયી બ્રાહ્મણ વધ કરવાને યોગ્ય નથી; બીજો યુગોમાં વધ કરવા યોગ્ય હતો. બીજા પ્રકારનો આતતાયી બ્રાહ્મણ તો બધાય યુગમાં અવધ્ય છે. ક્ષત્રિયઆદિક બાકીના વર્ણનો આતતાયી તો ગમે તે પ્રકારનો હોય તથાપિ બધાય યુગમાં વધ કરવા યોગ્ય છે. એ પ્રમાણે આ વિષયનું દિગ્દર્શન કરાવ્યું છે.

ચોરી કરનારને દંડ.

हीनमध्योत्कृष्टद्रव्यहरणे दंडमाहबृहस्पतिः क्षेत्रोपकरणंचैवपुष्पमूलफलानिचविनाशयन्हरन्दंड्यःशताद्यमनुरूपतः पशुवस्त्रान्नपानानिगृहोपस्करणंतथा हिंसयंश्चोरयंन्शास्योद्विशताद्यंदमंतथा स्त्रीपुंगोहेमरत्नानिदेवविप्रधनंतथा यौषेयंचोत्तमद्रव्यमेषांमूल्यसमोदमः द्विगुणोवाकल्पनीयःपुरुषापेक्षयानृपैः हर्तावाघातनीयः स्यात्प्रसंगविनिवृत्तयेयौषेयंस्त्रीधनम् वाशब्दएवार्थे अत्रविनाशयन्हर्तेतिपदस्वरसात्साहसविषयमेतद्वचइतिमदनः

હીન, મધ્યમ અને ઉત્તમની ચોરી કરનારને શિક્ષા વિશે બૃહસ્પતિ કહે છે કે,—ખેતીનાં ઓજારો, ફુલ, મૂળ અથવા ફળ, એ કોઈ ચોરી લઈ જાય અથવા તેનો નાશ કરે તો તેને સો અથવા તેથી વધારે દંડ અપરાધના પ્રમાણમાં કરવો. પશુ, વસ્ત્ર, અન્ન, પાન, ઘરમાં વાપરવાનો સામાન, એની કોઈ હીંસા કરે અથવા ચોરી કરે તો તેનો બસો કે તેથી વધારે દંડ કરવો. સ્ત્રી, પુરૂષ, ગાય, સોનું, રત્નો, દેવનું કે બ્રાહ્મણનું ધન, સ્ત્રીઓનું ઉત્તમ ધન એમાંથી કોઈ ચોરી કરે તો ચોરેલી વસ્તુની કીમત જેટલો દંડ કરવો. અથવા ચોરની યોગ્યતાના પ્રમાણમાં રાજાએ તેનો બમણો દંડ કરવો. અથવા તેવો અપરાધ ફરીને થાય નહિ, માટે જરૂર હોય તો ચોરને દેહાંત શિક્ષાપણ કરવી. યૌષેય—સ્ત્રી ધન. वा શબ્દનો અર્થ નિશ્ચય મદનનું એવું મત છે કે ઉપરની સ્મૃતિમાં 'विनाशयन्', 'हर्ता' એ પદો ઉપર વિશેષ મહત્વ છે, માટે એ વચન 'સાહસ' અપરાધના સંબંધનું છે.

સાહસમાં મદદગારને દંડ. ૯.

साहसप्रयोजकस्यदंडमाहयाज्ञवल्क्यः यःसाहसंकारयतिसदाप्योद्विगुणंदमम् यश्चैवमुक्त्वाहंदाताकारयेत्सचतुर्गुणम् द्वैगुण्यचातुर्गुण्यंसाक्षात्कर्तृदंडापेक्षयामाध्वींविप्रांबलाद्गच्छतोदंडमाहमनुः सहस्त्रंब्राह्मणोदंड्यो विप्रांगुप्तांबलाद्व्रजन् तादृश्यांविप्रायांक्षात्रियादेस्तुबृहस्पतिराह साहसाकामयेद्यस्तुधनंतस्याखिलंहरेत् उत्कृष्यलिंगवृषणौभ्रामयेद्गर्दभेनतु कामयेत्परपत्नींगच्छेत् क्षत्रियादीनामनुलोमानांप्रतिलोमानांचबलात्सजातीयपरभार्यागमनेदंडमाहका

स्यायन: स्त्रीषुकृतोपभोगःस्यात्प्रसह्यपुरुषोयदा वधेतत्रप्रवर्तेतकार्यातिक्रमणंहितत् सएव अनिच्छंतीतुयाभुक्तागुप्तांतांवासयेद्गृहे मलिनांगीमधःशय्यांपिंडमात्रोपजीविनीम् सएव हीनवर्णेनगुप्तायात्याज्यावध्याथवाभवेत् वधस्त्विच्छंत्यांबोध्यः

'સાહસ' કરવાની પ્રેરણા કરનારને દંડ કરવા વિશે યાજ્ઞવલ્કય કહે છે કે,—જે માણસ સાહસ કરાવે છે તેને બમણો દંડ કરવો, અને હું તને બક્ષિશ આપીશ એમ કરીને જે સાહસ કરાવે છે, તેનો ચારગણો દંડ કરવો. સ્મૃતિમાં બમણોને ચારગણો દંડ કરવાનો જે કહ્યો છે, તેનો અર્થ પ્રત્યક્ષ અપરાધ• કરનારાને જે દંડ કરવામાં આવે તેના કરતાં બમણો કે ચોગણો સમજવો. પતિવૃતા બ્રાહ્મણની સ્ત્રીની સાથે જબરાઇથી સંભોગ કરનારને દંડ કરવા વિશે મનુ કહે છે કે,—રક્ષણ કરેલી બ્રાહ્મણની સ્ત્રીની સાથે બળાત્કારે સંભોગ કરનાર બ્રાહ્મણને હજાર "પણ" દંડ કરવો. એવીજ બ્રાહ્મણી ઉપર બળાત્કાર કરનાર ક્ષત્રિઆદિક વિશે બૃહસ્પતિ કહે છે કે, જે પુરૂષ બળાત્કારે બીજાની સ્ત્રી સાથે જાર કર્મ કરે તેની સઘળી મિલકત રાજાએ જપ્ત કરવી. તથા તેનું લીંગ અને વૃષણ કાપી નાખીને ગધેડા ઉપર બેસાડીને તેને ફેરવવો. કામયત—બીજાની સ્ત્રીની સાથે સંભોગ કરે. ક્ષત્રિઓ વગેરે વર્ણોમાં અનુલોમ અને પ્રતિલોમ જાતીના પુરૂષો સજાતિય પરસ્ત્રી સાથે બળાત્કાર સંભોગ કરે, તેનો દંડ કરવા વિશે કાત્યાયન કહે છે કે,—જો કોઈ પુરૂષ બીજાની સ્ત્રી સાથે બળાત્કારે સંભોગ કરે તો તેને દેહાંત શિક્ષા કરવી; કેમકે તેનું તે કર્મ સ્વધર્મનું ઉલંગન કરવા રૂપ છે. તેજ સ્મૃતિકાર કહે છે કે,—સ્ત્રીની મરજી શિવાય તેનો ઉપભોગ બીજાએ કર્યો હોય, તો તે સ્ત્રીને ઘરમાં ગુપ્ત જગોએ રાખવી, તેનું શરીર મલીન રેહેવા દેવું, જમીનપર સુવાડવી, અને તેનું જીવતર ટકી શકે એટલુંજ અન્ન એને આપવું. તેજ સ્મૃતિકાર કહે છે કે,—જે સ્ત્રીનો ઉપભોગ તેનાથી નીચી વર્ણના પુરૂષે કર્યો હોય તો તે સ્ત્રીનો ત્યાગ કરવો અથવા તેને મારી નાખવી. સ્મૃતિમાં મારીનાખવાનું કહ્યું છે, તે જો તે સ્ત્રીની મરવાની ઇચ્છા હોય તોજ મારી નાખવી.

સાહસનો દંડ.

हीनमध्यमोत्तमसाहसेषुदंडमाहनारदः तस्यदंडःक्रियापेक्षःप्रथमस्यशतावरःमध्यमस्यचशास्त्रज्ञैर्दृष्टःपंचशतावरःउत्तमेसाहसेदंडःसहस्रावरउच्यते वधःसर्वस्वहरणंपुरान्निर्वासनांकने तदंगच्छेदइत्युक्तोदंडउत्तमसाहसइति वधच्छेदनाद्युपदेशस्तुराजानंप्रतिनान्यस्य तस्यैवदंडकरणेऽधिकारात् इतिसाहसम्

હીન, મધ્યમ, અને ઉત્તમ સાહસના દંડ વિશે નારદ કહે છે કે,—સાહસની શિક્ષા અપરાધને અનુરૂપ હોવી જોઇએ. છેક હલકા સાહસને વાસ્તે સો "પણ" કરતાં ઓછો દંડ કરવો નહિ વ્યવહારશાસ્ત્રને જાણનારા પુરૂષોએ મધ્યમ સાહસનો ઓછામાં ઓછો પાંચસો "પણ" દંડ કરવાની આજ્ઞા કરેલી છે. ઉત્તમ સાહસનો દંડ ઓછામાં ઓછો હજાર "પણ" નો કરવો, તેમજ દેહાંત શિક્ષા સર્વે મિલકત જપ્ત કરવી; નગરમાંથી બહાર કાઢી મૂકવો, ડામ દેવો, અંગ કાપી નાખવું, એ દંડપણ ઉત્તમ સાહસને માટે ઠરાવેલો છે. દેહાંત દંડ કરવાનો તથા અંગ કાપી નાખવાનો, અને એ વગર એવાજ બીજા દંડ કરવાનો અધિકાર તો રાજાનોજ છે; બીજાનો નથી. કારણ કે શિક્ષા કરવાનો અધિકાર રાજાનોજ છે. સાહસનું પ્રકરણ સમાપ્ત થયું.

---

## अथ स्त्री संग्रहणम्.

### વ્યભિચાર વિશે.

#### કપટથી સંભોગ.

बलात्परभार्यागमनस्यसाहसत्वात्पूर्वमेवदंडउक्तः छलेनसजातीयपरभार्यागमनेत्वाहबृहस्पतिः ,छद्मनाकामयेद्यस्तुतस्यसर्वहरोदमः अंकयित्वाभगांकेनपुरान्निर्वासयेत्ततः सर्वहरः सर्वस्वहरः अयंचदंडःसभायाम् हीनायामेतदर्द्धम् उत्कृष्टायांवधः तथाचसएवदमोनेयःसभार्यायोहीनायामार्द्धिकस्ततः पुंसःकार्योधिकायांतुगमनेसंप्रमापणम् हीनमध्योत्तमत्रिविधस्त्रीसंग्रहणेदंडमाहसएव त्रयाणामपिचैतेषांप्रथमोमध्यउत्तमः विनयःकल्पनीयःस्यादधिकोपिबलाद्गहः दुर्वृत्तस्यपरस्त्रियासहसंभाषणेदंडमाहमनुः परस्यपत्न्यापुरुषःसंभाषंयोजयेत्सह पूर्वमाक्षारितोदोषैःप्राप्नुयात्पूर्वसाहसम् पित्रादिभिर्निवारितयोःस्त्रीपुंसोःसंभाषणेदंडमाहयाज्ञवल्क्यः स्त्रीनिषेधेशतंदद्याद्विशतंतुदमंपुमान् प्रतिषेधेतयोर्दंडोयथासंग्रहणेतथा प्रत्येकनिषेधविषयंपूर्वमर्द्धम् उभयनिषेधउत्तरम् उभयोरनुरागकृतेसंभोगेदंडमाहयाज्ञवल्क्यःसजातावुत्तमोदंडआनुलोम्येतुमध्यमः प्रातिलोम्येवधःपुंसोनार्याःकर्णादिकर्तनम् कात्यायनः सर्वेषुचापरा

धेपुंसोयोर्थदमःस्मृतः तदर्द्धंयोषितोदद्युर्वधेपुंसोऽगकर्तनम्

બળાત્કારે પર સ્ત્રી સાથે સંભોગ કરવો એ અપરાધ સાહસમાં ગણેલો છે; માટે તેનો દંડ પાછલા પ્રકરણમાં કહેલો છે. કપટવડે પોતાની જાતની પરસ્ત્રી સાથે સંભોગ કરવા વિષે બૃહસ્પતિ કહે છે કે,—કપટવડે જે પુરૂષ પરસ્ત્રી સાથે સંભોગ કરે તેની તમામ મિલકત સરકારમાં જપ્ત કરવી, તથા તેના શરીર ઉપર યોનિની આકૃતિ જેવો ડામ દઇને તેને નગરથી બહાર કાઢી મૂકવો. सर्वहरः—તમામ મિલકત જપ્ત કરવાની શિક્ષા આ શિક્ષા સવર્ણ સ્ત્રી સાથે વ્યભિચાર કર્યો હોય તો લાગુ પડે છે. હીન વર્ણની સ્ત્રી હોય તો, એથી અરધો દંડ કરવો, ઉત્તમ વર્ણની સ્ત્રી હોય તો, દેહાંત દંડ કરવો, તેમજ સ્મૃતિકાર કહે છે કે, સમ વર્ણની સ્ત્રી સાથે વ્યભિચાર કરવાથી જે શિક્ષા કરવાની કહેલી છે, તેના કરતાં, હીન વર્ણની સ્ત્રી હોય તો, અરધી શિક્ષા કરવી; પણ પોતાના કરતાં ઉત્તમ વર્ણની સ્ત્રી સાથે સંગ કરનાર પુરૂષને દેહાંત શિક્ષા કરવી. હીન, મધ્યમ, અને ઉત્તમ ત્રણ પ્રકારના વ્યભિચારના સંબંધમાં ત્રણ પ્રકારની શિક્ષા વિષે તેજ સ્મૃતિકાર કહેછે કે,—ઉપર કહેલા ત્રણ પ્રકારના વ્યભિચાર કરનારને અનુક્રમે પ્રથમ, મધ્યમ, અને ઉત્તમ (એટલે ભારેમાં ભારે) એ શિક્ષા ઠરાવેલી છે પણ ગુપ્ત સ્થળમાં બળાત્કાર સંભોગ કરયો હોય તો તેથીપણ વધારે શિક્ષા કરવી. નઠારી ચાલના માંણસ પરસ્ત્રીની સાથે એકાંતમાં વાતચિત કરતો હોય તો તેને દંડ કરવા વિષે મનુ કહે છે કે,—જેના દુરાચરણ વિષે પહેલાં લોકમાં બુમાટો ઉડેલો છે, એવો પુરૂષ બીજાની સ્ત્રી સાથે વાતચીત કરે તો તેને પ્રથમ સાહસની શિક્ષામાં કહેલો દંડ કરવો. મા બાપ વગેરેએ મનાઈ કર્યા છતાં જે સ્ત્રી પુરૂષ પરસ્પર વાતચીત કરે, તેના દંડ વિષે યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—સ્ત્રીને મનાઈ કરેલી હોય અને તે પરપુરૂષની સાથે સંભાષણ કરે તો તે સ્ત્રીનો સો "પણ" દંડ કરવો, અને પુરૂષને નિષેધ કર્યા છતાં તે જો સંભાષણ કરે તો તેનો બસેં "પણ" દંડ કરવો, પણ તે બંનેને મનાઈ કર્યા છતાં તેઓ સંભાષણ કરે તો તેમને વ્યભિચારની શિક્ષા કરવી. સ્ત્રી અથવા પુરૂષ એ બેમાંથી એકને મનાઈ કરેલી હોય તો ઉપરની સ્મૃતિનું પુર્વાર્ધ લાગુ પડે છે; અને બંનેને મનાઈ કરી હોય તો ઉત્તરાર્ધ લાગુ પડે છે. બંનેના પ્રીતિથી સંભોગ થયો હોય તો તેમનો દંડ કરવા વિષે યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—સજાતિય વર્ણના સ્ત્રી પુરૂષનો વ્યભિચાર થયો હોયતો પુરૂષને ભારેમાંભારે દંડ કરવો. અનુલોમ જાતિનો એટલે હીનવર્ણની સ્ત્રી સાથે વ્યભિચાર થયો હોય તો મધ્યમ પ્રતીનો દંડ કરવો, અને પ્રતિલોમ એટલે—પુરૂષના કરતાં ઉત્તમવર્ણની સ્ત્રી સાથે તેનો વ્યભિચાર થયો હોય તો પુરૂષનો વધ કરવો, અને સ્ત્રીના કાન વગેરે અંગ કાપી નાંખવાં. કાત્યાયન કહે છે કે,—તમામ અપરાધોમાં પુરૂષને જ્યાં ધનનો દંડ કરવાનો ઠરાવેલો છે, ત્યાં સ્ત્રીનો દંડ કરવાનોહોય તો પુરૂષના દંડનીરકમ કરતાં, અરધો દંડ કરવો. પુરૂષને દેહાંત શિક્ષા ઠરાવી હોય તો સ્ત્રીનાં અંગ કાપવાં.

બ્રાહ્મણી સાથે વ્યભિચાર વિષે.

व्यभिचारितविप्रागमनेमनुः शतानिपंचदंड्यःस्यादिच्छंत्यासहसंग

मे इदं सजातीयपरम् व्यभिचारितस्वनुलोमासु गमनेऽपिसएव अगु प्तवैश्यराजन्येशूद्रांवाब्राह्मणोव्रजन् शतानिपंचदंड्यः स्यात्सहस्रं त्वंत्यजस्त्रियमिति यत्तु सहस्रंब्राह्मणोदाप्योगुप्तेविट्क्षत्रियेव्रजन्नि तितत्साध्वीपरम् सहस्रंतत्परिमितंदंडम् शूद्रस्यप्रातिलोम्येनगम नेदंडमाहमनुः शूद्रोगुप्तमगुप्तंवाद्वैजातंवर्णमावसन् अगुप्तंलिंगसर्व स्वंगुप्तंसर्वेणहीयते शूद्रोगुप्तांद्विजातिभार्यागच्छन्लिंगच्छेदनंसर्व स्वहरणंचगुप्तांचेद्वधोधिकइतिचार्हति गुप्तांगच्छन्सर्वस्वहरणंव धंचार्हतीत्यर्थः गौतमः आचार्यस्त्र्यभिगमनेलिंगोद्धारः सर्वस्वह रहणंचगुप्ताचेद्वधोधिकइति मनुः ब्राह्मणीतुयदागुप्तांगच्छेतांवै श्यपार्थिवौ वैश्यंपंचशतशतंकुर्यात्क्षत्रियंतुसहास्त्रिणम् सएव उ भावपिहितावेवब्राह्मण्यागुप्तयासह विप्लुतौशूद्रवद्दंड्यौदग्धव्यौवाक टाग्निना सएव वैश्यश्चेत्क्षत्रियांगुप्तांवैश्यांवाक्षत्रियोव्रजेत् योब्रा ह्मण्यामगुप्तायांतावुभौदंडमर्हतः अगुप्ताब्राह्मणीगमनेयोदंडः सइ त्यर्थः वसिष्ठः राजन्यश्चेद्ब्राह्मणीमभिगच्छेच्छरपत्रैर्वेष्टयित्वारा जन्यमग्नौप्रास्येदेवं वैश्योराजन्यायांमैथुनमाचरन्शूद्रस्तुराजन्यवै श्ययोरिति

બ્રાહ્મણ જાતિની વ્યભિચારિણી સ્ત્રી સાથે સંભોગ કરવા વિષે શિક્ષા મનુ કહેછે કે,—જો તે સ્ત્રીની મરજી હોવાથી તેની સાથે સંગમ કર્યો હોય તો તેના પાંચસો 'પણ' દંડ કરવા. આ વચન સજાતીય પુરૂષને લાગુ પડેછે. અનુલોમજાતિની વ્યભિચારિણી સ્ત્રીની સાથે સંગમ કરનાર વિષે પણ તેજ સ્મૃતિકાર કહેછે કે,—રક્ષણ નહિ કરેલી વૈશ્યની સ્ત્રી અથવા ક્ષત્રિયની અથવા શુદ્રની સ્ત્રી સાથે બ્રાહ્મણ વ્યભિચાર કરે તો તેના પાંચસો 'પણ' દંડ લેવા. અને અંત્યજની સ્ત્રી હોય તો હજાર 'પણ' દંડ લેવા. જે એમ કહેલું છે કે રક્ષણ કરેલી વૈશ્ય અને ક્ષત્રિયની સ્ત્રીઓ સાથે વ્યભિચાર કરનાર બ્રાહ્મણનો હજાર 'પણ' દંડ કરવો તે પતિવ્રતા સ્ત્રીને લાગુ પડેછે. સ્મૃતિમાં સહસ્ત્ર શબ્દ છે તેનો અર્થ તેટલો દંડ કરવો. શુદ્ર પ્રતિલોમ સ્ત્રી સાથે વ્યભિચાર કરે તો તેનો દંડ કરવા વિશે મનુ કહેછે કે,—

કોઈ શુદ્ર બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિની રક્ષિત અથવા અરક્ષિત સ્ત્રીની સાથે સંગ કરે તો તેને આ પ્રમાણે શિક્ષા કરવી. એટલે સ્ત્રી અરક્ષિત હોય તો તેનું લિંગ કાપી નાખવું અને તેની સર્વે મિલકત જપ્ત કરવી, પણ જો તે સ્ત્રી રક્ષિત હોય તો તેના પ્રાણ સહિત તેની સઘળી મિલકત હરણ કરવી. અર્થાત્ કોઈ શુદ્ર બ્રાહ્મણ આદિક ત્રણે વર્ણમાંની કોઈ અરક્ષિત સ્ત્રી સાથે સંગ કરે તો તેનું લિંગ કાપી નાખીને તેની સર્વે મિલકત જપ્ત કરવી. અને તે સ્ત્રી રાક્ષિત હોય તો તેનો ( શુદ્રનો ) વધ પણ કરવો જોઇએ. સરાંશ કે રક્ષિત સ્ત્રીનો સંગ કરે તો તેની મિલકત જપ્ત થાય અને તે પોતે દેહાંત શિક્ષાને પણ પાત્ર થાય. ગૌતમ કહેછે કે,—આચાર્યની સ્ત્રીનો સંગ કરનારનું લિંગ કાપી નાખવું અને તેની સઘળી મિલકત જપ્ત કરવી; પણ તે સ્ત્રી રક્ષિત હોય તો વધારેમાં તેને દેહાંત શિક્ષા કરવી. મનુ કહેછે કે,—રક્ષણ ન કરેલી બ્રાહ્મણની સ્ત્રી સાથે વૈશ્ય અથવા ક્ષત્રિય વ્યભિચાર કરે તો વૈશ્યનો પાંચસેં 'પણ' દંડ કરવો; અને ક્ષત્રિયનો હજાર 'પણ' દંડ કરવો. તેજ સ્મૃતિકાર કહેછે કે,—પરંતુ જો તે બંને રક્ષણ કરેલી બ્રાહ્મણની સ્ત્રીની સાથે તેવું કુકર્મ કરે તો શુદ્રને જે શિક્ષા તેજ શિક્ષા તે બેને પણ કરવી જોઇએ. અથવા ઘાસનો અગ્નિ કરીને તેમાં તે અપરાધિયોને બાળી મૂકવા. તેજ સ્મૃતિકાર કહેછે કે, જો કોઈ વૈશ્ય ક્ષત્રિની રક્ષિત સ્ત્રી સાથે વ્યભિચાર કરે અથવા કોઈ ક્ષત્રિય વૈશ્યની રક્ષિત સ્ત્રી સાથે સમાગમ કરે તો બ્રાહ્મણની અરક્ષિત સ્ત્રી સાથે સમાગમ કરનારને જે દંડ કરવામાં આવેછે તે દંડ તે બંનેને કરવો. અર્થાત્ અરક્ષિત બ્રાહ્મણી સાથે વ્યભિચાર કરનારને જે દંડ કરવામાં આવેછે, તે એવો અર્થ છે. વસિષ્ઠ કહેછે કે,—જો કોઈ ક્ષત્રિય બ્રાહ્મણની સાથે વ્યભિચાર કરે તો તેને સરકટનાં પાનાંથી વીંટીને દેવતામાં નાખવો. એજ પ્રમાણે કોઈ વૈશ્ય ક્ષત્રિયની સ્ત્રી સાથે વ્યભિચાર કરે અથવા શુદ્ર ક્ષત્રિય અને વૈશ્યની સ્ત્રી સાથે સમાગમ કરે તો તેમને પણ એજ શિક્ષા કરવી.

સગાઈમાં વ્યભિચાર.

नारदः माता मातृष्वसा श्वश्रूर्मातुलानी पितृष्वसा । पितृव्यसखिशिष्यस्त्री भगिनी तत्सखी स्नुषा दुहिताचार्यभार्या च सगोत्रा शरणागता राज्ञी प्रव्रजिता धात्री साध्वी वर्णोत्तमा च या आसामन्यतमां गच्छन्गुरुतल्पग उच्यते शिश्नस्योत्कर्तनात्तत्र नान्यो दंडो विधीयते याज्ञवल्क्योपि पितुःस्वसारं मातुश्च मातुलानीं स्नुषामपि मातुःसपत्नीं भगिनीमाचार्यतनयां तथा आचार्यपत्नीं स्वसुतां गच्छंस्तु गुरुतल्पगः छित्वा लिंगं वधस्तस्य सकामायाः स्त्रिया अपि अयं च दंडो न ब्राह्मणस्य परदाराभिमर्शे तु प्रवृत्तं तु महीपतिः उद्वेजनकरैर्दंडैश्छिन्हयित्वा प्रवा

सयेत् अब्राह्मणःसंग्रहणेप्राणांतंवधमर्हतीति ब्राह्मणाधिकारेबृह स्पतिवचनात्-शंखलिखितौ येनयेनांगेनापराधंकुर्यात्तत्तदपिछेत्त व्यमन्यत्रब्राह्मणात् ब्राह्मणस्यदास्यादिगमनेदंडमाहयाज्ञवल्क्यः अवरुद्धासुदासीषुभुजिष्यासुतथैवच गम्यास्वपिपुमान्दाप्यः पंचा शत्पणिकंदमम् अवरुद्धाःस्वामिनापुरुषांतरंगंतुंप्रतिषिद्धाः नारदः स्वैरिण्यब्राह्मणीवेश्यादासीनिष्कासनीचया गम्याःस्युरानुलोम्येन स्त्रियोनप्रतिलोमतः आस्वेवतुभुजिष्यासुदोषः स्यात्परदारवत् अब्राह्मणीतिस्वैरिणीविशेषणं स्वैरिणिस्वतंत्रापुंश्चली निष्कासनी कुटंबान्निर्गतापुंश्चली ॥ याज्ञवल्क्यः अंत्याभिगमनेत्वंक्यः कबंधे नप्रवासयेत् शूद्रस्तथांक्यएवस्यादंत्यस्यार्यागमेवधः स्त्रीकृतेसंग्र हणेतस्यादंडमाह ·नारदः गृहमागत्ययानारीप्रलोभ्यस्पर्शनादिना कामयेत्तत्रसादंड्यानरस्यार्द्धदमःस्मृतः

નારદ કહેછે કે,—માતા, માશી, સાસુ, મામી, ફોઈ, કાકી, મિત્રની સ્ત્રી શિષ્યની સ્ત્રી, બેન, બેનની બેનપણી, દિકરાની વહુ, દિકરી, આચાર્યની સ્ત્રી, સગોત્ર સ્ત્રી, શર્ણ આવેલી સ્ત્રી, રાણી, સંન્યાસણ, ધાબ્ય, પતિવ્રતા સ્ત્રી, અને સર્વમાં ઉત્તમ વર્ણની સ્ત્રી, એમાંની ગમે તે સ્ત્રી સાથે વ્યભિચાર કરનારો પુરૂષ 'ગુરૂતલ્પગ'—(પોતાની ગુરૂપત્ની સાથે સંગ કરનારો) કહેવાય છે. એ અપરાધીનું લિંગ કાપી નાખવા સિવાય બીજો દંડ તેને કરવો જોઇતો નથી. યાજ્ઞવલ્ક્ય કહેછે કે,—ફોઈ, માશી, મામી, દિકરાની વહુ, માની સપત્ની, (શોક્ય) બેન આચાર્યની છોકરી, આચાર્યની સ્ત્રી અને પોતાની દીકરી એટલાની સાથે સંગ કરનારો 'ગુરૂતલ્પગ' થાયછે. એ ગુન્હેગાર પુરૂષનું લિંગ કાપી નાખીને તેનો વધ કરવો અને તે કર્મ જો સ્ત્રીની ખુશીથી થયેલું હોય તો તે સ્ત્રીનો પણ વધ કરવો. આ શિક્ષા બ્રાહ્મણને લાગુ પડતી નથી કારણ કે બ્રાહ્મણાધિકાર પ્રકરણમાં બ્રાહ્મણ સંબંધી બૃહસ્પતિનું એવું વચન છે કે કોઈ બ્રાહ્મણ પરસ્ત્રીની સાથે જારકર્મ કરે તો તેના શરીર ઉપર તેને ઈજા થાય એવા ડામ દેઇને તેને રાજાએ દેશપાર કરવો. ગુન્હેગાર બ્રાહ્મણ વિના બીજી જાતિનો હોય તો તેને દેહાંત શિક્ષા કરવી. શંખ, લિખિત કહેછે કે,—બ્રાહ્મણ સિવાય બીજી કોઈ વર્ણનો મનુષ્ય જે જે અંગવડે કરીને અપરાધ કરે તે તે તેનું અંગ કાપી નાખવું. બ્રાહ્મણ દાસી વગેરેની સાથે ગમન કરે તો તેનો દંડ કરવા વિષે યાજ્ઞવલ્ક્ય કહેછે કે,—તેના ધણીએ બીજા પુરૂષની પાસે જવાને જેને મનાઈ કરેલી છે,

એવી કોઈ દાસી અથવા રાખ્ય યદ્યપિ તે ગમન કરવા યોગ્ય હોય તો પણ તે પુરૂષનો પચાસ 'પણ' દંડ કરવો. अवरुद्धा: એટલે સ્વામીએ બીજા પુરૂષની પાસે જવાની મનાઈ કરી હોય તેવી. નારદ કહેછે કે,—બ્રાહ્મણ સિવાય અન્ય વર્ણની વિવાહિત પરંતુ સ્વતંત્ર અને દુરાચારી સ્ત્રી, વેશ્યા, દાસી, કુટુંબમાંથી બહાર કાઢી મૂકેલી સ્ત્રી એ સ્ત્રીઓ પોતાથી ઉતરતી વર્ણની હોય તો ગમન કરવા યોગ્ય છે, પણ પોતાથી ઉતમ વર્ણની હોય તો તે ગમન કરવા યોગ્ય નથી. આ સ્ત્રીઓમાં રાખેલી સ્ત્રી (રાખ્ય) સાથે સંગ કરવાથી પરસ્ત્રી સાથે સંગ કરવા જેવો દોષ લાગેછે. સ્મૃતિમાં अब्राह्मणी પદ છે તે સ્વૈરિણીનું વિશેષણ છે. સ્વૈરિણી એટલે સ્વતંત્ર અને વ્યભિચારિણી સ્ત્રી निष्कासनी કુટુંબમાંથી કાઢી મૂકેલી વ્યભિચારિણી સ્ત્રી. યાજ્ઞવલ્ક્ય કહેછે કે,—અંત્યજ જાતિની સ્ત્રી સાથે જે સંગ કરે તેના શરીર ઉપર બીભત્સ આકૃતિના ડામ દેઈને તેને દેશપાર કરવો. શુદ્રે એવું કર્મ કર્યું હોય તો તેને પણ તેજ શિક્ષા કરવી જોઇએ. પણ કોઈ અંત્યજ પુરૂષે ચાર વર્ણની આર્ય જાતિની સ્ત્રી સાથે સંગ કર્યો હોય તો તેનો વધ કરવો જોઇએ. સ્ત્રીએ પુરૂષને વિહ્વળ કરીને તેની પાસે વ્યભિચાર કરાવ્યો હોય તો તેને કરવાના દંડ વિષે નારદ કહેછે કે, કોઈ સ્ત્રી કોઈ પુરૂષને ઘેર જઇને તેને સ્પર્શાદિકે કરીને વિહ્વળ કરીને તેની પાસે વ્યભિચાર કરાવે તો તે કર્મ પુરૂષે કર્યું હોય અને તેને જે શિક્ષા થાય તેથી અડધી શિક્ષા તેને કરવી.

બ્રાહ્મણાદિક સ્ત્રીઓને વ્યભિચારની શિક્ષા.

ब्राह्मण्यादीनांशूद्रादिगमनेदंडमाहयमः वृषलंसेवतेयातुब्राह्मणी मदमोहिता तांश्वभिःखादयेद्राजासंस्थानेवध्याघातिनामृवैश्यंवाक्ष त्रियंवापिब्राह्मणीसेवतेतुया शिरसोमुंडनंतस्याःप्रयाणंगर्दभेनतु वृषलःशूद्रः वध्याघातिनः सौनिकास्तेषांस्थानेइत्यर्थः अयंचदंडो त्यासक्ताविति चंद्रिकायाम् व्यभिचारनिश्चयोपायमाहयाज्ञवल्क्यः पुमान्संग्रहणेग्राह्यःकेशाकेशिपरस्त्रियाः सद्योवाकामजैश्चिन्हैः प्रतिपत्तौद्वयोस्तथा द्वयोरित्यनेनान्यतरेणप्रतिपन्नेपिव्यभिचारेनानिश्चयः दूषणेआहयाज्ञवल्क्यः शतंस्त्रीदूषणेदद्यात्द्वेतुमिथ्याभिशंसने पशूनगच्छन्शतंदाप्योदीनांस्त्रीगांचमध्यममिति अयोनागच्छतोयोषांपुरीषंचाभिमेहतः चतुर्विंशतिकोदंडस्तथाप्रव्रजितागमेदीनांदुःखितांस्वपत्नीमपि स्त्रीसंमुखंपुरीषादिकुर्वतइत्यर्थः इतिस्त्रीसंग्रहणम्

બ્રાહ્મણી વગેરે શૂદ્રાદિકનો સંગ કરે તો તેને દંડ કરવા વિશે યમ કહે છે કે,—જે બ્રાહ્મણની સ્ત્રી કામથી મોહિત થઇને શૂદ્રની સાથે સંગ કરે તેને રાજાએ દેહાંત શિક્ષા કરવાની જગોએ લેઈ જઈને કુતરાઓ પાસે ફાડી ખવડાવવી. જે બ્રાહ્મણી વૈશ્ય અથવા ક્ષત્રિયની સાથે વ્યભિચાર કર્મ કરે છે તેનું માથુ મુંડાવી નાખીને ગધેડે બેસાડીને શહેરમાં ફેરવવી. वृषभः એટલે શુદ્ર वध्यघातिनः એટલે દેહાંત શિક્ષા કરવાના કામમાં યોજેલાં મનુષ્ય અર્થાત્ તેમની જગોએ ચંદ્રિકામાં કહે છે કે આ દંડ જે સ્ત્રી અતિશય લંપટ થયેલી હોય તેને લાગુ પડે છે. વ્યભિચારનો નિશ્ચય કરવાનો ઉપાય યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—વ્યભિચારના કામમાં લાગુ થયેલો હોય તે વખતે પુરૂષને પકડવો. અથવા સ્ત્રી પુરૂષોએ એક બીજાના કેશ ઝાલેલા હોય તે વેળાએ અથવા કામથી ઉત્પન્ન થયેલી બીજી તાત્કાલિક નિશાનીઓવડે અથવા તે બંનેની કબુલાત ઉપરથી તેમનો વ્યભિચારી તરીકે નિશ્ચય કરવો. સ્મૃતિમાં द्वयोः એવો શબ્દ છે તેથી સ્ત્રી પુરૂષોમાંથી એક જણે અપરાધ કબુલ કર્યા હોય તો તે વ્યભિચાર થયા સંબંધી પ્રમાણભુત આધાર ગણાય નહિ. વ્યભિચારનો અપવાદ મૂકવા વિશે યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—સ્ત્રીને માથે વ્યભિચારનું દુષણ મૂકે અને અદ્યપિ તે દુષણ ખરૂં હોય તોપણ તેનો સો 'પણ' દંડ કરવો; એને તે દુષણ મિથ્યા હોય તો તેનો બસો 'પણ' દંડ કરવો. પશુ સાથે સંગ કરનાર પુરૂષનો સો'પણ'દંડ અને સંકટ અવસ્થામાં અથવા અતિ દુઃખમાં પડેલી સ્ત્રી સાથે અથવા ગાય સાથે સંગ કરનારાનો મધ્યમ સાહસ જેટલો દંડ કરવો. વળી સૃષ્ટિક્રમ છોડીને બીજા અવયવ સ્થાનમાં સ્ત્રીની સાથે જે સંગ કરે અથવા સ્ત્રીની સામે જે લઘુશંકા કરે અથવા ઝાડેફરવા બેસે તેનો ચોવીશ 'પણ' દંડ કરવો. તે પ્રમાણેજ બ્રહ્મચર્યવ્રતવાળી ત્યાગી સ્ત્રીની સાથે સંગ કરનારનો પણ દંડ કરવો. दीनाम् એવો શબ્દ સ્મૃતિમાંછે એનો અર્થ દુઃખમાં પડેલી પોતાની સ્ત્રીપણ સમજવી. अभिमहेत: સ્ત્રીની સામે ઝાડો પેશાબ કરનારનો એવો અર્થ સમજવો. વ્યભિચારનું પ્રકરણ સમાપ્ત થયું.

---

# स्त्रीपुं धर्माः

પતિ પત્નીના ધર્મ.

तत्रपत्युःसगुणपत्नीत्यागेदंडमाह अनुकूलामवाग्दुष्टांदक्षांसाध्वींपतिव्रतांत्यजन्भार्यामवस्थाप्योराज्ञादंडेनवैपतिः याज्ञवल्क्यः आज्ञासंपादिनीदक्षांवीरसुंप्रियवादिनीम् त्यजन्दाप्यस्तृतीयांशमद्रव्योभरणंस्त्रियाः स्त्रियंप्रत्यप्याहसएव स्त्रीभिर्भर्तृवचःकार्यमेषधर्मःपरःस्त्रियाः आशूद्धेःसंप्रतीक्ष्योहिमहापातकदूषितः इतिस्त्रीपुंधर्माः

તેમાં ગુણવાન સ્ત્રીનો ત્યાગ કરનાર પતિને દંડ કરવા વિશે કહે છે કે,—આજ્ઞા

પાલન કરનારી, ખરાબ ન બોલનારી, પોતાના કામમાં કુશળ, સારાં આચરણવાળી અને પતિવ્રતા પત્નીનો ત્યાગ કરનાર પતિનો રાજાએ દંડ કરીને તેને તે કામ કરવા દેવું નહિ. અર્થાત્ સ્ત્રીનો ત્યાગ કરવા દેવો નહિ. યાજ્ઞવલ્ક્ય—સ્વામીની આજ્ઞા પ્રમાણે ચાલનારી પોતાના કામમાં કુશળ, છોકરાવાળી, મિષ્ટ બોલનારી સ્ત્રીનો ત્યાગ કરનાર પુરૂષ પાસેથી તેની મિલકતનો ત્રીજો હિસ્સો સ્ત્રીને અપાવવો. પણ જો તેની પાસે ધન હોય નહિ એટલે તે ગરીબ હોય તો સ્ત્રીને અન્નવસ્ત્ર માત્ર આપવાં. સ્ત્રીના ધર્મને ઉદ્દેશીને તેજ સ્મૃતિકાર કહે છે કે,—સ્ત્રીઓએ સ્વામીના કહ્યા પ્રમાણે ચાલવું એજ સ્ત્રીનો મોટામાંમોટો ધર્મ છે. કોઈ મહાપાતકવડે સ્વામી દુષિત થયો હોય તો તે શુદ્ધ થાય ત્યાંસુધી તેને રાહ જોવી. પતિ પત્નીના ધર્મનું પ્રકરણ સમાપ્ત.

## अथ द्युतम्

જુગાર રમવા વિશે.

याज्ञवल्क्यः प्राप्तेनृपतिनाभागेप्रसिद्धेधुर्त्तमंडले जितंससभिकेस्था नेदापयेदन्यथानतु प्रसिद्धेअप्रच्छन्ने धूर्तमंडलेद्युतमंडले सभिको राजकृतोद्युताध्यक्षः एवंप्रकारेणजितंराजादापयेन्नान्यथेत्यर्थः द्युते कपटकर्तुर्दंडमाहसएव राज्ञासचिन्हंनिर्वास्याःकूटाक्षोपधिदेविनः उपधिश्छलम् राजाज्ञांविनाद्युतेदंडमाहमनुः द्युतंसमाह्वयंचैवयः कुर्यात्कारयेतवा सर्वांस्तान्घातयेद्राजाशूद्रांश्चद्विजलिंगिनः द्विज लिंगमुपवीतवेदपाठादि द्युतधर्मसमाह्वयेतिदिशातियाज्ञवल्क्यः एष एवविधिर्ज्ञेयःप्राणिद्यूतेसमाह्वये प्राणिद्युतइतिसमाह्वयविशेषणम् तदभिन्नइत्यर्थःइतिद्युतंसमाह्वयश्च

યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—જુગાર રમવાના પ્રસિદ્ધ સ્થાનમાં સરકારી અધિકારીની સમક્ષ કોઈ જુગારમાં જીત્યો હોય અને રાજાનો ભાગ તેણે રાજાને આપ્યો હોય તો જુગારીને જીતેલા પૈસા અપાવવામાં આવશે; પણ તેમ નહિ કરે તો અપાવવામાં આવશે નહિ. પ્રસિદ્ધે એટલે ગુપ્ત ન હોય તેવા સ્થાનમાં ધૂર્તમંડલે એટલે જુગારીઓની ટોળીમાં સભિકઃ એટલે રાજાએ ઠરાવેલો દ્યુતાધ્યક્ષ—(જુગાર ઉપર દેખરેખ રાખનાર અધિકારી)એ વચનનો અર્થ એવો છે કે પૂર્વે કહ્યું તે પ્રકારે જીતેલું હોય તે રાજાએ અપાવવું. બીજી રીતે જીતેલું ન અપાવવું. જુગારમાં કપટ કરનારનો દંડ કરવા વિશે તેજ સ્મૃતિકાર કહે છે કે,—

દગાવાળા પાસાથી અથવા કપટથી જે જુગાર રમે તેને રાજાએ શરીર ઉપર નીશાની કરીને (ડામ દઈને) દેશપાર કરવો. उपाधिः એટલે કપટ રાજાની આજ્ઞા શિવાય જુગાર રમનારને શિક્ષા કરવા વિશે મનુ કહે છે કે,—જે મનુષ્ય પોતે જુગાર રમેછે અને બીજાને જુગાર રમવાને બોલાવીને રમાડે છે તે સર્વને રાજાએ શિક્ષા કરવી. તેમજ શુદ્ર જાતિના મનુષ્ય બ્રાહ્મણનાં ચિન્હ ધારણ કરીને ફરતા હોય તેમને પણ શિક્ષા કરવી. द्विजलिंग એટલે ઉપવીત, વેદપાઠ વગેરે. જુગાર રમવાની બાબતના નિયમો, સરત મારીને લઢવાની, કુસ્તી કરવાની વગેરે બાબતોને પણ લાગુ પડે છે. એ વિશે યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—એજ નિયમ સરત કરીને લઢવાના, કુસ્તી વગેરે કરવાના સર્વે પ્રકરણને લાગું છે, એમ સમજવું. प्राणिभूत એવું પદ સ્મૃતિમાં છે તે समाह्वय શબ્દનું વિશેષણ છે. એનો અર્થ એવો કે એ બંને એકજ જુગાર રમવા વિશે અને સરત મારવા વિશેનું પ્રકરણ સમાપ્ત.

## अथ प्रकीर्णकम्.

પરચુરણ બાબતો.

याज्ञवल्क्यः ऊनंवाप्यधिकंवापिलिखेद्योराजशासनम् पारदारिक चौरौवामुंचतोदंडउत्तमः अभक्ष्येणद्विजंदूष्यन्दंड्यउत्तमसाहसम् मध्यमंक्षत्रियंवैश्यंप्रथमंशुद्रमर्द्धकम् अभक्ष्यंसुरामुत्रपुरीषादि स एव कूटस्वर्णव्यवहारीविमांसस्यचविक्रयी अंगहीनस्तुकर्तव्योदा प्यश्चोत्तमसाहसम् विमांसंगवादिमांसंचशब्दनांगच्छेदनमपीतिमि ताक्षरायांतथा शक्तोह्यमोक्षयन्नतंदंष्ट्रिणांशृंगिणांतथा प्रथमंसाह संदंड्योविक्रुष्टेद्विगुणंतथा विक्रोशःक्रंदनं मनुः मनुष्यमारणेक्षिप्रं चोरवत्किल्बिषीभवेत्

યાજ્ઞવલ્ક્ય કહે છે કે,—રાજાના આજ્ઞા પત્રમાં ઓછું કે વતુ કંઈ લખે અથવા કેદખાનામાંથી ચોરને કે વ્યભિચારીને નાશી જવા દે. તેને ભારેમાંભારે દંડ કરવો. કોઈ અભક્ષ પદાર્થ ખવડાવીને બ્રાહ્મણને દુષિત કરે તેણે ઉત્તમ સાહસને માટે કહેલો દંડ આપવો. ક્ષત્રિયને દુષિત કરે તો મધ્યમ સાહસ જેટલો વૈશ્યને દુષિત કરે તો પ્રથમ સાહસ જેટલો અને શુદ્રને દુષિત કરે તો તેથી પણ અડધો દંડ આપવો. अभक्ष्यं એટલે દારૂ, મૂત્ર, વિષ્ટા વગેરે તેજ સ્મૃતિકાર કહે છે કે,—બનાવટી સોનાનો વેહેપાર કરીને ખરા સોનાના વેહેપાર પ્રમાણે લોકોને ફસાવે તેમજ નિષિદ્ધ કરેલું માંસ જે વેચે તેનું એકાદ અંગ ભાગી નાખવું અને તેની પાસેથી ઉત્તમ સાહસ જેટલો દંડ લેવો. विमांसं—નિષિદ્ધ માંસ મિતા-

क्षरा ग्रंथकारनुं एवुं मत छे के, स्मृतिमां 'च' (अने) एवुं पद छे तेनो अर्थ तेनो अवयव पण कापवो, एम समजवुं. तेज स्मृतिकार कहे छे के,—शरीरने व्यथा थवी दांत अथवा सींगडांवाळां जनावर कोई माणसने इजा करतां होय अने ते जानवरनो धणी पोतानामां सामर्थ्य छतां पण ईजावाळा माणसनी मददे जाय नहि तो तेनो प्रथम साहसना गुनाहने माटे कहेलो दंड करवो; अने इजावाळा माणसे 'दोडो, दोडो' एम बुमो पाडी छतां पण ते न जाय तो तेने तेथी बमणो दंड करवो. विक्रोशः—बुमो पाडवी. मनु कहे छे के,—मनुष्यनो प्राण लेवानो अपराध करनार पासेथी, चोरीना गुनाह बदल जे दंड कह्यो छे ते दंड तत्काळ लेवो.

प्राणीओनो जीव लेवा वगेरे.

प्राणभृत्सुमहत्स्वर्द्धंगोगजोष्ट्रहयादिषु क्षुद्रकाणांपशूनांतुहिंसनेद्वि शतोदमः पंचाशत्तुभवेदंडःशुभेषुमृगपक्षिषु गर्दभाजाविकान्हंतु र्दंडःस्यात्पंचमाषकः माषकस्तुभवेदंडःश्वसुकरनिपातिनइति अ यंचदंडोहतमूल्यदानानंतरंबोध्यः याज्ञवल्क्यः जारंचौरेत्यभिवद न्दाप्यःपंचशतंदमं उपजीव्यधनंमुंचंस्तदेवाष्टगुणंस्मृतम् उप जीव्यगृहीत्वा

बळद, गाय, हाथी, ऊंट अथवा घोडो अने एवांज बीजां मोटां पशु मारवा ब-दल उपर कहेला दंडथी अरधो दंड करवो. नानां जनावर मारवा बदल बसें 'पण' दंड करवो. अने सुंदर पशु तथा पक्षी मारवा बळद पचास 'पण' दंड करवो. गधेडुं, बकरी, अने घेटी मारी होय तो पांच माषक दंड, अने कुतरुं अथवा भूंड मार्युं होय तो एक माषक दंड करवो. मारेलां जनावरनी कीमत अपावीने ते उपरांत आ दंड आपवो. एम समजवुं. याज्ञवल्क्य कहे छे के,—व्यभिचारी पुरुष उपर जे चोरनो आरोप मूके तेनी पासेथी पांचसें पण दंडना अपाववा जोइए. गुनेहगार पासेथी लांच लइने जे तेने छोडी दे तेनी पासेथी उपरना दंड करतां आठगणो दंड लेवो जोइए, स्मृतिमां उपजीव्य पद छे, एनो अर्थ लइने.

राजनिंदा वगेरे.

राज्ञोनिष्टप्रवक्तारंतस्यैवाक्रोशकारिणम् तन्मंत्रस्यचभेत्तारंजिव्हां छित्वाप्रवासयेत् अनिष्टमरणादि आक्रोशस्तवराज्यभ्रंशोस्त्वित्या दिः मनुः राज्ञःकोशापहर्तृंश्चप्रतिकुलेष्ववस्थितान् घातयेद्विविधै र्दंडैररीणांचोपजापकम्याज्ञवल्क्यःमृतांगलग्नविक्रेतुर्गुरोस्ताडयितु

स्तथा राजयानासनारोदुर्दंड उत्तमसाहसःमृतांगलग्नंमृतकवस्त्रादि

રાજાનું અકલ્યાણ થવા માટે જે તેને શાપ દે, તેની અપકીર્તિ જે ફેલાવે, અથવા તેનો મંત્ર (ગુહ્ય મસલત) જે પ્રસિદ્ધ કરે, તેની જીભ કાપીને રાજાએ તેને દેશપાર કરવો. अनिष्टं એટલે મરણ વગેરે. आक्रोश (એટલે શાપ)—'તારૂં રાજ્ય નાશ પામો' વગેરે. મનુ કહેછે,—રાજાનો ભંડાર લુંટનારને, રાજાની આજ્ઞાથી વિરૂદ્ધ આચરણ કરવામાં તૈયાર થઈ રહેલાને અને શત્રુઓ તરફના છુપા દુત જેવા થઈ રહેલાઓને બન્ને પ્રકારની શિક્ષા ઓ કરવી. યાજ્ઞવલ્ક્ય કહેછે કે,—મરી ગયેલા શબ ઉપરનું વસ્ત્ર વગેરે વેચનારને, પોતાના ગુરૂને તાડન કરનારને, તેમજ રાજાના વાહન કે રાજાના આસન ઉપર બેસનારને ઉત્તમ સાહસ જેટલો ( ભારેમાં ભારે ) દંડ કરવો. मृतांगलग्नं—મરી ગયેલા શબ ઉપર ઓરાડેલું વસ્ત્ર વગેરે.

લોકાપકાર વગેરે.

सएव द्विनेत्रभेदिनोराजादिष्टांदेशकृतस्तथा विप्रत्वेनचशूद्रस्यजी वतोऽष्टशतोदमः नेत्रद्वयभेत्तुःराजनिषिद्धकर्मकर्तुर्विप्रवृत्याजीवि तुश्चशूद्रस्येत्यर्थः श्राद्धभोजनार्थंतुयज्ञोपवीतधारणे तप्तशलाकया यज्ञोपवीतवद्रेखाकार्येतिस्मृत्यंतरेमिताक्षरायाम्

તેજ સ્મૃતિકાર કહેછે કે,—બીજાની બંને આંખો ફોડનારનો, રાજાએ ન કરવાની આજ્ઞા આપી હોય તે કર્મ કરનારનો, અને શુદ્ર હોઈને બ્રાહ્મણની વૃત્તિવડે જીવિકા ચલાવનારનો આઠસેં 'પણ' દંડ કરવો. એનો અર્થ એવો છે કે,—બન્ને આંખો ફોડનારનો, રાજાએ મના કરેલું કર્મ કરનારનો, અને બ્રાહ્મણની વૃત્તિથી જીવનાર શુદ્રનો. મિતાક્ષરામાં એમ લખ્યું છે કે,—કોઈ શુદ્ર શ્રાદ્ધમાં જમવા માટે યજ્ઞોપવીત ધારણ કરે તો તપાવેલી લોઢાની સળી વતી જનોઈ પેઠે તેના શરીર ઉપર રેષા કરી ડામ દેવો. એમ કોઈ સ્મૃતિમાં કહ્યું છે.

ન્યાય ફેરવવા વિષે.

व्यवहारान्यथाकारिणांदंडमाहसएव दुर्दृष्टांस्तुपुनर्दृष्ट्वाव्यवहारा न्नृपेणतुसभ्याःसजयिनोदंड्याविवादाद्विगुणंदमम् योमन्येताजितो स्मीतिन्यायतोपिपराजितः तमायांतंपुनर्जित्वादापयेद्विगुणंदमम्

વ્યવહાર શાસ્ત્ર વિરૂદ્ધ અન્યાયથી જે ઠરાવ કરેછે, તેમનો દંડ કરવા વિષે તેજ સ્મૃતિકાર કહેછે કે,—જે ન્યાય યથાયોગ્ય થયા નથી. તેની તજવીજ રાજાએ ફરીને કરવી; તથા તે ન્યાય કરવામાં સલાહકાર સભાસદ અને દાવો જીતેલો પુરૂષ એ સર્વને દાવાની રકમ કરતાં બમણો દંડ કરવો. જે માણસ એમ માનતો હોય કે ન્યાયસભામાં યદ્યપિ હું

હાર્યો છું, તથાપિ હું ખરેખરો હારેલો નથી; કેમકે મારો દાવો વાજબી છે. એમ કહીને ફરીને ન્યાયસભામાં આવીને તે દાવો કરે, અને તેમાં જો તે હારે તો દાવાની રકમ કરતાં બમણો દંડ તેની પાસેથી લેવો.

ગ્રંથમાં કહેલી સંખ્યાનો ખુલાસો.

अत्रसर्वत्रानुक्तसंख्येयासंख्यापणविषयिणीज्ञेयापणस्तु कर्षोन्मितं ताम्रं कार्षिकस्ताम्रिकः पणइतिकोशात् कर्षः पलचतुर्थांशः वराटिकानांदशकद्वयंयत्साकाकिणीताश्चपणश्चतस्त्रइतिभास्करा चार्योक्तश्चपणः

આ ગ્રંથમાં જ્યાં સંખ્યા માત્ર બતાવી છે, પણ તે સંખ્યા શાની (કયા નાણાની?) એમ બતાવ્યું નથી, ત્યાં તે સંખ્યા 'પણ' નામે નાણાની સમજવી. એક કર્ષ જેટલા ત્રાંબાના નાણાને પણ કહેછે. કેમકે એક કર્ષ વજનનો તાંબાનો પૈસો તે "પણ" એમ કોશમાં કહેલું છે. 'પલ' નામે વજનનો ચોથો ભાગ તે કર્ષ. વળી વીસ કોડી એટલે એક કાકિણી, અને ચાર કાકિણી એટલે એક પણ એમ ભાસ્કરાચાર્યે પણ 'પણ' વિષે કહ્યું છે.

ઉત્તમ સાહસ વગેરે દંડનું પ્રમાણ.

उत्तमसाहसादिकंतुसाशीतिपणसाहस्त्रोदंडउत्तमसाहसः तदर्द्धं मध्यमःप्रोक्तस्तदर्द्धमधमःस्मृतइति तथाउक्तापराधेषूक्तपरिमाण दंडैर्दमनासंभवेधिकोपिदंडः यथाहापस्तंबः दंडोदमनादित्याहुस्ते नादांतान्दमयेदिति

ઉત્તમ સાહસ વગેરે દંડ વિષે—એક હજાર એંશી 'પણ' નો દંડ ઉત્તમ સાહસનો જાણવો; તેનું અર્ધ તે મધ્યમ સાહસ; અને તેનું અર્ધ તે અધમ સાહસ કહેલું છે. તેમજ પૂર્વે કહેલા કોઈ પણ અપરાધમાં દંડની કહેલી સંખ્યા જેટલો દંડ કર્યા છતાં પણ તેવો અપરાધ કરવાનું તે અપરાધી છોડી દે એમ નહિ હોય તો, તે સંખ્યા કરતાં વધારે પણ કરવો. એ વિષે આપસ્તંબ કહેછે કે,—"જેનાવડે અપરાધીઓનું દમન કરવામાં આવેછે તેનું નામ 'દંડ'; માટે જે અપરાધીઓનું દમન થયું નહિ હોય તેમને દમવા."

સર્વસ્વ જપ્ત કરવા વિષે.

तथा सर्वस्वापहारदंडेविशेषमाहनारदः आयुधान्यायुधीयानांवा ह्यादीन्वाह्यजीविनाम् वेश्यास्त्रीणामलंकारान्वाद्यतोद्यादितद्विदाम् यच्चयस्योपकरणंयेनजीवंतिकारुकाः सर्वस्वहरणेप्येतन्नराजा हर्तुमर्हति

તેમજ સઘળી મિલકત સરકારમાં જપ્ત કરવામાં આવી હોય તે વિષે વિશેષ નારદ કહેછે કે,—જે જગોએ અપરાધીનું સર્વસ્વ હરણ કરવા સંબંધી ઠરાવ કરેલા છે, તે જગોએ પણ, હથિયાર ઉપર જીવનારનાં હથિયાર, વાહન ઉપર નિર્વાહ કરનારનાં વાહન અથવા બળદ, ઘોડા વગેરે, વેશ્યા સ્ત્રીઓના અલંકાર, ગાવા બજાવવા ઉપર નિર્વાહ કરનારનાં વાજાં વગેરે, કારીગરોનાં તેમનો નિર્વાહ કરવાનાં હથિયાર, એ વગેરે જે જેનાં જીવિકાનાં સાધનો હોય, તે તે રાજાએ હરણ કરવાં નહિ.

અન્યાયથી લીધેલા દંડની વ્યવસ્થા.

अन्यायाद्गृहीतस्यदंडस्यप्रतिपत्तिमाहयाज्ञवल्क्यः राज्ञान्यायेनयो दंडोगृहीतोवरुणायतम् निवेद्यदद्याद्विप्रेभ्यः स्वयंत्रिंशद्गुणीकृतम् त्रिंशद्गुणंवरुणोद्देशेनसंकल्प्यविप्रेभ्योदद्यादित्यर्थः इतिश्री मीमांसकभट्टनिलकंठेनकृतेभास्करे व्यवहारमयुखः समाप्तः ॥

અન્યાયથી લીધેલા દંડની વ્યવસ્થા કેવી કરવી તે વિષે યાજ્ઞવલ્ક્ય કહેછે કે,—રાજાએ જે દંડ અન્યાય વડે લીધેલો હોય, તે તેણે વરૂણદેવને અર્પણ કરીને તેથી ત્રીશગણું દ્રવ્ય તેણે પોતે બ્રાહ્મણોને આપવું. એનો અર્થ એવો છે કે, ત્રીસગણું દ્રવ્ય વરૂણને અર્પણ કરવાના ઉદ્દેશથી સંકલ્પ કરીને બ્રાહ્મણોને આપવું. પરચુરણ વિષય સમાપ્ત.

---

એ પ્રમાણે શ્રી મીમાંસક ભટ્ટ નીલકંઠે કરેલા ભાસ્કર ગ્રંથમાંનો વ્યવહાર મયૂખ સમાપ્ત થયો.

---

निर्भयरामतनूद्भवछोटालालेतिलोकविदितेन ।
भाषांतरंप्रणीतोग्रंथोयंतेनयत्नेन ॥१॥
कालश्चाल्पोकार्यभारोविशेषोदेहोयंमेमंदतांप्रागुपेत ।
गत्वापारंद्रागहंपुस्तकस्यदृष्ट्वादोषंदूषणीयोस्मिकेषाम ॥२॥
त्वरयालिखितेखलुमंदधियः स्खलनंममचेत्क्षमतांसुजनः ।
क्वचभास्करतीव्रमयुखगतिःक्वचगुर्जरवागवनौपथिकः ॥३॥



